થતી આની જે કોઈ મત મળે અથવા આવ્યા સાંભળે તેમની પ્રેમથી શુશ્રુષા કરતા અને તેમના ઉપદેશામૃતનુ પાન કરવા પ્રયત્નશીલ રહેતા નિષ્કામભાવે કરેલી પ્રભુભક્તિ એક સાધારણ માણસને કેટલી ઊંચી કોટિએ પહોંચાડે છે, તે માટે આ ચરિત્ર ઉમદા દૃષ્ટાંતરૂપ છે આમા આપેલી વિગત તેમના પુત્ર શ્રીયુત ઉત્તમભાઈ પચાન પાસેથી એકઠી કરીને આપાઈ છે

તે પછી બીજુ **મહારાજ શ્રીજાનકીદાસજીનુ** ચરિત્ર અપાયુ છે એમનુ ચરિત્ર પંજાબનિવાસી કવિશ્રી પરમેશ્વરાનંદજીના હસ્તે લખાયુ છે એનુ બનેલુ કે તેમને જાંઘમા રસોળી થઇ હતી તેનુ ઓપરેશન કરાવવા નડિયાદ આવ્યા અને પ્રેમ ગોપાલ મહારાજ જાનકીદાસના સ્વર્ગસ્થ ભક્ત ગણપતભાઇ હરિભાઇ બારોટનો મેળાપ થયો તેમણે સંતરામ મંદિરમા રહેવાની તેમને સગવડ કરી આપી હતી એક દિવસ કેટલાક ભક્તજનો સ્વામીજીનું જીવનચરિત્ર તૈયાર કરાવવા સબંધી વિચાર કરતા હતા તે વાત કવિશ્રીના કાને પડતા પોતે એ ચરિત્ર લખવાનુ માથે લીધુ અને પછી હિન્દી તૈયાર કરી આપ્યુ. તેના પરથી નડિયાદનિવાસી ભક્ત શ્રીયુત ગોકળદાસભાઇ મોતીલાલ સનૈયાએ ગુજરાતીમા ભાષાંતર કરી આપતા યથાયોગ્ય સંશોધન સહિત આમા લેવાયુ છે

ઉપરના ત્રણે ચરિત્રોરૂપી ત્રિવેણીસંગમમા શુદ્ધભાવે ડૂબકી માર્યા પછી શુદ્ધ થયેલા અંતઃકરણને પ્રભુમા જોડવા ઇચ્છનાર વાચકબંધુ માટે છેવટે **કેટલાંક ભજનો, સાખીઓ, ધૂનો ઈત્યાદિ આપેલા છે**

આ આમા આપેલા ચરિત્રો તૈયાર કરવા-કરાવવામા મહારાજ વૃંદાવનદાસજી, શ્રીયુત ઉત્તમભાઇ ભૂધરભાઇ પચાન, શ્રીયુત ગોકળદાસ મોતીલાલ અને કવિશ્રી પરમેશ્વરાનંદજીએ એક યા બીજા પ્રકારે ફાળો આપેલો છે, તેથી અહીં તેમનો અત્યંત આભાર માનવામા આવે છે

જો કોઇ સજ્જન આમા આપેલા ચરિત્રો સબંધી વિશેષ માહિતી લખી મોકલાવશે તો તે યોગ્ય જણાતા નવી આવૃત્તિમા ઉમેરી લેવાશે

**આ પુસ્તક સાથે સંસ્થાના ગ્રંથોનુ નવુ સૂચીપત્ર મોકલ્યુ છે; તે તરફ વાચકબંધુઓનુ ધ્યાન ખેંચવામાં આવે છે**

આ પછીનાં પૃષ્ઠોમાં ચાલુ વરસનો " વિવિધગ્રંથમાળા "નો પૃષ્ઠ-મેળ અને "વિવિધ ગ્રંથમાળા"નું ચાલુ વરસનું ધોરણ અપાયું છે.

તે પછી (૧) એક સંતનો અનુભવ, (૨) સંતોં કે જીવન સે સંકલિત, (૩) યત્તાનામ્ જપયજ્ઞોડસ્મિ, (૪) સાધુ કોણ કહેવાય? (૫) સંન્યાસીઓને હિંદમાતાની હાકલ, (૬) દાનનો પલટાતો પ્રવાહ, (૭) ગામડે જઈને, (૮) ગૃહસ્થોં કે લિયે સાધારણ નિયમ, (૯) ભગવાન કિસ પર પ્રસન્ન રહેતે હૈં, અને (૧૦) ગામડી ગીતા—એ લેખો અપાયા છે; એ તરફ વાચકબંધુઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

અંતે આમાં આપેલાં ચરિત્રો ઇત્યાદિ વાચકબંધુઓને ભક્તિ, વિવેક, વૈરાગ્ય, દયા આદિ સાધનો દૃઢીભૂત કરવામાં અને પરમશ્રેયના પંથે વળવામાં ઉપયોગી થાય એવી ભાવનાપૂર્વક हरिः ॐ तत्सत् ॥

સંવત ૧૯૯૭,
મહા વદિ–૧૧

અવગુણસાગર
—ભિક્ષુ અખંડાનંદ




“વિવિધ ગ્રંથમાળા” વર્ષ ૨૮ મું, સંવત ૧૯૯૬, અંક ૩૩૬

# મહાત્મા સરયુદાસજી

ભૂધરભક્ત તથા મહારાજ જાનકીદાસ-
જીનાં ટૂંકાં ચરિત્રો ઇત્યાદિ



सस्तु सांहित्य वर्धक कार्यालय तरफथी
संपादक ने प्रकाशक-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પૃ ૨૫૬, પ્રત ૬૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય દશ આના



# प्रकाशकनुं निवेदन

આ પુસ્તક "વિવિધ ગ્રંથમાળા"ના ૨૯ મા વર્ષના અંક ૩૩૬ રૂપે પ્રસિદ્ધ થાય છે.

આમાં બે સંતો અને એક ભક્તનું મળીને ત્રણ ચરિત્રો તથા તે પછી કેટલાંક ભજનો ઇત્યાદિ અપાયું છે.

પ્રથમ ચરિત્ર મહાત્મા સરયુદાસજીનું છે. તેઓ ચાલુ સૈકામાં જ થઇ ગયા હોવા છતાં, તેમના જીવન સંબંધી પૂરી માહિતી મળી શકી નથી. ધોળકાનિવાસી શ્રીયુત ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલને મહાત્મા સરયુદાસજી સાથે અંગત પરિચય થયેલો; તે સંબંધી તેમણે 'સરયુસંગમ' નામે લેખ લખ્યો હતો. તે વાંચવામાં આવતાં વિશેષ હકીકત મળે તો સાર', એમ વિચારી અમદાવાદમાં પ્રેમદરવાજે મહારાજ સરયુદાસજીના મોરલીધરના મંદિરમાં હાલરહેતા મહારાજ વૃંદાવનદાસજીને એ વિષે વાત કરી. તેમણે પોતાની યાદગીરીમાં હતી તેટલી વિગત લખી આપી તે ઉપરાંત થોડી વિગત મહાત્મા સરયુદાસજીની કથામાં જતા એક વૃદ્ધ ભક્તને પૂછીને ઉતારી લીધી હતી. એ રીતે એકઠી કરાયલી સર્વ હકીકત વ્યવસ્થિત રીતે ગોઠવીને અપાઇ છે.

બીજું ચરિત્ર **શ્રીભૂધર ભક્તનું** છે. તેઓ થોડાંજ વર્ષો ઉપર થઇ ગયેલા હોઇ ધોળકા તાલુકાના ચંડીસર ગામેથી ધંધાર્થે આવીને તેમણે અમદાવાદમાં નિવાસ કર્યો હતો. બાળપણથી પ્રભુ ઉપર સારી શ્રદ્ધા હતી; અને અમદાવાદ આવ્યા પછી એ શ્રદ્ધા દિવસે દિવસે વૃદ્ધિંગત

થતી ચાની જે ગેહ મત મળે અથવા આજ્ઞા સાભળે તેમની પ્રેમથી શુશ્રુષા કરતા અને તેમના ઉપદેશામૃતનુ પાન કરવા પ્રયત્નશીલ રહેતા નિષ્કામભાવે કરેલી પ્રભુભક્તિ એક સાધારણ માણસને કેટલી ઊંચી કોટિએ પહોંચાડી દે છે, તે માટે આ ચરિત્ર ઉમદા દૃષ્ટાતરૂપ છે આમા આપેલી વિગત તેમના પુત્ર શ્રીયુત ઉત્તમભાઈ પચાણ પાસેથી એકઠી કરીને અપાઈ છે

તે પછી ત્રીજુ **મહારાજ શ્રી-જાનકીદાસજીનુ** ચરિત્ર અપાયુ છે એમનુ ચરિત્ર પજાબનિવાસી કવિશ્રી પરમેશ્વરાનદજીના હસ્તે લખાયુ છે એનુ બનેલુ કે તેમને જ્યારે નસોળી થઇ હતી તેનુ ઓપરેશન કરાવવા નડિયાદ આવ્યા અને પ્રેમ ગોપાલ મહારાજ જાનકીદાસના સ્વર્ગસ્થ ભક્ત ગણપતભાઇ હરિભાઇ બારોટનો મેળાપ થયો તેમણે સતરામ મદિરમા રહેવાની તેમને સગવડ કરી આપી હતી એક દિવસ કેટલાક ભક્તજનો સ્વામીજીનુ જીવનચરિત્ર તૈયાર કરાવવા સબધી વિચાર કરતા હતા તે વાત કવિશ્રીના કાને પડતા પોતે એ ચરિત્ર લખવાનુ માથે લીધુ અને પછી હિંદી તૈયાર કરી આપ્યુ તેના પરથી નડિયાદનિવાસી ભક્ત શ્રીયુત ગોકળદાસભાઇ મોતીલાલ સૈયાએ ગુજરાતીમા ભાષાતર કરી આપતા યથાયોગ્ય સશોધન સહિત આમા લેવાયુ છે

ઉપરના ત્રણે ચરિત્રોરૂપી ત્રિવેણીસગમમા શુદ્ધભાવે ડૂબકી મારી પછી શુદ્ધ થએલા અતઃકરણો પ્રભુમા જોડવા ઇચ્છનાર વાચકબધુ માટે છેવટે **કેટલાંક ભજનો, સાખીઓ, ધૂનો ઇત્યાદિ** આપેલા છે

આ આમા આપેલા ચરિત્રો તૈયાર કરવા-કરાવવામા મહારાજ વૃદાવનદાસજી, શ્રીયુત ઉત્તમભાઇ ભૂધરભાઇ પચાણ, શ્રીયુત ગોકળદાસ મોતીલાલ અને કવિશ્રી પરમેશ્વરાનદજીએ એક યા બીજા પ્રકારે ફાળો આપેલો છે, તેથી અત્રે તેમનો અત્યત આભાર માનવામા આવે છે

જો કોઇ સજ્જન આમા આપેલા ચરિત્રો સબધી વિશેષ માહિતી લખી મોકલાવશે તો તે યોગ્ય જણાતા નવી આવૃત્તિમા ઉમેરી લેવાશે

આ પુસ્તક સાથે સંસ્થાના ગ્રથોનુ નવુ સૂચીપત્ર મોકલ્યુ છે; તે તરફ વાચક-બંધુઓનુ ધ્યાન ખેચવામાં આવે છે

આ પછીના પૃષ્ઠોમાં ચાલુ વરસનો " વિવિધ પ્રશ્નમાળા "નો પૂર્ણ ભેગ અને "વિવિધ પ્રશ્નમાળા"નું ચાલુ વરસનું ધોરણ અપાયું છે

તે પછી (૧) એક સંતનો અનુભવ, (૨) સંતો કે જીવન મે સંકલિત, (૩) યજ્ઞાનામ્ જપયજ્ઞોઽસ્મિ, (૪) સાધુ કોણ કહેવાય? (૫) સંન્યાસીઓને ભિક્ષાતાની હાકલ, (૬) દાનનો પલટાતો પ્રવાહ, (૭) ગામડે જઈને, (૮) ગૃહસ્થો કે નિયે સાધારણ નિયમ, (૯) ભગવાન કિમ પર પ્રસન્ન રહેતે હૈ, અને (૧૦) ગામડી ગીતા—એ લેખો અપાયા છે, એ તરફ વાચકબંધુઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

અંતે આમાં આપેલા ચરિત્રો ઇત્યાદિ વાચકબંધુઓને ભક્તિ, વિવેક, વૈરાગ્ય, દયા આદિ સાધનો દૃઢીભૂત કરવામાં અને પરમશ્રેયના પથે વળવામાં ઉપયોગી થાય એવી ભાવનાપૂર્વક हरिः ॐ तत्सत् ॥

સંવત ૧૯૮૭,
મહા વદિ-૧૧

અનંતગુણસાગર
—ભિક્ષુ અખંડાનંદ

# 'विविध ग्रंथमाळा"नो पृष्ठमेळ सं.१९९६

"વિવિધ ગ્રંથમાળા"ના સંવત ૧૯૮૬ના ઓગણત્રીસમા વર્ષના ૫×૭ ના કદના અપાયેલા પુસ્તકોનો પૃષ્ઠમેળ નીચે પ્રમાણે છે —

| ગ્રંથાંક | પુસ્તકનું નામ | પૃષ્ઠ | મૂલ્ય | ટપાલ ખર્ચ |
|---|---|---|---|---|
| ૩૨૫ થી ૩૨૭ | સત્યાગ્રહ અને અસહયોગ | ૪૯૬ | ૧। | ०। |
| ૩૨૮ થી ૩૩૨ | શ્રીતુકારામ ગાથા-ગ્રંથ ૨જો | ૯૪૪ | ૨। | ०।≈ |
| ૩૩૩ થી ૩૩૫ | શુભસંગ્રહ ભાગ ૯ મો | ૯૩૬ | ૧) | ०।≈ |
| ૩૩૬ | મ૦ મરયુદાસજી, ભુવરભક્ત / મ૦ જાનકીદાસના ચરિત્રો | ૨૦૮ | ०॥= | ०। |
| | | ૨૬૮૪, | ૬)=, | ૧।, |

ઉપર મુજબ ૮૪ પૃષ્ઠનું વધુ વાચન અપાયું છે, તે હવે પછીના સંવત ૧૯૮૭ના વર્ષમાં મજરે ગણી લેવાશે.

આમાંનું "સત્યાગ્રહ અને અસહયોગ" જપ્ત થયેલું છે, તેથી હવે તેને બદલે પૃષ્ઠ ૪૯૬નું તથા રૂપિયા ૧। ના મૂલ્યવાળું "શ્રીબુદ્ધચરિત ને અન્ય સંતપુરુષો" પુસ્તક મળશે.

ચાલુ વરસ સંવત ૧૯૮૭ નું "વિવિધગ્રંથમાળા"નું ધોરણ નીચે છપાયું છે પહેલું પુસ્તક મનુસ્મૃતિ છપાય છે તે પછી ઈશ્વરેચ્છા તો ભક્તચરિત્ર ભાગ ૨ જો, આખ્યાનમાળા ગ્રંથ ૩ જો, પૂજાના ફૂલ, વૈદક સંબંધી ગ્રંથો, મહાત્મા રામચંદ્ર દત્ત ઇત્યાદિમાંથી પસંદગી કરાઇને પ્રસિદ્ધ થશે

# "विविध ग्रंथमाळा"नुं हालनुं धोरण

૧—વાર્ષિક મૂલ્ય પાકા પૂઠા સાથે રૂપિયા ૫) કોઈ ટપાલખર્ચ ચાલુ વર્ષનું માફ હોય છે આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક મૂલ્ય રૂપિયા ૮ (અથવા શિલિંગ ૧૨) છે ૨—પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે વચ્ચે જ્યારે ત્યારે ગ્રાહક થવા ઇચ્છનાર

કારતકથી પુસ્તકો અપાય છે. ૩—"પખવાડા"ના કદનાં પૃષ્ઠ **૧૯૦૦ થી ૨૧૦૦ સુધી** ત્રણથી ચાર પુસ્તકો દ્વારા અપાય છે. તેમાંનાં નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાઈ, બાકીનાં નીકળે તેમ મોકલાય છે. ૪—કોઈ વાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદા પૂંઠાવાળુંજ બંધાશે અથવા બીજા પાકા પૂંઠાવાળા પુસ્તકના ભેગું બંધાવાશે. ૫—પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું વાર્ષિક મૂલ્ય મંગાવી લેવાશે; પણ બનતાં સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાશે, જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે, તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે. ૬—જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. આવ્યે તે પાછું વાળશે તો તે છેલ્લા પુસ્તક ઉપરનો સર્વ હક ગુમાવશે; પરંતુ જેમનું વી. પી ભુલથી કે એવા કોઈ કારણથી પાછું વળ્યું હશે, તેઓ પોતાનું વાર્ષિક મૂલ્ય મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે; તથા વી. પી. પાછું વળવાથી ટપાલ આદિ ખર્ચ રદ ગયું હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ તેઓ મેળવી શકે છે. ૭—"વિવિધ ગ્રંથમાળા"નાં પુસ્તકો પૂરતી ચોકસી કરીને ટપાલમા નંખાય છે; છતાં તે ગ્રાહકને મળે નહિ તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. ટપાલખાતા પર અરજી કરવા છતા જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો ટપાલખાતા સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે તો બનતો વિચાર થશે. ૮—ગેરવલ્લે જાય નહિ તેટલા માટે દરેક પુસ્તક રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવું હોય તેમણે તે ખર્ચના બાર આના વધુ મોકલવા. ૯—વાર્ષિક મૂલ્ય રૂબરૂમાં ભરનારને તેજ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા વાર્ષિકમૂલ્ય ભરનારે વી. પી. ઉપર જે સરનામું, ટપાલની છાપ વગેરે હોય છે, તેનેજ પાવતી તરીકે જાળવી રાખવાનું છે. ૧૦—મુંબઈના કાર્યાલયમાં "વિવિધ ગ્રંથમાળા"નું વાર્ષિક મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સર્વ સંબંધ અમદાવાદનાજ કાર્યાલય સાથે સમજવાનો છે.

શરૂનાં પૃષ્ઠોમાં અપાયલા પ્રકીર્ણ લેખો

# एक संतनो अनुभव×

## निवेदन

કેટલાક દિવસો પહેલાં સાધુસમાગમનો લાભ લેવા હું હૃષીકેશ ગયો હતો. ત્યાં સ્વર્ગાશ્રમમાં 'શ્રીનારાયણ સ્વામીજી' નાં દર્શન થયાં. તેઓ ખાનદાન કુટુંબમાં જન્મી ઊંચી કેળવણી પામેલા એક પુરુષ છે. હમણાં તો તેઓ નિરંતર શ્રીનારાયણના નામનો જપ કરે છે ચોવીસે કલાક મૌન સેવે છે. કેવળ બે કલાક નિદ્રા લે છે. પોતે કોઇ જાતનો સંગ્રહ કરતા નથી. ઓરડીમાં એક દોરી બાંધી રાખી છે, એની ઉપર કંતાનના કકડાનું કૌપીન લટકેલું હોય છે. ભગવાન અને ભગવત્પ્રેમીની વાતો થતાં એમનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા માંડે છે. હમણાં તેઓ રાતના 'વિનય પત્રિકા' સાંભળ્યા કરે છે. અમદાવાદના 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય'ના સ્વામી અખંડાનંદજી કહેતા હતા કે, જે વખતે એઓના ચહેરા પર પ્રેમના જે કાંઈ ભાવો પ્રગટ થાય છે, તે ઝાંખી કરવા લાયકજ હોય છે. અમે અનુરોધ કર્યો તેથી પોતે રાતના પોતાના માનસિક ભજનમાંથી સમય ફાજલ પાડી, પોતાના જીવનની કેટલીક વાતો ઉર્દૂમાં લખવાની કૃપા કરી. પોતે લખ્યા બાદ કહ્યું કે, આમાં જે કંઇ પણ સાધનો લખવામાં આવ્યાં છે, એ સાધનોનો અનુભવ હું મારા જીવનમાં કરી ચૂક્યો છું અથવા તો કરી રહ્યો છું. એમાં એવી કોઇ પણ વાત નથી લખવામાં આવી કે જેનો મને પોતાનો અનુભવ ન હોય. હોશિયારપુરના એડવોકેટ લાલા અયોધ્યાપ્રસાદજી અને બુલંદ શહેરના પં. હરિપ્રસાદજીએ સ્વામીજીની સન્મુખ જ એઓના ઉર્દૂ-લેખને મને હિંદીમાં લખાવ્યો હતો. હિંદીમાં લખાવતી વેળાએ સ્વામીજીના ચહેરા પર પ્રેમભાવનો વિકાસ જોઈ સર્વેને ઘણો આનંદ થયો હતો.

—હનુમાનપ્રસાદ પોદ્દાર

× ગીતા પ્રેસ-ગોરખપુર તરફથી પ્રસિદ્ધ થયેલા एक संतका अनुभव નું ગુજરાતી ભાષાંતર.

# मारो अनुभव

જેટલું જલદી બોલવામાં કહી શકાય છે એથી ઘણો વધુ સમય લખીને કહેવામા થાય છે; પરંતુ શ્રીમાન ભગવદ્ભક્ત શ્રીજયદયાળજી અને શ્રીમાન હનુમાનપ્રસાદ પોદ્દાર, સંપાદક-' કલ્યાણ ' ની પ્રેરણાથી, આ પાપી જીવે ગૃહસ્થાશ્રમ અને ત્યાગી અવસ્થામા ભજન અને બીજાં સાધનો દ્વારા જે કંઇ અનુભવ મેળવ્યો છે તે લખું છું. જે ભક્તજન હોય તે આ વાંચે, ભૂલી ન જાય, યાદ રાખે અને પ્રેમથી એનો અભ્યાસ કરે. આ દાસે રાતના સમયે પોતાનું ભજન બંધ કરી, આ લખવામાં પોતાનો એ અમૂલ્ય સમય ગાળ્યો છે.

કાયસ્થ માથુરકુલના ખાનદાન અને સમ્ભ્રાના વંશમા સન' ૧૮૮૦ ના એપ્રિલની ૨૬ મી તારીખે અને ચૈત્રી પૂર્ણિમાએ મુરાદાબાદમા આ શરીરનો જન્મ થયો હતો આ વંશના પૂર્વજો બાદશાહને ત્યાં કોઈ એક પ્રાતના દીવાન હતા તીવ્ર વૈરાગ્ય થવાથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરતી વખતે એવો વિચાર આવ્યો કે, ભીખ કેમ મંગાશે? ઘણી શરમ લાગશે. બીજી વાત ગુરુ મળવા જોઇએ એ હતી.

એવા વિચારમા હતો અને ભગવાને એક સાધુને મારી પાસે મોકલ્યા. એમણે કહ્યુ ' 'બદરીનારાયણથી આવ્યો છું.' મેં એમની સાથે વાતચીત કરી ત્યારે એમણે મને કહ્યુ કે, ' મારી પાસે એક એવી જડીબુટી છે કે જેનુ રોજ સેવન કરવાથી ભૂખ બિલકુલ લાગતી નથી. રોજ સવારના રાઈના દાણા જેટલી જીભ પર રાખી તેનો રસ ઉતારવો. એ ઘણી ગરમ છે અને બદરીનારાયણમા પેદા થાય છે ' પછી એમણે કહ્યુઃ ' આ વાત કોઇને કહીશ નહિ કહીશ તો એનું ફળ નહિ મળે.'

જડી લઇને હુ ઘણો ખુશી થયો અને બીજે દિવસેજ નીકળી હું હરદ્વાર આવ્યો. પાસે જે સામાન હતો તે આપી દઇ, ત્યાગ કરી, હું હૃષીકેશ આવી ગયો. સાત દિવસ સુંધી રોજ એજ જડી ખાવાની ચાલુ રાખી અને ભૂખ બિલકુલ લાગી નહિ; પરંતુ શરીર ઘણુ કમજોર બની ગયુ હતુ. બેસવાઊઠવાની પણ શક્તિ રહી નહોતી અને ભજનમાં પણ વિક્ષેપ પડતો હતો; એટલા કારણસર એ છોડી

ઈ અને ભિક્ષા માગવી એ સાધુનો ધર્મ છે એવું સમજી, ક્ષેત્રમાં જઈ ભિક્ષા માગી આણતો અને ગંગાકિનારે બેસી ખાઈ લેતો.

એ વેળા બીજો એવો વિચાર આવ્યા કરતો હતો કે, ગુરુ માટે ઘણી તપાસ કરવા છતાં હજુ સુધી ગુરુ મળ્યા નથી તો પછી ગુરુ વિના સંન્યાસ કેવો? એટલા માટે મેં એવો નિશ્ચય કર્યો કે, સદેહે ગંગાજીમાં ઝંપલાવી દેહત્યાગ કરવો જોઈએ. આવા વિચારો કરતો હતો એવામાં એક દિવસે રાતના સ્વપ્નમાં જાણે હું એક પહાડ પર ઊભો છું; એજ વખતે ભગવાન સાધુના વેશમાં આવ્યા અને કહ્યું કે, 'શ્રીબદરીનારાયણ તમારા ગુરુ છે.' એક કૌપીન અને એક કામળી આપી મને કહ્યું કે, 'નારાયણ, નારાયણ કહો અને પરમહંસ બનો.' ત્યાર પછી મને કશુંય ન જણાયું. હું રાજી થયો અને હૃષીકેશથી ગંગોત્રી-કેદારનાથ થતો થતો બદરીનારાયણ પહોંચ્યો અને ત્યાં જઈ ગુરુમહારાજનાં દર્શન કર્યાં. પછી સ્વપ્નમાં આજ્ઞા થઈ કે, ચાર ધામની યાત્રા કરીને નર્મદાકિનારે જઈ ભજન કરો. ગુરુ મહારાજની આજ્ઞાનુસાર ચારે ધામની યાત્રા કરીને નર્મદાકિનારે પહોંચ્યો અને ધીમે ધીમે ભજનસંખ્યા વધારવા સાથે, જે સાધનો નીચે બતાવ્યાં છે, તે કરતો રહ્યો.

પૂર્વજીવન અથવા ગૃહસ્થાશ્રમની સ્થિતિ પરત્વે હવે મને તિરસ્કાર આવ્યો છે અને બીજાં પણ કેટલાંક કારણો છે કે, જેનો ઉલ્લેખ કરવો મને પસંદ નથી, એટલે ક્ષમા ચાહું છું. આજ મારું જીવનચરિત્ર છે અને ઉપદેશજ મારી ધારણા છે. પરમહંસનો વેખ લીધાને આજ સુધીમાં સાત વર્ષ, બે માસ ને ચોવીસ દિવસ થયા છે.

ભગવાને શ્રીમદ્ ભાગવતમાં ધર્મના નીચે જણાવેલા ચાર પાયા બનાવ્યા છે. ૧-સત્ય, ૨-તપ, ૩-દયા અને ૪-દાન.

## (૧) સત્ય બોલવાનાં સાધનો

૧. મૌન ધારણ કરવું. ગૃહસ્થાશ્રમીને જો વધુ સમય ન મળે તો સવારના સ્નાન કર્યા પછી બે-ચાર કલાક તો પાઠપૂજામાં અવશ્ય મૌન રાખવું જોઈએ.

૨. મિતભાષી થવું એટલે કે ઓછું બોલવું. આજકાલ તો નકામું

બોલવાનો ઘણો રિવાજ છે. એનો ત્યાગ કરવો જોઇએ. જરૂર જણાય ત્યારે વાત કરવી અથવા તો જ્યારે જ્ઞાનચર્ચા કરવી હોય ત્યારે બોલવું.

૩. એકાંત–સંબંધીઓ અથવા તો મિત્રો સાથે ઓછો મેળાપ રાખવો. ઘરમાં પણ અલગ ઓરડામાં બેસવું અને ધાર્મિક પુસ્તક અવલોકવું અથવા તો જગતની અસત્યતા પર વિચાર કરવો.

૪. કોઇ પણ દિવસ સમાચારપત્ર ન વાંચવું. દુનિયાભરની ખબરો જાણવાથી નકામી વાતોની સ્ફુરણા મનમાં વધે છે. અન્ય લોકોને એ વાતો સંભળાવવામાં કંઇક જૂઠું બોલવું પડે છે, એ રીતે નકામો વખત ખરાબ થાય છે. ધર્મચર્ચા કરતાં વૃત્તપત્રો અવલોકવામાં કશો વાંધો નથી.

૫. કોઇને પણ વચન આપતાં પહેલાં વિચાર કરવો અને તે બરાબર પાળવું. દાખલા તરીકે તમે કોઇને સાંજના પાંચ વાગે અમુક સ્થળે મળવાનું જણાવ્યું હોય તો અવશ્ય પાંચ વાગ્યા પહેલાં બે-ચાર મિનિટ અગાઉથીજ ત્યાં પહોંચી જવું જોઇએ.

૬. રાતના સૂતી વખતે એ વિચાર કરવો જોઇએ કે, આજે સવારથી અત્યાર સુધીમાં હું કયાં કયાં જૂઠું બોલ્યો અને મેં કયાં કયાં પાપો કર્યાં? સૂતી વખતે એ સારોય ઇતિહાસ મનમાં આણી આજે જે ખરાબ કામો થવા પામ્યાં છે, તે બીજે દિવસે કરવામાં ન આવે એ માટે મનને ઘણું સમજાવવું. આમ કરવાથી જૂઠું બોલવામાંથી અને ખરાબ કર્મ કરવાથી મન અટકશે. આમ કરવામાં ચાર–છ દિવસ તો આળસ જણાશે; પરંતુ પછીથી ટેવ પડી જવાથી ઘણો આનંદ અનુભવાશે. ઉપર કહેલાં સાધનો કરવાથી સાચું બોલવાનો મહાવરો ઘણો જલદીથી પડશે.

દરેક પૂનમે સત્યનારાયણની કથા અવશ્ય વંચાવવી જોઇએ. જે કથા વંચાવનાર હોય એણે ઉપવાસી રહેવું જોઇએ.

સત્ય એ શ્રીનારાયણનું સ્વરૂપ છે. જેઓ ભજનને સાધન માને છે, એમણે સહુથી પહેલું આ સાધન સિદ્ધ કરવું ઘટે. સાચું બોલવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. બાર વરસ સુધી સાચુંજ બોલવાથી વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. સાચું બોલવાથી દુષ્કૃત્ય કરવાના લક્ષણો

નાશ થાય છે, ચિંતા કમી થાય છે, શાસ્ત્રને અનુસરતી સવળી કરણી અને નીતિ થાય છે, એવા માણસની જગતના લોકો ઘણી પ્રશંસા કરે છે અને એના કહ્યા પર વિશ્વાસ રાખે છે. વેપારમાં સાચું બોલવાથી ઘણો ફાયદો થાય છે સાચું બોલનાર ઉપર પરમાત્મા ઘણા પ્રસન્ન રહે છે અને એને સહાય કરે છે.

સાચું બોલવાથી કદી કોઈ અવસરે નુકસાન અગર તકલીફ પણ સહન કરવી પડે તો એ સહી લેવી જોઈએ. કળિયુગ એ અસત્યનું સ્વરૂપ છે એથી આજકાલ જૂઠાણું વગેરે પ્રમાણમાં ફળદાયી નીવડતું જણાય છે, પરંતુ એનું પરિણામ ઘણું માઠું આવે છે.

જૂઠું બોલવાથી તો એટલી હદે બચી જવું જોઈએ કે, બાળકોને સુધ્ધાં ખોટી ખોટી ફોસલામણીઓથી રાજી કરવા જોઈએ નહિ બલ્કે ઘરનાં સઘળાં માણસોને હરહમેશ સાચું જ બોલવાનો ઉપદેશ આપવો જોઈએ મુજ સરખા પાપાત્માને તો સાચું બોલવાથી ઘણો લાભ થયો છે અને હરહમેશ આ કામ તો સત્યને સન્માનનો જ રહ્યો છે.

'સાચું બોલો' એ શબ્દો તો મોટા અક્ષરે કાગળ પર ચિતરાવીને સૂવા-ઊઠવા-બેસવાની અને નાહવાની તેમજ ખાવાની જગાઓમાં ચોંટાડવા જોઈએ પરિણામે વારંવાર એના પર નજર પડવાથી એ વસ્તુ યાદ રહેતી થશે

આ સાધન ઘણું જ સારું છે. જો તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો ઘરનાં સઘળાં માણસો, નોકર-ચાકરો સુધ્ધાં સાચું બોલતા થાશે.

## ( ૭ ) તપ કરવાનાં સાધનો

તપ કરવાને માટે યોગાભ્યાસ અને ભજન એ જ બે મુખ્ય સાધનો બનાવવામાં આવ્યાં છે અને બીજાં સાધનોનો એમાં સમાવેશ થઈ જાય છે.

યોગક્રિયા—પ્રાણાયામ વગેરે સાધનો ઘણાં સારાં અને પ્રાચીન છે મહાત્માઓ પરાપૂર્વથી કરતા આવ્યા છે, પરંતુ મેં તો આ પ્રકારની ક્રિયા ક્યારેય પણ કરી નથી. કારણ માત્ર એટલું જ કે મને એનો કોઈ પણ અનુભવ ન હતો, પરંતુ મને એનો શોખ પણ નથી માત્ર

એટલુંજ જાણું છું કે, આ કળિયુગમાં આ સાધન કરવું ઘણું અઘરું છે અને ઘણા વિઘ્નો વેઠવા છતાં તે સંપૂર્ણ સિદ્ધ થતું નથી.

ભજન—આ સાધન બે પ્રકારે સિદ્ધ થાય છે એક તો માળા વડે જપ કરવાથી અને બીજું જપ ર્યા વગર જેને અજપા જાપ ભગવદ્ગુણાનુવાદ કહે છે

ભજન કરનારાઓ માટે જપ કરવાની માળા એ સૌથી પહેલું સાધન છે મન માર્વાનો એ એક ઉપાય છે જ્યાં સુધી માળા ફરતી રહેશે ત્યાં સુધી ભજન ચાલુ રહેશે ભજન કેટલી વાર કર્યું એની ગણતરી સુધ્ધાં માળાથી જણાઇ આવશે મેં સાભળ્યું છે કે, આમ તૌર પર લોકો સવારસાંજ દશ-વીસ માળાઓ પોતાના નિત્યનિયમ તરીકે ફેરવે છે આ સંખ્યા ઘણી મામૂલી છે, કારણ કે જે ભજન કરવામાં આવે છે એમાં નીચે જણાવેલી વ્યક્તિઓની પુણ્ય ભાગીદાર છે (૧) ગુરુ, (૨) માબાપ, (૩) જેની હકુમતમાં આપણે વસીએ છીએ તે અને (૪) જેઓ આપણું અન્નવસ્ત્ર વગેરેથી પોષણ કરે છે તે

એક અહોરાત્રના ૨૪ કલાકમાં ૨૧,૬૦૦ વખત માનવશરીર શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે એટલે વધુ નહિ તો ૨૧,૬૦૦ વાર તો ભગવન્નામનો જાપ તો થવોજ જોઇએ બસો વખત માળા ફેરવવાથી આ સંખ્યા પૂરી થાય છે અને ટેવાઇ જતા મારા ધારવા પ્રમાણે ચાર કલાકમાં બસો માળાનો જાપ કરી શકાય બે કલાક સવારના અને બે કલાક સાંજે—અગર જેને સમય અનુકૂળ હોય તે સમયે અને ગૃહસ્થાશ્રમીઓમાંના તો દરેકે એ સાધન કરવું જોઇએ

બીજું સાધન એ છે કે, કાયમ માટે હાથમાં એક નાની માળા રાખવી જોઇએ, જેથી હરતા-ફરતા-ચાલતા પણ ભજન થવા કરે એથી કાંઈ શરમાવાની જરૂર નથી આ તો માણસમાત્રનો ધર્મ છે હરતાફરતા ધ્યાન ન રહે તો કશો વાંધો નથી, માત્ર સવાર-સાંજ પણ એટલું સાધન થાય તો ઘણું છે

વસ્ત્રની ગૌમુખી બનાવરાવી એમાં માળા નાખી, હરસમય તેમાં હાથ રાખી નિયમ માટે માળા ફેરવ્યા કરવી એ ત્રીજું સાધન છે. આ સાધન પણ બહુ સારું છે અને મથુરાવૃન્દાવન તરફ એનો વધુ પ્રમાણમાં પ્રચાર નજરે જોવામાં આવે છે.

**અજપા-જાપ** અથવા તો ભગવદ્‌ગુણાનુવાદ એ ચોથું સાધન છે. જે નીચે લખેલા ચાર પ્રકારે થાય છે. આ સાધન કરનારા માળા નથી રાખતા અને એમને એની આવશ્યકતા પણ નથી. એ ચાર પ્રકારો આ રહ્યા (૧) જિહ્વા વડે નામનો ઉચ્ચાર થાય થોડો અવાજ પણ નીકળે જેથી એકાએક સ્મરણ અટકે પણ નહિ અને એ સાથે ધ્યાન પણ ચાલુ રહેવું જોઇએજ. (૨) કંઠમાંથી અવિરત જાપ ચાલુ રહે, (૩) હૃદયમાં પણ એજ સ્થિતિ હોય અને (૪) નાભિમાંથી શ્વાસોચ્છ્‌વાસ સાથે સુધ્ધાં એ ક્રિયા ચાલુ રહે.

જિહ્વા વડે એક વર્ષ, કંઠથી બે વર્ષ, હૃદયથી બે વર્ષ અને નાભિદ્વારા સાત વર્ષ સુધી ભજન કરવાથી માનવ મોક્ષસ્વરૂપ બની જાય છે અને એને સાક્ષાત્કાર થાય છે. મતલબ કે, જાગ્રત અવસ્થામાં એને પોતાની સન્મુખ ભગવાનનું દર્શન થાય છે અને એના પગમા સિદ્ધિઓ આળોટે છે.

**અજપા-જાપમાં કઇ કઈ વસ્તુઓનું પાલન કરવું જોઇએ અને કઇ કઈ વસ્તુઓ તજવી જોઈએ તે વિષે:—**

(૧) એક વખત ભોજન અને તે પણ અલ્પાહાર, (૨) સ્વલ્પ નિદ્રા, (૩) એકાંતવાસ, (૪) ગ્રહીતક્રિયાનો ત્યાગ, (૫) ચોવીસ કલાકનું મૌન અને (૬) તિજોરીમા જેમ ધન અનામત રહે તેમ કાયમ માટે ભજનરૂપી ખજાનો આપણુ તરીકે અનામત રહેવો જોઇએ.

**હવે વિસ્તારપૂર્વક એનું ક્રમવાર વર્ણન કરવામાં આવે છે.**

(૧) ભોજન ઘણું સાત્વિક હોવું જોઇએ, દહીં, ભાત, તેલ, મરચું અને આમલી, મસાલા અને શિંગદાણા તેમજ માખીજ વગેરે જેટલા પદાર્થો વાયુ ઉત્પન્ન કરનારા છે એ સઘળા છોડી દેવા જોઇએ. એ ખાવાથી વધુ ઊંઘ આવે છે.

મગની દાળ, રોટલી, ભદાકાનું શાક વગેરેનો આહાર, સર્વોત્તમ છે. એક વખત જમવું, દાળમા ઘી વધુ લેવું અને રાતના અડધો શેર દૂધ પીવું એ પૂરતું છે. મીઠું અને ગળ્યું પણ થોડા પ્રમાણમા ખાવું જોઇએ. રોટલીનો ખોરાક આમ જો કે શુદ્ધ થક છે.

---

*કાંદા, ડુંગળી અને લસણએ તો સર્વથા ત્યાજ્ય છે. શાસ્ત્રમા લખ્યું છે કે, ડુંગળી ખાનારને પ્રેતયોનિ પ્રાપ્ત થાય છે.

(૨) ઊંઘ ઓછી કરવાનુ સાધન એ છે કે, રાતના દસ વાગ્યા પછી દર મહિને અર્ધો કલાક વધુ ને વધુ જાગતા રહેવુ જેમકે પહેલે મહિને દસથી અગિયાર વાગતા સુધી વધુ જાગવુ, બીજે મહિને બાર વાગ્યા સુધી, ત્રીજે મહિને એક વાગ્યા સુધી, ચોથે મહિને બે વાગ્યા સુધી, એ રીતે પાછલી રાતના ચાર વાગ્યા સુધી જાગતા રહેવાની ટેવ પાડવી અને પ્રાત કાળમા ચાર વાગ્યાથી તે ૭ વાગ્યા સુધી એટલે મે કલાક માત્ર એટલી ઊંઘ લેવાથી તંદુરસ્તી ખરાબ નહિ થાય અગર જો એટલુ ન બની શકે તો વધુમા વધુ ચાર કલાકની ઊંઘ લેવી મહિનાની શરૂઆત પૂનમથી કરવામા સુગમતા પડશે. આમ રીત અનાદ અવશ્ય ભજન થવુજ જોઈએ

પહેલી ઊંઘમા નિંદરનુ ઘેન વધુ પ્રમાણમા હોય છે એટલે જે વખતે ઊંઘ આવતી જણાય કે તરતજ ઊભા થઈને ધીરે ધીરે ટહેલવુ જોઈએ સાધનની શરૂઆત કરવામા આવે ત્યારે પહેલવહેલુ કેટલાક દિવસો સુધી તો એવુ પણ થાય છે કે, જ્યારે ઊંઘનો કેફ મગજ પર અમલ કરે છે ત્યારે ચક્કર આવે છે અને શરીર જમીન પર પછડાય છે અને થોડુંક વાગે છે પણ ખરુ, પરંતુ એની દરકાર ન કરવી અને સાધન છોડવુ નહિ

(૩) રાતની વેળાએ પોતાના ઓરડામા બીજા કોઈનુ અસ્તિત્વ ન હોવુ ઘટે સૂતેલા માણસને જોઈને શરીરમા આળસ વધારે છે અને ભજનમા વિઘ્ન પડે છે

(૪) રાતની વેળાએ ગાદીતકિયા પર બેસવાથી આરામ મળે, એટલે તો ઊંઘ વધુ જોર કરશે અને એ કારણસર તો ઊન અથવા દર્ભના આસન પર બેસવુ સારુ છે દોઢ ડાંનો હીંચ બનાવી એમા એક ગોળ દંડો આડો રાખવો અને જ્યારે વધારે ઊંઘ આવતી જણાય ત્યારે એના પર ઊભા રહીને દસથી પંદર મિનિટ સુધી ઊંઘ ઊડી જાય એ રીતે ઝૂલવુ રાતભર ધણો મદદ પ્રકાશ રાખો

(૫) ચોવીસ કલાક સુધી મૌન રાખવુ જોઈએ કેમકે તેનથી ધારાવત એકધ્યાન ચાલી રહેતા ભજનમા એનાથી વિશેષ પડશે

(૬) મજાનાને જેમ તિજોરીમા જાળવી રાખવામાં આવે છે,

તેમ ભજનરૂપી ખજાનાની એટલીજ કાળજી રાખવી જોઇએ. કેમકે એ લૂંટી લેવાને ઘણા ચોરલૂંટારાઓ ફરતા રહે છે. એ માટે ગૃહસ્થે તો કોઇના ઘરનું રાંધ્યું ભોજન સુધ્ધાં જમવું જોઇએ નહિ. કોઇની કંઇ વસ્તુમાત્ર પણ ન લેવી જોઇએ અને પ્રમાણિકપણે ધન કમાઇને તે વાપરવું ઘટે.

જે મહાત્માઓ આ સાધન અને જાપ કરે છે, એમને માયા અતિશય દુઃખ આપે છે. દુનિયાના લોકો સઘળો ખજાનો લૂંટી લઈ જાય છે અને આજ એક ખાસ કારણ છે કે, જેથી એઓમાં કોઇ સિદ્ધિ હોતી નથી અથવા તો તેમને ભગવદ્પ્રાપ્તિ સુધ્ધાં નથી થતી. એઓ તો માયાજાળમાં લટકતા જ રહી જાય છે. એટલા માટે ભજનરૂપી ખજાનો ન વાપરતાં જે લૂખોસૂકો રોટલો મળે તે ખાઇ નિર્મળ ગંગાજળનું પાન કરી શરીરને ટકાવી રાખવું જોઇએ.

ગૃહસ્થોને માટે આ અજપા–જાપરૂપી સાધન ઘણું કઠણ છે.બે વરસ સુધી તો શરૂઆતમાં ખાસ અડચણ પડે છે. પરંતુ જેમ જેમ ભજનનો પ્રભાવ વધતો જાય છે તેમ તેમ નારાયણની કૃપા પણ વધતી જાય છે અને પછી તો પરમાનંદમાં જીવન વ્યતીત થાય છે.

મહાત્મા રામદાસજીએ પોતાના "દાસબોધ નામના ગ્રંથમાં લખ્યું છે કે, જ્યારે મનુષ્ય તેર અથવા ચૌદ કરોડ વખત નામસ્મરણરૂપી જપ કરે છે, ત્યારે પ્રભુ એને દર્શન આપે છે." આ મહાત્મા, ઘણા મોટા સિદ્ધપુરુષ હતા. એમનાં વચનામૃતો પર વિશ્વાસ રાખવો જોઇએ.

નામસ્મરણ–અજપા–જાપ કરવાથી ચાર વર્ષની અંદર આ સંખ્યા સંપૂર્ણ થાય છે.

મને તો એનો અનુભવ થઇ ચૂકયો છે. પરમદયાળુ પ્યારા નારાયણે આ દાસ બાલકે ગુલામ પર કૃપા કરીને નર્મદા નદીને કિનારે ગુજરાતમાંના ચાદોદ નામના સ્થાનમાં પ્રકટ દર્શન આપ્યાં હતાં. પહેલાં તો છમછમ અવાજ કાને પડયો. પછી વિમાન આવ્યું. જેને ચાર પાર્ષદોએ પકડયું હતુંઃ ભગવાન એમાંથી ઊતરતાં કહેવા લાગ્યાઃ 'નારાયણ,' 'નારાયણ', એનો અર્થ એ છે કે, નારાયણ પધાર્યા છે. પછી એમણે કહ્યું કે, 'બદરીકાશ્રમ ચાલો અને ત્યાં ચાલ્યા બાદ ભજન

કરો, અહીંથી તમારું સ્થાનાન્તર થયું છે.' આ સાધન કરવા આ દાસને ત્રણ વર્ષ, ૭ માસ અને ચોવીસ દિવસો પછી ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં.

## અનન્ય ભક્તિનાં સાધનો

૧ અજપા-જપ, ૨ પ્રેમ, ૩ સાચું બોલવું, ૪ સમદર્શિત્વ, ૫ વાસનારહિત થવું.

## એની ક્રમવાર વ્યાખ્યા

૧. અજપા-જપ—નામસ્મરણ એ વસ્તુ એવી છે કે, જે ચોવીસે કલાક શ્વાસની સાથે સંકળાયેલ રહે છે. એના અભ્યાસથી રોમેરોમમાંથી 'નારાયણ' શબ્દનો સૂર નીકળે છે. અન્યાન્ય સાધન તો આગળ પર કહેવાઇ ગયાં છે.

૨. ભગવદ્ગુણાનુવાદ સાંભળીને વિરહવ્યથાથી અશ્રુધારા અવિરતપણે ચાલી જતી હોય અને એજ સ્થિતિ રાતના એકાંતવાસમાં એની ઉચ્ચ કોટિએ પહોંચે એજ એક પ્રેમનું સાધન છે. આ રીતે દિનપ્રતિદિન પ્રેમ વધતો જશે. ભક્તિનું આ એક અનિવાર્ય અંગ છે. મીરાંબાઈ આજ પ્રમાણે કરતી હતી.

૩ ભજનની સાથે સાચુંજ બોલવું એ અનિવાર્ય છે; એ સિવાયનાં સાધનો લખાઇ ચૂક્યાં છે.

૪. સમદર્શી થવું. ઘણી મુશ્કેલીથી આ સાધન સાધ્ય થાય છે. સારાય વિશ્વને નારાયણસ્વરૂપ જાણી હું નારાયણને નમસ્કાર કરું છું, એવો ભાવ હૃદયમાં દૃઢ કરી બેઉ હાથ જોડી, દીનતાપૂર્વક નમસ્કાર કરવા; જીવમાત્ર સાથે પ્રેમ કરવો, કોઈનું દિલ લેશ પણ ન દુભાવવું, કોઇને કટુવચન ન કહેવું અને કોઇની સાથે પણ વેર ન બાંધવું. અત્યાર સુધી હું આ સાધન આચરતો રહ્યો છું. સમગ્ર વેદોનો અને જ્ઞાનનો સાર માત્ર જે આ દાસને ક્યાંય પણ જણાયો હોય તો તે કેવળ આ સમદર્શીભાવમાંજ.

૫. ભક્તિમાં ભજન અને જ્ઞાનમાં સર્વત્ર નારાયણ—એ એજ સાધનો આ જીવનમાં કર્યાં છે અને આચરતો રહ્યો છું.

ગૃહસ્થાશ્રમમાં અનન્યભક્તિ અતિ કઠણ છે. ચોથી અવસ્થામાં

ત્યાં કરવોજ પડશે અગર જો પ્રભુ સાથે પ્રેમ થયો છે અને જો પરમપદની વાસના છે, તો અનન્યભક્તિનું સાધન કરવું જ પડશે.

આવા અનન્યભક્તોને માટેજ ભગવાન આજ્ઞા કરે છે કે, આવા ભક્તોની ચરણરજ માગ મસ્તકે રહે એ માટે હું એમની પાછળ પાછળ ભમું છું. અહાહા! પ્રભુની આ દયાળુતા અને પ્રેમને સંભારીને આ દાસને રડવું આવે છે અને મનમાં વિચાર કરું છું કે, 'હે મારા પ્યારા નારાયણ! મુજ સરખા પાપી જીવને ક્યારે આવા દયાળુ પ્રભુના ચરણકમળોમાં શાશ્વત વાસ કરવાનો સમય આવશે?"

## (૩) દયા

જૈન મતમાં તો **अहिंसा परमो धर्मः** એ એકજ વસ્તુને સાધન માન્યું છે (૧) જીવમાત્રનું રક્ષણ કરવું; (૨) નીચી દૃષ્ટિ કરીને ચાલવું, (૩) જ્યાં સુધી બને ત્યાં સુધી આ શરીરને માટે કોઇને પણ કોઇ પ્રકારનું દુઃખ ન થવા દેવું, (૪) કોઇને પણ દુઃખી જોઇને હૃદયમાં દયા લાવવી, બની શકે તો કોઇ પ્રકારની એને સહાયતા કરવી, (૫) બને ત્યાં સુધી કોઇ પણ જીવની હત્યા ન કરવી. ગોસ્વામીજીએ કહ્યું છે કે, "તુલસીહાય ગરીબ કી, કબુ ન ખાલી જાય'

આ માટે એ સાધન બતાવ્યું છે કે, જે ગરીબ લોકો મજૂરી વગેરેનું કામ કરે છે, એમની પાસે કામ કરાવવામાં આવે તો એમને ઠરાવેલી મજૂરી કરતાં કંઇક વિશેષ દામ આપવા, જેથી એમનું મન દુભાય નહિ, તેમ ગરીબ લોકોને તો ક્યારેય પણ ન સતાવવા ગૃહસ્થો આ સાધના ઘણી સરળતાથી કરી શકે છે."

## (૪) દાન

(૧) દાન આપતી વખતે સુપાત્ર–કુપાત્રનો વિચાર મનમાં ન આણતાં ગૃહસ્થનો ધર્મ સમજીને સાધુ, બ્રાહ્મણ, ગરીબ, અતિથિ અને અનાથને દાન આપવું વળી વિદ્યાદાનને સર્વોત્તમ માન્યું છે, એટલે વિદ્યાસહાયતા કરવી જોઇએ

(૨) સર્વોત્તમભાવથી માછલી, કૂતરા, કાગડા ગાય, વાંદરાં, ઘરમાં રહેતી ચકલીઓ અને કબૂતર વગેરે બીજાં પક્ષીઓને અવશ્ય

દાણા નાખવા. એમને ખવડાવવાથી ઘણું પુણ્ય થાય છે. આમ દાન કરવાથી આ દાસને ઘણો લાભ થયો છે અને પૂરો અનુભવ થયો છે.

બીજા પ્રકારના અન્નદાનથી ભગવાને પ્રસન્ન થઇને આ પાપી જીવને 'સમદર્શીભાવ' નું દાન કર્યું છે. વાહ! વાહ! પ્રભુ, ધન્ય છે તારી લીલાને અને તને!

## વિવિધ પ્રકારનાં નીચે લખેલાં સાધનોનો અનુભવ

**(૧) મન**-(૧) ધ્યાન કરતી વખતે મનને ફેરવી ફેરવીને ભગવાનના દર્શન માટે ઉત્સુક બનાવવું. ભગવાને જે સાધન ગીતામાં બતાવ્યું છે એજ આ સાધન છે. આ સાધનથી મનમા ઘણી થોડી સ્ફુરણા થાય છે, પરંતુ એ માટે ઘણા વખત સુધી આ સાધન કરવું જોઇએ.

(૨) સાચું બોલવાથી મનની મલિનતા દૂર થાય છે અને મનરૂપી આરીસો એકદમ નિર્મળ બની જઇ, એમાં ભગવાનના સ્વરૂપના સ્વચ્છ પ્રતિબિંબની ઝાંખી થાય છે.

(૩) વાસનારહિત બનવું. જેમ જેમ મનમા વાસનાઓ ઉદ્ભવતી જાય તેમ તેમ એજ વખતે એનો નાશ કરતા જવું. એક વખત મહાવરો પડી જવાથી વાસનાઓનું ઉદ્ભવપ્રમાણ ઘણું ઓછું થશે; અને એથી મનની આવી સ્ફુરણાઓ ઘણી ઓછી થશે અને એકાગ્રચિત્તે ધ્યાન આદરવામાં ઘણી સહાયતા મળશે, પરંતુ આ સાધન એટલું સહેલું નથી. (૪) ભજન કરવાથી મનને શાંતિ મળે છે. (૫) પ્રેમથી જેટલુ મન વશ થાય છે એટલું બીજાં કોઇ અન્ય સાધનોથી નથી થતુ. પ્રેમ વધે એ માટે તો નારાયણની કૃપાની ઘણી જરૂર છે. એ માટે તો આ દાસે ઘણા સમય સુધી પ્રેમના સંવર્ધન માટે પ્રભુની પ્રાર્થના કરી હતી, ત્યારેજ નારાયણે કંઇક કૃપાનું દાન કર્યું. જ્યા સુધી આંખોમાંથી અશ્રુધારાઓની રેલ રેલાય નહિ, ત્યાં સુધી પ્રેમ થયો છે એમ કહેવાય નહિ. પ્રેમાર્દ્રતા પણ ભક્તિનું એક મુખ્ય અંગ છે.

**(૨) જિહ્વા**-આ વળી પ્રબળ ઇંદ્રિય છે. મન પછી એનું સ્થાન બીજું છે. એનું સાધન એ રીતે સાધ્ય થઇ શકે કે, રોજ સાંજે બજારમાં

જવુ અને ફળ મીઠાઈ વગેરે ભાતભાતની વસ્તુઓ અવલોકવી; પરંતુ ખરીદ કરવી નહિ અને પછી મન ચાહે એવુ બનવાય ઘેર સુધ્ધાં ઘરના માણસો મન ફાવે એટલી વસ્તુઓ મગાવી રાખે, પરંતુ એ ખાવીજ નહિ–તેનો ત્યાગ કરવો ઘણુ સાદી પ્રકારનુ સાત્વિક ભોજન કરવુ અને મીઠા–મરમસાલાનો કાંઈ સ્વાદ રાખવો નહિ એવી ટેવ પાડતા પાડતા જિહ્વાઇન્દ્રિય વશ થઇ જાય છે આ સાધન જો કે મુશ્કેલ છે, પરંતુ જેઓ મન પર લે છે તેમને માટે મુશ્કેલ નથી. આ સાધન તો આ દાસે ગૃહસ્થાશ્રમમાંજ ધીમે ધીમે સાધી લીધેલુ

(૩) સમય–નિયમસર વખતનો વ્યય થાય એ માટે ચોવીસ કલાકનો એક કાર્યક્રમ ઘડી કાઢવો અને એ મુજબ સમય વ્યતીત કરવો. કોઇ એક પુસ્તકમા મે વાચ્યુ હતુ કે, યુરોપના એક આફ્રનમદ અમીરે પોતાના મરણ વખતે, વસિયતનામુ કર્યું હતુ અને એમા સૂચવ્યુ હતુ કે, એ જે કાંઇ ધન કમાયો છુ અને આબરૂ મેળવતા પામ્યો છુ, તેનુ ખરૂ કારણ તો એ હતુ કે, મે મારી જિંદગીમા વખતની વધુીજ કદર કરી છે માટે "દુનિયામા સમય એજ સંપત્તિ છે" એ વાક્યો મારી કબર ઉપર આલેખના

જ્યારથી આ વાત જાણી ત્યારથી આ દાસ સમયની ઘણી કદર કરવા લાગ્યો અને આજે પણ તે સમયની ઘણી કદર કરતો રહ્યો છે વખતનો નિયમસર વ્યય થતો રહે એવી ગોઠવણ કરવાથી આ લોક અને પરલોકનુ કાર્ય સરળતાથી સાધવા કરે છે પોતાના જીવનની એક ક્ષણ સુધ્ધા નકામી ગાળવી જોઇએ નહિ

(૪) સત્ય–તુલસીદાસ મહારાજને એક જાણીતો દોહો છે કે —

सत्य वचन आधीनता परस्त्री मातसमान।
इतनेसे हरि ना मिले तो तुलसीदास जमान॥

ઘણા પ્રેમથી આ દોહાનો અનુભવ કર્યો છે સત્યનુ સાધન તો બાળપણથી કરી ચૂક્યો છુ

બચપણમા આઠ કે નવ માસ રહ્યો ત્યારેજ આધીનતાનુ સાધન આ દાસે સિદ્ધ કર્યું હતુ ગોમતીકિનારે જઇને ભજન કરી ઘાટ ઉપર જે કોઈ હિંદુ–મુસલમાન હોય એ સર્વના પગરખાં સરખાં કરતો ભરતો આ દાસ મુકામ પર પાછો ફરતો હતો

બાઇબલમા ઇસામિહ ખ્રિસ્ત લખે છે કે, ' અગર જો કોઇ ઇસમ તમને એક ગાલ પર તમાચો લગાવે, તો તમે બીજો ગાલ ધરજો.' દાસ તો એમ કહે છે કે, એની સમક્ષ માથું નમાવીને પ્રાર્થના કરે કે, હે નારાયણ પ્યારે! તમારા પગનાં પગરખા કાઢી આ મસ્તકને ખૂબ ઝૂડો, કે જેથી મારું કલ્યાણ થાય અને હું આપને ભૂલું નહિ

પરસ્ત્રીને ઊંચી નજરે કદી ન જોવી. એવે સમયે આપણી સમક્ષ મળમૂત્ર, હાડમાંસાદિભરિત એક કલ્પનાચિત્રને તત્કાળ કલ્પવું. એવી રીતે મહાવરો પડવાથી ઘૃણા ઉત્પન્ન થાય છે અને પરિણામ ઘણું લાભદાયક નીવડે છે.

**(૫) નિયમ**–જે કંઇ પણ કામ કરવામા આવે તે નિયમથી થવું જોઇએ. કેટલાક દિવસ સુધી કરવું, પછી છોડી દેવું એથી કાઇ લાભ નથી થતો. નિયમપૂર્વક ભજન વગેરે કરવાથી ઘણો લાભ થયા કરે છે.

**(૬) ભગવદ્દઇચ્છામાં પ્રસન્નતા**–ભગવાનની જેવી ઇચ્છા હોય તેમ થવા દો. ભગવાન જે કરે છે તે સારુંજ કરે છે. આ વિચાર કરતા રહેવાથી ગૃહસ્થોની ચિંતા દૂર થઈ જાય છે.

**(૭) ભગવાનની કૃપા**–તુલસીદાસજી મહારાજનું વચન છે કે, **जापर कृपा रामकी होई । तापर कृपा करहि सब कोई ॥** આ દાસને આ વચનનો પૂરો અનુભવ થઇ ચૂકયો છે.

**(૮) પુરુષાર્થ**–વસિષ્ઠમુનિએ યોગવાસિષ્ઠમાં પુરુષાર્થને પરમ દૈવત ગણાવ્યું છે આ દાસના અનુભવમાં એવું આવ્યું છે કે, પ્રારબ્ધ વિના ઉપાય કંઈ ફળ આપતુ નથી; પરંતુ એથી એમ કહેવાનો આશય નથી કે પુરુષાર્થ છોડી દેવામા આવે. ના, હરગીજ નહિ **પુરુષાર્થનો તો અવશ્ય મેળ કરવો જોઇએ; પરંતુ પ્રારબ્ધ પર એનું ફળ છોડી દેવું જોઈએ. આ વસ્તુ સાંસારિક વિષયની પ્રાપ્તિ માટે છે. પરમાર્થમાં તો ભગવત્કૃપા કરતાં પુરુષાર્થજ મુખ્ય છે.**

**(૯) દ્વૈતભાવ**–જ્યારે નામરૂપ એ બધણું નારાયણનુંજ છે, તો પછી ભગવાનનો દ્વેષ કઇ રીતે થઇ શકે એમ છે? એક દેવને પોતાના ઇષ્ટદેવ સ્વીકારીને અન્ય દેવતાઓનાં મંદિરમા જઇને પણ તેમને પ્રણામ કરવા જોઇએ અને સનાતન ધર્મની મર્યાદાને કાયમ રાખવી જોઇએ.

મને તો વહાના નાગયણ સિવાય બીજુ કોઈ નજરે નથી આવતુ 'નારાયણ' શબ્દ વિના કોની સાથે વાત કરુ ?

(૧૦) ઉપવાસ-વૈષ્ણવો એમ ચીનો ઉપવાસ નો કરેજ છે, પરતુ અમાસ અને પૂર્ણિમા ના દિવસો પણ ઘણા પવિત્ર મનાયા છે આ બેઉ નનો પણ કરવા જેનેએ ગુરુ દત્તાત્રેયે પોતાના ખ્ર એક ગ્રથમા લખ્યુ છે કે, ધર્માદાનુ અન ખાવાથી અમાસને દિવસે એક મહિનાનુ અને પૂનમને દિવસે પદર દિવસનુ ભજનનું ફળ, જેઓ અનદ ન આપે છે તેમને મળે જાય છે. ત્યારથી આ દાસને એ શાસ્ત્રની જાણ થઇ, ત્યારથી તે પણ આ બેઉ દિવસોએ ઉપવાસ કરે છે જેઓ ધર્માદાનુ અન ખાય છે, એમણે તો આ બેઉ વ્રતો અવશ્ય કરવા ઘટે

(૧૧) સતોષ—ત્યાગ કરવાથી સતોષ પ્રાપ્ત થાય છે

(૧૨) શાતિ—જ્ઞાન અને ભજનથી શાતિ મળે છે

(૧૩) માનસિક પૂજા-મૂર્તિપૂજા કરતા માનસિક પૂજાને વધુ ઉત્તમ માનવામા આવી છે. આ દાસને અનુભવ થાય છે કે, માનસિક સેવા કરતી વખતે મન ઘણુ ઓછુ ચચળ થયુ છે કયારેક એ ચચળ બન્યુ છે, પણ એને પાછુ સ્થિર થવુ પડ્યુ છે, કેમકે મનની એકાગ્રતા વિના માનસિક ક્રિયા થઈ શકતી નથી દાસને તો આ સાધન ઘણુ પસદ છે

(૧૪) ભક્તિ-જ્ઞાનનું દ્વદ્વ-કેવળ ભક્તિથી કે કેવળ જ્ઞાનથી ઈશ્વરપ્રાપ્તિ થતી નથી આ ઉભયનું દ્વદ્વ છે એ બેઉ એકસાથે ન હોય તો મારા ધારવા પ્રમાણે મનુષ્ય કાર્ય સિદ્ધ થાય નહિ જેવી રીતે એક પગ પર આ શરીર ટકી શકે નહિ તેમ

(૧૫) દોષોનુ દમન-કામ, ક્રોધ, લોભ અને મોહનુ દમન કરવાના સાધનો ગૃહસ્થાશ્રમમા મળવાથી કર્યા છે

(૧૬) ગુરુકૃપા-ગુરુની કૃપાથીજ સાધનો સધાતા થયા છે અને થતા રહ્યા છે તેઓ સદાસર્વદા અતરસ્થ સર્વાતમરૂપથી અનુભવ કરાવતા રહે છે આ દાસના કઠોર હૃદયને માખણયોગે કૃપા કરીને માખણરૂપ બનાવી દીધુ છે

આજકાલ તો આ દાસ જગવિખ્યાત સાધુ ગોસ્વામી શ્રીતુલસીદાસ જીના નીચે ના દુહાની સાધના કરી રહ્યો છે, મને આશા છે કે

છે કે, પ્યારા નારાયણ અંતે પૂરી કરશે. આ દેહ દયાળુ ભગવાનનાં ચરણકમળોમાં અર્પણ થઇ ચૂક્યો છે, માટે દાસ જાણીને જરૂર કૃપા કરશે.

तीन टूंक कौपीन के अरु भाजी बिन लौन ।
रघुवर जाके उर बसे, ईन्द्र बापुरो कौन ॥

(૧૭) તપ કરી કયા વરદાનની ઇચ્છા છે? ન તો મોક્ષની ઇચ્છા, ન તો ચૌદ લોકના રાજ્યની મનીષા છે. નથી જ્ઞાન માગતો, નથી ભક્તિ. આ દાસ કેવળ નારાયણના ચતુર્ભુજ સ્વરૂપનો આશક છે. કેવળ એટલું જ એ ઇચ્છે છે કે,

'तुम मुझे देखा करो। मैं तुम्हें देखा करुं' ॥

બોલો "નારાયણ"

સ્વર્ગાશ્રમ-હૃષીકેશ,
ચૈત્ર વદ ૧૦, સંવત ૧૯૮૬

સહુ કોઇનો શુભચિંતક,
**નારાયણદાસ પરમહંસ**

---

# संतों के जीवन से संकलित

## (૧) સંત કી અસહિષ્ણુતા

એક સંત નૌકા મેં બૈઠકર નદી પાર કર રહે થે. શામ કા વક્ત થા. આખિરી નાવ થી, ઇસસે ઉસમેં બહુત ભીડ થી. સંત એક કિનારે અપની મસ્તી મેં બૈઠે થે. દો-તીન મનચલે આદમિયોંને સંત કા મજાક ઊડાના શુરુ કિયા. સંત અપની મૌજ મેં થે, ઉનકા ઇધર ધ્યાન હી નહીં થા. ઉન લોગોંને સંત કા ધ્યાન ખીંચને કે લિયે ઉનકે સમીપ જાકર પહલે તો શોર મચાના ઔર ગાલિયાં બકના આરમ્ભ કિયા. જબ ઇસપર ભી સંત કી દૃષ્ટિ નાસિકા કે અગ્રભાગ સે ન હટી, તબ વે સંત કો ધીરે-ધીરે ધકેલને લગે. પાસ હી કુછ ભલે આદમી બૈઠે થે, ઉન્હોંને ઉન બદમાશોં કો ડાંટા ઔર સંત સે કહાઃ—

"મહારાજ ! ઇતની સહનશીલતા અચ્છી નહીં હૈ, આપ કે શરીર મેં ભી કાફી બલ હૈ, આપ ઇન બદમાશોં કો જરા સા ડૉંટ દેંગે તો યે અભી સીધે હો જાયેંગે." અબ સંત કી દૃષ્ટિ ઉધર ગયી. ઉન્હોંને કહા—"ભૈયા ! સહનશીલતા કહાં હૈ, મૈં તો અસહિષ્ણુ હૂં, સહને કી શક્તિ તો અભી મુઝ મેં આયી હી નહીં હૈ. હાં, મૈં ઇસકા પ્રતિકાર અપને ઢંગ સે કર રહા થા. મૈં ભગવાન સે પ્રાર્થના કરતા થા કિ વે કૃપા કર ઇનકી બુદ્ધિ કો સુધાર દેં, જિસસે ઇનકા હૃદય નિર્મલ હો જાય." સંત કી ઓર ઉન ભલે આદમિયોં કી બાત સુનકર બદમાશોં કે ક્રોધ કા પારા બહુત ઊપર ચઢ ગયા. વે સંત કો ઉઠાકર નદી મેં ફેંકને કો તૈયાર હો ગયે. ઇતને મેં હી આકાશવાણી હુઈ—"હે સંતશિરોમણિ ! યે બદમાશ તુમ્હેં નદી કે અથાહ જલ મેં ડાલકર ડુબો દેના ચાહતે હૈં, તુમ કહો કિ ઇનકો અભી ભસ્મ કર દિયા જાય." આકાશવાણી સુનકર બદમાશોં કે હોશ ઉડ ગયે ઔર સંત રોને લગે. સંત કો રોતે હુએ દેખકર બદમાશોંને નિશ્ચિત સમઝ લિયા કિ અબ યહ હમ લોગોં કો ભસ્મ કરને કે લિયે કહનેવાલા હૈ. વે કાંપને લગે, ઇસ બીચ મેં સંતને કહા,—એસા ન કરેં સ્વામી ! મુઝ તુચ્છ જીવ કે લિયે ઇન કઇ જીવો કે પ્રાણ ન લિયે જાયેં. પ્રભો ! યદિ આપ મુઝપર પ્રસન્ન હૈં ઔર યદિ મેરે મન મેં ઇનકે વિનાશ કી નહીં, પરન્તુ ઇનકે સુધાર કી સચ્ચી આકાંક્ષા હૈ. તો આપ ઇનકો ભસ્મ ન કરકે ઇનકે મન મેં બસે હુએ કુવિચારોં ઔર કુભાવનાઓં કો, ઇનકે દોષોં ઔર દુર્ગુણોં કો તથા ઇનકે પાપોં ઔર તાપોં કો ભસ્મ કરકે ઇન્હેં નિર્મલહૃદય બના દીજિયે. આકાશવાણીને કહા–"સંતશિરોમણિ ! એસા હી હોગા. તુમ્હારા ભાવ બહુત ઊંચા હૈ. તુમ મુઝ કો અત્યંત પ્યારે હો,તુમ્હેં ધન્ય હૈ."બસ, બદમાશ પરમ સાધુ બન ગયે ઔર સંત કે ચરણોં પર ગિર પડે.

## (૨) શિવાજી કો પત્ર

સંત તુકારામજી લોહગાઁવ મેં થે. છત્રપતિ શિવાજીને અપને ખાસ આદમિયોં કે સાથ બહુત-સી મશાલેં, ઘોડે તથા બહુમૂલ્ય જવાહિરાત ભેજે ઔર ઉનસે પૂના પધારને કે લિયે પ્રાર્થના કી; વિરક્ત-હૃદય તુકારામજી ને ઉનકી ભેજી હુઈ ચીજેં કો છુઆતક નહીં. ઉન્હોંને સબ ચીજેં લૌટા દીં ઔર નો અભ ગોં મેં ઉનકો નીચે લિખા પત્ર લિખ ભેજાઃ—

"મશાલ, છત્ર ઔર ઘોડાં કો લેકર મૈં કયા કરૂઁ? યહ સબ મેરે લિયે શુભ નહીં હૈ. હે પુણ્ડરીનાથ! અબ મુઝે ઇસ પ્રપંચ મેં કયોં ડાલતે હો? માન ઔર દમ્ભ કા કોઈ ભી કામ મેરે લિયે શૂકરી-વિષ્ઠા હી હૈ.આપ દૌડ કર આઇયે ઔરઈસસે મુઝે બચાઇયે."

"મેરા ચિત જિસકો નહીં ચાહતા, વહી તુમ મુઝ કો દિયા કરતે હો, કયોં મુઝે ઇતના તંગ કર રહે હો?"

"મૈં સંસાર સે અલગ રહના ચાહતા હૂં, વિષય કા સંગ ચાહતા હી નહીં. મૈં ચાહતા હૂં—એકાન્ત મેં રહૂં ઔર કિસસે કુછ ભી ન બોલું. મન ચાહતા હૈ કિ સબ વિષયોં કો વમન કે સમાન ત્યાજ્ય સમઝૂં. મૈં તો યહ ચાહતા હૂં, પરન્તુ હે નાથ! કરને-ધરનેવાલે તો તુમ્હીં હો."

"મૈં કયા ચાહતા હૂં સબ તુમ્હેં પતા હૈ! પરન્તુ જાનકર ભી તુમ ટાલ દેતે હો. યહ તો તુમ્હેં આદત હી પડ ગયી હૈ કિ જો ભી તુમ્હેં ચાહતા હૈ, તુમ ઉસકે સામને એસી-એસી ચીજેં લાકર રખતે હો કિ જિસમેં વહ ઉનમેં ફૅસકર તુમ્હેં ભૂલ જાય. પરન્તુ હે નાથ! તુકાને તો તુમ્હારે ચરણોં કો જોર સે પકડ લિયા હૈ. દેખૂં તો સહી, તુમ ઈન્હેં કૈસે છુડાતે હો!"

(ભગવાન સે ઇતના કહકર અબ તુકારામજી છત્રપતિ શિવાજી સે કહતે હૈં—)

"ચીંટી ઔર સમ્રાટ દોનોં હી મેરે લિયે એક-સે હૈં મોહ

ઔર આશા તો કલિકાલ કી ફાંસિયાં હૈં. મૈં ઇનસે છૂટ ગયા હૂં. મેરે લિયે અબ સોના ઔર મિટ્ટી દોનોં બરાબર હૈં. સારા વૈકુણ્ઠ ઘર બૈઠે હી મેરે યહાં આ ગયા હૈ. મુઝે કિસ બાત કી કમી હૈ?"

"મૈં તો તીનોં લોકોં કે સારે વૈભવ કા ધની બન ગયા હૂં. સબ કે સ્વામી ભગવાન મેરે માતા-પિતા મુઝકો મિલ ગયે હૈં, અબ મુઝે ઔર ક્યા ચાહિયે? ત્રિભુવન કા સારા બલ તો મેરે હી અંદર આ ગયા, અબ તો સારી સત્તા મેરી હી હૈ!"

"ફિર, આપ મુઝે દે હી ક્યા સકતે હૈં? મૈં તો વિઠ્ઠલ કો ચાહતા હૂં. હાં, આપ ઉદાર હૈં. ચકમક પત્થર દેકર પારસ લેના ચાહતે હૈં; પ્રાણ ભી દેં, તો ભી ભગવાન કી એક બાત કી ભી બરાબરી નહીં હો સકેગી. ધન ક્યા દેતે હૈં? ધન તો તુકા કે લિયે ગોમાંસ કે સમાન હૈ. (યદિ કુછ દેના હી ચાહતે હૈં તો બસ યહ દીજિયે-)મૈં ઇસી સે સુખી હોઉંગા. મુખ સે 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ' કહિયે. ગલે મેં તુલસી કી કણ્ઠી પહનિયે. એકાદશી કા વ્રત કીજિયે ઔર હરિ કે દાસ કહલાઇએ. બસ, તુકા કી આપસે યહી આશા હૈ."

"બડે-બડે પર્વત સોને કે બનાયે જા સકતે હૈં, બન કે તમામ પેડોં કો કલ્પતરુ બનાયા જા સકતા હૈ, નદિયોં ઔર સમુદ્રોં કો અમૃતસે ભરા જા સકતા હૈ, મૃત્યુ કો રોકા જા સકતા હૈ. સિદ્ધિયાં પ્રાપ્ત કી જા સકતી હૈં. યહ સબ હો સકતા હૈ, પરંતુ પ્રભુ કે ચરણોં કા પ્રેમ પ્રાપ્ત કરના પરમદુર્લભ હૈ. ઇન સબ સિદ્ધિયોં સે ભગવચ્ચરણોં કા લાભ નહીં હોતા. શ્રીવિઠ્ઠલ કે ઐસે પરમદુર્લભ, પરમપાવન, પરમાનન્દ દેનેવાલે શ્રીચરણ બડે ભાગ્ય સે મુઝ કો મિલ ગયે હૈં; ઇનકે સામને અબ મૈં ઇન મશાલોં, છત્રોં ઔર ઘોડોં કો અપને હૃદય મેં કહાં જગહ દૂં?"

"આપને બડે-બડે બલવાનોં કો અપના મિત્ર બનાયા હૈ, પરન્તુ યાદ રખિયે-અન્ત સમય યે કોઇ ભી કામ નહીં આવેંગે.

કાર્યક્રમ જેવું થઈ ગયું.

મામાની દુકાને એ કામકાજ માટે જતા, પરંતુ એમનું ચિત્ત તેમાં બિલકુલ ચોંટતું નહિ. એક દિવસ સંધ્યાસમયે દુકાનમાં પોતે એકલા હતા. એવામાં દેવમંદિરે થતી આરતીનો ઘંટાનાદ એમના સાંભળવામાં આવ્યો. આ ભગવદ્ભક્ત પુરુષનું ચિત્ત એ સાંભળી ક્યાંથી રોકાય ? દુકાનમાંથી પોતે નીકળ્યા અને સીધા દેવમંદિરે પહોંચી ગયા. એમને એ વાતનું ભાન પણ ન રહ્યું કે, પોતે દુકાન બંધ કરવાનું ને તાળું વાસવાનું ભૂલી ગયા છે !

બીજે દિવસે દુકાનમાં કામ કરનારાઓને આ વાતની ખબર પડી. મામાએ પોતાના સ્વભાવાનુસાર તેમને ઠપકો પણ આપ્યો; પરંતુ સંત થવાને સરજાયલા આ ભોગીલાલને એથી કાંઈ સંતાપ કે શોક થયો નહિ.

પોતાની પત્નીના સ્વર્ગવાસ પછી એમનું મન આ સંસાર ઉપરથી ઊઠી ગયું હતું. વારંવાર એમને એમજ થયા કરતું કે, "ક્યારે આ અસાર સંસાર–સાગરમાંથી છૂટું ને ચાલ્યો જાઉં ?" એમની આ વૃત્તિ ઉત્તરોત્તર બળવાન થતી ચાલી. એ અરસામાં નગવાડા (વઢિયાર) તરફના શ્રીભગવાનદાસજી નામના એક મહાત્મા ત્યાં પધાર્યા હતા અને ગામ બહાર એક વડ નીચે ઊતર્યા હતા. ગામલોકોએ તેમને કહ્યું કે, આ વડમાં એક પ્રેત રહે છે માટે આપ ગામમાં પધારો. ત્યારે તે સંતે જણાવ્યું કે, અમે પણ પ્રેત જેવાજ છીએ અને પ્રભુનું નામ સાંભળશે તો તે પ્રેતનું પણ કલ્યાણ થશે, માટે અહીંજ ઠીક છે. એમ કહી તે મહાત્માએ પોતાનો મુકામ ત્યાંજ રાખ્યો. આ મહાત્મા પધાર્યાની વાત ભોગીલાલના જાણવામાં આવતાં તેઓ વારંવાર તેમની પાસે જઇને સત્સંગનો લાભ લેવા લાગ્યા.

આમ મહાત્મા સાથે પરિચય વધતા ભોગીલાલે પોતાના મનની વાત મહારાજ ભગવાનદાસજીની સાથે આવેલા તેમના શિષ્ય આત્મારામજીને પ્રથમ કરી ઉંમર નાની છતાં તેમનો તીવ્ર વૈરાગ્ય અને ગભીર મુખમુદ્રા જોઇને શ્રીઆત્મારામજીને જણાયુ કે, આ એક છૂપુ રત્ન છે એથી એમણે મહારાજ ભગવાન દાસજીને એ વાત કહી એટલે તેમણે પણ દીક્ષા લેવાની અનુમતિ આપી એથી ભોગીલાલ તો ઘણા ખુશી થયા અને તે પછી થોડાજ દિવસમા એક શુભ દિવસ જોઇ તેમણે દીક્ષા લીધી તે પછી તેમનુ નામ **સરયુદાસજી** રાખવામા આવ્યુ

તેમણે દીક્ષા લીધાની વાતની ખબર પડી, ત્યારે ગામમા ઘણીજ હોહા મચી ગઇ હવે તે સન્યાસીઓ સાથે ચાલ્યા જશે, એવી તેમના સગાવહાલાને ભીતિ લાગવાથી તેમને પકડી લાવીને એક બધ મકાનમા પૂરી દેવામા આવ્યા પછી સ્વામી ભગવાનદાસ તથા આત્મારામજી પાટડી છોડી ચાલ્યા ગયા પછી સરયુદાસજી અનશન અને મૌનવ્રત ધારણ કરીને પેલા મકાનમા બેસી રહ્યા બે દિવસ સુધી એમને ઘણા ઘણા પ્રકારે સમજાવવામા આવ્યા અને દીક્ષા લેવામા એમની ભૂલ થઇ છે એવું કબૂલ કરાવવા અથાગ પ્રયાસ કરવામા આવ્યો, પરતુ તેમા આખરે સર્વને નિષ્ફળતા મળી, એટલુજ નહિ પરતુ પોતે જે કાંઇ કર્યું છે, તે સમજીવિચારીનેજ કર્યું છે, એમ કહી પોતાને છોડી દેવાની વિનતિ સાથે ગામમાથી પણ ચાલ્યા જવાની રજા આપવાની માગણી કરી સઘળા માણસોઆથી ઘણા મૂઝાયા અને અન્ન-પાણી સિવાય એમને કેટલા દિવસ બેસાડી મૂકવા એ પ્રશ્ન સર્વના મનમા ખડો થયો ત્રીજે દિવસે નિરુપાયે શ્રીસરયુદાસજીને બધનમુક્ત કરવામા આવ્યા એટલે તરતજ તેઓ પાટડીમાથી રવાના થઇ ગયા પછી થોડે દૂર આવેલા એક ગામમા પોતાના ગુરુશ્રી

ભગવાનદાસજી હોવાના સમાચાર મળતાં તરતજ તેઓ ત્યાં જઈને તેમને મળ્યા.

આ રીતે પાટડી છોડ્યા પછી મહારાજ સરયુદાસજી પોતાના ગુરુની સાથે રહ્યા અને તેમની સાથે ફરતા ફરતા અનેક સ્થળોની મુલાકાત લેતા સંવત ૧૯૨૪ માં અમદાવાદ પધાર્યા. દરમિયાન તેમણે આત્મચિંતન અને ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો.

મહારાજશ્રી સરયુદાસજી અમદાવાદ પધાર્યા ત્યારે ગુરુ ભગવાનદાસજી તથા તેમના બીજા શિષ્યો લાલદાસજી, મોહનદાસજી અને આત્મારામજી સાથે હતા. ત્રણ વર્ષ સુધી તેઓ સર્વે ખડ્ગધારાના આરે રહ્યા હતા. ત્યાર પછી સંવત ૧૯૨૭ માં મોટી હમામ પાસે આવેલા પટેલ મનસુખરામ ઓઘડભાઈના ડહેલામાં રહેવા આવ્યા અને તે પછી પ્રેમ દરવાજે આવેલી દરજીની વાડી તેમને રહેવાના સ્થાનતરીકે આપવામાં આવ્યાથી ત્યાં રહેવા ગયા.

ત્યાર પછી દરિયાપુર–વાડીગામમાં રહેતા ત્રીકમદાસ પટેલે, શ્રીમુરલીધરનું મંદિર શ્રીસરયુદાસજીને સર્વ પ્રકારે યોગ્ય જાણી ઘણા આગ્રહપૂર્વક અર્પણ કર્યું; પરંતુ મહારાજશ્રીને તો એ પણ એક મહાન ઉપાધિ જણાવા લાગી. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "આ બંધનમાથી શી રીતે છૂટવું." એ અરસામાં શેઠ મોતીલાલ હીરાભાઈ તથા માધવલાલ પટેલ વગેરે, અન્નક્ષેત્ર બાંધવા માટે કોઈએક સારી વિશાળ જગા ખોળતા હતા. તેઓ મહારાજ સરયુદાસજી પાસે આવી ચડ્યા અને અન્નક્ષેત્ર સંબંધી વાત કરી. મહારાજ તે વાત સાંભળીને ઘણા રાજી થયા અને જાણે પોતાની ઉપાધિ ટાળવાનો આ અવસર પ્રભુએજ મેળવી આપ્યો હોય એમ સમજી, એમણે શ્રીમુરલી-

ધરના મંદિરની જગા અન્નક્ષેત્ર બંધાવવાને માટે આપી દીધી.

એ અન્નક્ષેત્ર બંધાયા પછી થોડાજ સમયમાં ગુરુ ભગવાનદાસજીનું અવસાન થયું. તે પછી તેમના શિષ્ય આત્મારામજીની, મુરલીધરના મંદિરમાં ઠાકોરજીની સેવા-પૂજા કરવા માટે નિમણુક કરવામાં આવી; એથી આત્મારામજી ત્યાંજ રહેવા માટે ગયા.

શ્રીઆત્મારામજી મુરલીધર-મંદિરમાં રહેવા ગયા પછી શ્રીસરયુદાસજી એકલા પડ્યા પટેલ છગનભાઇ દોલતભાઇને ઘેરથી ભિક્ષાનો ડબો આવતો હતો તે ઉપર એમણે પોતાનો નિર્વાહ ચલાવવા માંડ્યો. મહારાજશ્રી થોડો વખત અમદાવાદમાં રહી પાટડી, બાવળા, કેળિયાવાસણા વગેરે સ્થળોએ પણ અવારનવાર જઇ આવતા. લગભગ સંવત ૧૯૫૧ સુધી મહારાજશ્રીએ એ પ્રમાણે મુસાફરી કરતા રહી ઘણા માણસોને સત્સંગનો લાભ આપ્યો હતો.

એમનો સ્વભાવ ઘણોજ દયાળુ હતો. નાના-મોટા કે ગરીબ-ગૃહસ્થના કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના સર્વેને એ સમાન ભાવથી ઉપદેશ આપતા હતા. તેમના સરળ અને સચોટ ઉપદેશથી અનેક મનુષ્યોનું કલ્યાણ થયું છે

એક સમયે બહારગામના લગભગ બસો વિદ્યાર્થીઓ સસ્કૃત ભણવા માટે અમદાવાદમાં આવ્યા હતા. શહેરમાથી કાચી ભિક્ષા માગી લાવીને તેઓ રસોઇ કરીને જમતા અને પછી પાઠશાળામાં ભણવા જતા. આથી ભણવા કરતા ભિક્ષાની ભાંજગડમાં વિદ્યાર્થીઓનો વધારે વખત ચાલ્યો જતો. આ વાત સરયુદાસજીએ જાણી ત્યારે વિદ્યાર્થીઓનુ દુઃખ એમના દયાળુ આત્માથી સહન થઇ શક્યુ નહિ એમણે કેટલાક શ્રીમતોને કહીને તરતજ એ વિદ્યાર્થીઓની ભિક્ષાનો બંદોબસ્ત કરાવી આપ્યો. એ ગોઠવણ

મુજબ દરેક વિદ્યાર્થીને આઠ આઠ દિવસનું સામટું સીધું અને રોજનો એક એક પૈસો રોકડો.મળવા લાગ્યો. પરિણામે વિદ્યાર્થીઓને અભ્યાસની ઘણીજ અનુકૂળતા થઇ ગઈ.

ધોળકાવાળા પટેલ ડાહ્યાભાઇ મનોરભાઇ એમના સમાગમમાં આવેલા. તેઓ પોતાના અનુભવનું વર્ણન કરતાં જણાવે છે કેઃ—

"હું પચ્ચીસીમાં હતો. મારા ઉપર અનેક પ્રકારના સંસ્કારો પડતા હતા. × × × એ કાળમાં મારી પાસે 'શ્રીસરયુદાસજી'-ની કથાની એવી વાતો આવી કે, તે બુદ્ધિને કેવળ અગ્રાહ્ય હતી. મહારાજ અધ્ધર ચાલે છે, તેમની કથા ભગવાન કરી ગયા; એવી અનેક વાતો પ્રચલિત હતી. મારી બુદ્ધિએ આ વાતોને પડકારી. મેં આ સાધુની પરીક્ષા લેવાનું બીડું ઝડપ્યું. × × કોઇ પૂર્વ સંસ્કારના બળે હું તેમની કથામાં જવા ઢસડાયો. ત્યાં જઇને પ્રશ્નો પૂછી તેમને મહાત કરીશ એ અભિમાનથી હું ગયો અને ગયો તેવોજ ઠરી ગયો! મારું બધું અભિમાન ગલિત થઈ ગયું. મારા જીવને અજબ પલટો ખાધો. હું જે હતો તે નહોતો બની ગયો!

"જગતમાં બીજે ક્યાંય મને આવી શાંતિ મળી નહોતી, છતાં મારામાં અકડાઈ હતી. એકદમ સીધો પ્રણિપાત કરતાં હું શરમાતો હતો. મેં એક પત્ર લખ્યો અને તેનો ખુલાસો કથામાં થાય એમ ઇચ્છયું. ખુલાસો ન થયો. કથા પૂર્ણ થયા બાદ કેટલાક નિજભક્તો સાથે હું પણ તેમની મઠૂલીએ તેમને વંદન કરવા માટે ગયો. તેમણે મને પિછાણી લઈ પ્રેમથી નવરાવી દીધો અને કહ્યુંઃ 'કૃપાનાથ! આપે પત્ર લખ્યો છે?' ત્યારથી હું વીંધાઇને તેમના ચરણે ઢળી પડ્યો અને છેવટ સુધી તેમનું શરણ સ્વીકારતો રહ્યો. મારા જીવનની એ અજબ ઘડી હતી.

"તેમની શાંતિપ્રચારક આંખ તળે રેંજિયા-પેંજિયાજ આવતા એમ નહોતું: ભલભલા શ્રીમંત અને પ્રતિષ્ઠિત નાગરિકો, ભલભલા પંડિતો, ભલભલા વિદ્વાનો, ભલભલા ધર્માચાર્યો, ભલભલા અમલદારો, નામચીન પાપીઓ અને દુષ્ટાત્માઓ, દરેક કોમના મુસલમાન, પારસી, ખ્રિસ્તી, હરિજન નર-નારીઓએ શ્રીસરયુદાસજીની છાયામાં શાંતિ મેળવી હતી.

× × × × ×

"એક સમયે વૈષ્ણવ આચાર્ય અને શંકરાચાર્ય વચ્ચે તકરાર-ટંટા ઉપસ્થિત થયા હતા. એ બન્ને વચ્ચે શાંતિ સ્થાપવામાં અગ્રભાગ સરયુદાસજીએ ભજવ્યો હતો. ઘરસંસારના અને સમાજવ્યવહારના અનેક ટંટા તેમણે શાંત કર્યા હતા. પરંતુ આટલી બધી યોગ્યતા હોવા છતાં, તેમણે કોઈ દિવસ તેમની નમ્રતા છોડી નથી. એ હમેશાં ખોવાઈ જવા માગતા અને ખોવાઈ જતા. કેટલીક વખત ભીમનાથ અને ખડ્ગધારેશ્વરની ઝાડીમાં અથવા તો કોટેશ્વરની ઝાડીમાં કોઇ દેખે નહિ તેવી રીતે એ ધ્યાન લગાવી બેસી રહેતા.

"હમેશાં સવારે ત્રણ વાગે એ ઊઠતા અને સૂર્યોદય થતા પહેલાં બધી ક્રિયાથી પરવારી લેતા. × × × તે અધ્ધર ચાલતા એ વાત સાચી હતી. નીચે કીડી-મંકોડી કચરાઇ ન જાય તેની કાળજી રાખી એ મૃદુ મૃદુ ડગલાં ભરતા. રખેને તેમના ચરણને કોઇ સ્પર્શ ન કરી દે, એટલા માટે જોતજોતામાં તે બધાની વચમાંથી સરકી જતા. બહાર નીકળે ત્યારે છાંયામાં ચાલવાને બદલે તડકામાં ચાલતા; કારણ કે તડકામાં જીવજંતુ ન હોય. લાકડી રાખતા તો તે અધ્ધર રાખતા, પણ ધરતીનો તેનાથી ટેકો લેતા નહિ; કારણ કે રખેને એમ કરવાથી કોઈ જીવ મરે. તેમની એકેએક ક્રિયામાં કોઈ જાતને જરા પણ દુભવાય નહિ

એ સાવચેતી હદ ઉપરની રહેતી. આટલી સાવધાનતા તો જૈન આચાર્યો પણ ભાગ્યેજ રાખતા હશે. તેમના જીવનમાં તેમણે કોઈનુંય દિલ દુભવ્યું નથી. સૌને તે અગાધ શાંતિમાં ઝબોળી દઈ ઠંડા પાડી દેતા.

"એક વખતે પોતે ડાકોર જતા હતા. ત્રીજા વર્ગના ડબ્બામાં અતિશય ભીડમાં તેઓ બેઠેલા હતા. એમની સામે એક પઠાણ બેઠેલો હતો. તે કંઇક અટકચાળો હતો. મહારાજશ્રીને પગ અડાડવા લાગ્યો. મહારાજે એ પઠાણનો પગ પકડી કહ્યું: "આપના પગને કાંઇ દુઃખ થાય છે? કળે છે? થાક્યો છે? હું દબાવું?" અને એમ કહી તેના પગ પંપાળવા લાગ્યા. પઠાણ તો સ્તબ્ધ થઈ ગયો. શરમિંદો બન્યો. "આપ તો ઓલિયા છો" એમ કહીને નમી પડ્યો.

"શેઠ મંગળદાસને બંગલે લાલદાસજી મહારાજની શુશ્રૂષામાં મહારાજશ્રી રહેવા આવેલા. ત્યાં સૂવે, રહે અને પ્રેમ દરવાજે કથા કરી આવે. હું પણ ત્યાં સૂતો હતો. તેમની સાથેજ હું કથામાં જતો હતો, પણ મોડો ઊઠતો હતો. મારી મોડા ઊઠવાની ટેવ ભુલાવવા એક દિવસ સવારે હું સૂતો હતો ત્યાં તેઓ આવ્યા અને મારા પગ પંપાળતા 'ઊઠો, ઊઠો, રામચંદ્ર! બાજત પૈંજનિયાં!'નું ભજન ગાવા લાગ્યા. હું ઝબકી ઊઠ્યો, ચોંક્યો, મારી ખો ભુલાઈ ગઈ.

"શેઠ મંગળદાસને બંગલે કાશીના એક પંડિત જગતપ્રસાદ વેદકથા કરતા હતા. લોકો ઘણા ભેગા થતા. પંડિતજીની સામવેદ ગાવાની શૈલી અનેરી અને આકર્ષક હતી. આષાઢ મહિનો હતો. વાદળ ઘેરાતાં કઠારો થતો હતો. કથા કરવાના પરિશ્રમ ને ઉકળાટથી બચવા માટે પંખાની આવશ્ય-

હતા હતી. પંખો આવતાં વાર થઇ. બાપુજી ઊભા થયા અને પોતાને માથે બાંધવાના વસ્ત્રનો પંખો બનાવી પંડિતજીને પવન નાખવા લાગ્યા. પંડિતજીએ કહ્યું: 'આપ તો માતાપિતા કહેવાઓ; આ શું કરો છો?' બાપજીએ જવાબ આપ્યો: 'છોકરાંની સેવા માબાપેજ કરવી જોઇએ.'

"કોઇ પણ વસ્તુનો એ જરા પણ દુરુપયોગ થવા ન દેતા. પાણીને પણ ઘી સમજીને વાપરતા. ભગવાને જે ચીજ આપી તેનો દુરુપયોગ ન કરવો. સ્નાન કરવું હોય, ખૂબ પાણી જોઈતું હોય, તો નદી બહોળી પડી છે. ઘેર સ્નાન કરે તો બે લોટાને બદલે એકથી પતતું હોય તો પતાવે અને ખૂબી એ કે, શરીર બીજાઓ કરતાં વધુ સ્વચ્છ રાખે. તેમનામાં કળાની રસિકતા હતી, તે તેમની સાદાઈ અને સ્વચ્છતાને આભારી હતી.

"રસ્તે જતાં કોઇ બાઇ કે ભાઈને માથે બોજો હોય અને તે બિચારાં થાકયાં-હોય, તો પોતે તે બોજો ઉપાડી લઈ તેને મદદ કરતા. એક વખત કાઠીના ભારા વેચનારાઓના ભારા ઉપાડી તેમને તે વેચી આપવામાં મદદ કરી હતી.

"એક વખત એક જુવાન વિધવાએ ફરિયાદ કરી: 'બાપજી! મારો સસરો મને અન્નવસ્ત્ર આપતો નથી.' બાપજીએ શિખામણ આપી કે, 'જુવાન શરીર છે, દળણું–પાણી કરી મજૂરી દ્વારા ગુજરાન ચલાવો.' બાઇએ તેમ કર્યું. તેનો સસરો ગૃહસ્થ હોવાથી લજવાયો અને બાઈને ખરચી આપવા તત્પર થયો. બાઇએ બાપજીને પૂછ્યું: 'શું કરું?' બાપજીએ કહ્યું: "ખુશીથી આપતા હોય તો લો. આપણે રીસ ન હોય." બાઇ સુખી થઇ.

"એક સમયે એક વૃદ્ધ ડોશી આવ્યા ને બાપજીને કહ્યું:

'બાપજી! મારું વધારાનું ઘર છે, તે આપ મંદિર ખાતે લો.' બાપજીએ પૂછ્યું: "તમારે સગાંવહાલાં કોણ છે?"

'બાપજી! જેઠના દીકરા છે, પણ તે જુદા રહે છે.'

'ક્યાં રહે છે?'

'ભાડાના ઘરમાં.'

'તેમને એ ઘર આપો. ઠાકોરજીને કાંઈ ખોટ નથી.'

'ના! એ તો મારી ખબર પણ લેતા નથી. એમને આપ્યે શું વળે? અહીં આપ્યે તો પુણ્ય મળે.'

'એમ! ત્યારે અમને આપશો?'

'હા.'

'લો, ત્યારે એ ઘર અમે લીધું. હવે અમે ગમે તેને આપીએ તેમાં વાંધો ન કાઢતાં.'

'તમને ગમે તેમ કરો ને!'

'તમારા જેઠના દીકરાઓને બે રૂપિયાના ભાડે આપ્યું.'

'પછી મહારાજશ્રીએ પેલા દીકરાઓને બોલાવી કહ્યું કે, 'ડોશીની ચાકરી કરો.' એમ બધાંનો મેળ થયો અને સૌ સુખી થયાં. ઘર ડોશીના જેઠના છોકરાઓને મળી ગયું.

"આવી અનેકાનેક તેમના ચારિત્ર્યની કથાઓ રસિક અને શાંતિ આપે એવી છે.

"તેઓ તદ્દન નિર્મોહી હતા. આત્મધ્યાની હતા. શરીર નાશવંત છે અને આત્મા અમર છે–આત્મા સત્ય છે એનું જાગતું ભાન તેઓને ચોવીસે કલાક રહેતું. શરીરથી થતી ક્રિયાઓ શરીરની ગણતા અને અંતરના વિચારો આત્માના ગણતા. એથી વાતવાતમાં 'આ શરીરથી આમ થયું અને મારા રામને આવું લાધ્યું' એમ તેઓ વારંવાર કહેતા."

× × × ×

"આવા નિર્મોહી છતાં કલ્પવૃક્ષસમા મહાપુરુષનાં સ્મરણો જેટલાં લખીએ તેટલાં ઓછાંજ છે. એમણે કોઈ દિવસ પોતાની છબી પડાવી નથી કે પોતાની હયાતિ બાદ જગતને ભોળવે એવું એકે સ્મરણ પોતે રાખ્યું નથી; છતાં તેઓ રાજનગરની પરમ શોભારૂપ હતા અને આબાલવૃદ્ધ નર–નારીઓના હૃદયના સાચા સ્મરણરૂપ હતા. એથીજ આજે પણ એમની મૃત્યુતિથિ ઉજવાય છે અને એ મહાત્માનું સ્મરણ કરી કરી જનતા પોતાને કૃતકૃત્ય માને છે."

છપ્પનિયા દુષ્કાળમાં લોકોને ભૂખે પીડાતા જોઈને એમને ઘણું દુઃખ થતું. પોતે હમેશાં પચીસ મણ લોટના રોટલા કરાવતા અને જે કોઈ ભૂખ્યું આવે તે દરેકને એક શેર લોટના રોટલા ને પાશેર દાળ અપાવતા. આમ તેઓ દરરોજ હજારો ભૂખ્યાં માણસોને જમાડતા. આ લોક–સેવાના કામમાં દયાળુ પ્રભુએ તેમને કોઈ દિવસ અનાજની તંગી પડવા દીધી નહોતી. દાતાઓ તરફથી અનાજના કોથળા આવ્યાજ કરતા ને મહારાજશ્રી પણ દુકાળિયાંઓને છૂટે હાથે જમાડ્યે જતા.

તેઓ મિતભાષી હતા. એમની વાણી સત્યથી ભરેલીજ હતી. છપ્પનના ચૈત્ર માસમાં વરસાદ થયો, તે પછી એક વખતે ભક્તમંડળી એમની આજુબાજુ બેઠી હતી. તેમાં હરિપુરના બાલાભાઈ શેઠ પણ હતા. તેમણે કહ્યું: "બાપજી! વરસાદ તો સારો થયો છે અને અનાજ પણ સારું પાકશે." મહારાજશ્રીએ જવાબ આપ્યો: "હા. એ વાત તો સાચી, પણ એ તો જેનું અન્નજળ હશે તેજ ખાશે."

આ સાંભળી ત્યાં બેઠેલા દરેક જણ વિચારમાં પડી ગયા કે, મહારાજશ્રી આવું કેમ બોલ્યા હશે? પરંતુ કોઈ કાંઈ

નિર્ણય પર આવી શક્યું નહિ. દૈવયોગે બીજે દિવસે બાલાભાઈ શેઠને કોલેરા લાગુ પડ્યો અને ટૂંક મુદતમાંજ તે દેવલોક પામ્યા. આ વખતે મહારાજશ્રી પ્રથમ જે બોલેલા તેનું રહસ્ય ભક્તોના સમજવામાં આવ્યું.

તેઓ તદ્દન નિરભિમાની હતા. પ્લેગના સમયમાં મુંબઇના જયકૃષ્ણ મહારાજ અમદાવાદ પધાર્યા હતા અને દાણાપીઠમાં દેસાઇભાઇ વકીલને ત્યાં ઊતર્યા હતા. મહારાજશ્રી સરયુદાસજી પણ કથા–શ્રવણ નિમિત્તે ત્યાં જતા હતા. પંજાબના કેશવાનંદ સરસ્વતી નામના એક વિદ્વાન સંન્યાસી અને એક બીજા સુરદાસ મહારાજની કથા શાહપુર દરવાજા બહાર છોટાલાલની ધર્મશાળામા થતી હતી, તેમાં પણ સરયુદાસજી મહારાજ જતા હતા.

તેઓ એટલા નમ્ર હતા કે, જો કોઈ એમને પગે લાગવા જાય, તો તેના પહેલાં તો પોતેજ તેને નમી પડતા.

શ્રી જાનકીદાસ મહારાજની સાથે મહારાજશ્રી કોઈ કોઈ વખત નડિયાદ–સંતરામના મંદિરમાં પણ જતા હતા. અહીં એમની ગેરહાજરીમા પણ શ્રોતાજનો નિત્યનિયમ મુજબ એકત્ર થતા અને માંહોમાંહે ભજન–કીર્તન કરતા.

મહારાજશ્રીનાં પૂર્વાશ્રમનાં બહેન જમનાબાઈનું લગ્ન અમદાવાદમા થયુ હતું. તેઓ આંખે અંધ હતાં, ગરીબ ઘરમાં આવ્યાં હતા અને ગરીબાઈમાંજ જીવન વ્યતીત કરતાં હતાં. આથી મહારાજશ્રીના પરમભક્ત ત્રીકમભાઇએ એક વખતે મહારાજશ્રીને વિનતિ કરી કે, " જમનાબાઈ મારા ધરમનાં બહેન છે. એમને દર વરસે સો રૂપિયાની મદદ આપવાનો મારો ઇરાદો છે." આ સાભળી મહારાજે તેમને તો કાઇ ન કહ્યું; પરંતુ પોતાની બહેનને કહ્યુ કે, " આપણે એવી મદદ ન લેવી, બહેન! એવી મદદ લેવા કરતાં તો રોજ દશ શેર ઘઉં દળીને જે મળે

તેમાંથી રોટલા ને શાક ખાઇને ચલાવવું. એક મહિનામાં આઠ આનાનું ઘી લાવવું, તેમાંથી ઠાકોરજીનો દીવો પણ થાય. એમ કરતાં કરતાં જ્યાંસુધી નભે ત્યાંસુધી નભાવજો ને જ્યારે કામ ન થાય ત્યારે મારી પાસે આવજો; પરંતુ મદદ લેવાની મનમાં ઇચ્છા રાખશો નહિ.” જમનાબાઇએ જીવનપર્યન્ત મહારાજશ્રીની આજ્ઞાનું પાલન કર્યું હતું.

મહારાજશ્રીનાં માતુશ્રી આ જમનાબહેનને ત્યાં રહેતાં હતાં. તે બીમાર પડ્યાં અને કેટલોક સમય માંદગી ભોગવીને દેહત્યાગ કર્યો. મહારાજશ્રીએ તેમનો અગ્નિસંસ્કાર કરવા સિવાય તેમની પાછળ બીજી કોઇ ક્રિયામાં ભાગ લીધો નહોતો.

શિયાળાની ઠંડીના સમયમાં કોઈ તેમને ઓઢવા માટે કાંબળો આપે તો તે, રાત્રે બહાર ફરવા નીકળી પડતા અને ટાઢે ધ્રૂજતા કોઇ ગરીબને શોધી કાઢીને આપી દેતા. પોતે તો ધોતિયાની બનાવેલી માત્ર એક રજાઇજ વાપરતા હતા.

પ્રાણીમાત્રને તેઓ સમભાવે જોતા. એક સમયે શહેરમાં એક લાલ મોઢાવાળું વાંદરું આવી ચઢ્યું અને લોકોનાં ઘરોમાં પેસી જઇ ઘણો ઉપદ્રવ કરવા લાગ્યું. આથી લોકો ઘણા હેરાન થયા અને તેને મારી નખાવવાની ગોઠવણ કરવા લાગ્યા. મહારાજના જાણવામાં એ વાત આવી એટલે તેમને દયા આવી. તેમણે તે માંકડાને પકડાવીને એક લાકડાના પાંજરામાં પુરાવ્યું અને થોડા દિવસ રાખી કોઇ વ્રજવાસી સાથે વ્રજમાં મોકલી દીધું.

આવા બીજા પણ પ્રસંગો છે. એક સમયે તેઓ નદીએ નાહવા જતા હતા. રસ્તામાં એક માંદા ગધેડાને જોઇને તેમને દયા આવી અને તેના ઘા ઉપર પાટો બાંધ્યો.

શ્રીમુરલીધરના મંદિરમાં રોજ દીવાબત્તી થયા પછી કથા કહેવામાં આવતી હતી. મુખ્યત્વે મહારાજશ્રી ભાગવતનીજ કથા

કહેતા અને તેમાં પચાસ-સાઠ માણસ હાજરી આપતા. તે મંદિરના નીચેના ભાગમાં બેસીને કથા વાંચતા હતા. ત્યારબાદ સવારમા મેડા ઉપર બેસીને કથા વાચવા માડી. તેમાં પ્રથમ પુરુષોનેજ આવવા દેતા, સ્ત્રીઓને આવવા દેતા નહિ આ વખતે સાંભળનારાઓની સંખ્યા લગભગ દોઢસોને આશરે થતી હતી. તેમાં પારસભાગની કથા કહેવામાં આવતી હતી પછી કેટલીક સ્ત્રીઓની, કથા સાંભળવાની ખાસ ઇચ્છા જણાવાથી દરેક માસની સુદિ અગિયારસથી પૂનમ સુધી અને વદિ અગિયારસથી અમાસ સુધી એમ દશ દિવસ કથામા આવવા દેવાની તેમને આજ્ઞા આપી તે પછી જ્યારે શ્રીમદ્‌ભાગવતની કથા શરૂ થઈ, ત્યારે બહેનોની ઇચ્છા હમેશા કથામા આવવાની આજ્ઞા મેળવવાની થઇ. કેટલીક બહેનોએ એ વાત એક ભક્તને કરી. તેમણે મહારાજશ્રીના અનન્ય ભક્ત રા. ભગુભાઇને એ વાત કહી ભગુભાઇએ એ વાત મહારાજના કાને નાખી મહારાજે પણ બહેનોની ઇચ્છા મુજબ તેમને દરરોજ કથામાં આવવાની છૂટ આપી. આથી ઘણી બહેનોએ કથાનો લાભ લેવા માડ્યો. સ્ત્રી-પુરુષ સર્વેનો સમાવેશ મેડા ઉપર થઇ શકે એમ નહોતુ, એટલે સ્ત્રીઓ નીચે બેસતી અને પુરુષો મેડા ઉપર બેસતા તેમજ નીચે-ઉપર સર્વત્ર કથા સંભળાય તેવી રીતે મહારાજશ્રી કઠેડા પાસે બેસી કથા કહેતા

× × × ×

એક દિવસ મહારાજશ્રી અમદાવાદ સાબરમતીના તીરે આવેલા ખડ્‌ગધારેશ્વરના આરે સ્નાન કરવા ગયેલા માર્ગમાં પગે કઇ ઇજા થવાથી દરરોજના નિયમ પ્રમાણે એ કથા સમયે હાજર થઈ શક્યા નહિ, છતા કથાનો સમય થતા મંદિરમા કથા તો થઇજ. અસારવાના કેટલાક પાટીદારો કથા

સાંભળીને પાછા ફરતા હતા, તેમને મહારાજશ્રી રસ્તામાં સામા મળ્યા, ત્યારે તેઓ આશ્ચર્ય પામ્યા. કહેવાય છે કે, તેમની ગેરહાજરીમાં સાક્ષાત્ પરમેશ્વરજ તેમનું સ્વરૂપ ધારણ કરી કથા વાંચી ગયા હતા! શેઠ બાલાભાઈ દામોદરદાસે આ વાત મહારાજશ્રીને કાને નાખીને તેનો ખૂલાસો જાણવા ઇચ્છયું. પરંતુ તેઓશ્રીએ એ વાતને ઉડાવી દેતાં માત્ર એટલુંજ કહ્યું કે, "એમ બનવું એ પણ સંભવિત છે."

× × × ×

પુરુષોત્તમ માસ ચાલતો હતો અને મહારાજશ્રીની વાણી સાંભળવા આવનાર સ્ત્રી-પુરુષોની સંખ્યા વધી પડી. આશરે દોઢથી બે હજાર માણસ આવવા લાગ્યાં. મંદિરમાં એ સર્વેનો સમાવેશ થઇ શકે એમ નહોતું; એટલે મહારાજશ્રીએ મંદિરની પાછળની વાડીમાં કથા કહેવા માંડી. પુરુષો અને સ્ત્રીઓને બેસવાનું સ્થાન તદ્દન જુદું હતું અને વચ્ચે એક પડદો પણ બાંધવામાં આવતો હતો. એક વણિક સોની ગૃહસ્થને સ્ત્રીઓ તરફ તાકી તાકીને જોવાની ટેવ હતી. કથાપ્રસંગે પણ તેની એ ટેવ છૂટતી નહોતી. એ ભાઈની તરફ મહારાજશ્રીનુ ધ્યાન ખેંચાયું અને તરતજ ચાલુ કથાએ તેને ઉઠાડી અન્ય સ્થળે બેસાડવામાં આવ્યો.

એમની કથાની સરળ શૈલીથી મુગ્ધ થઈ કેટલાક હરિજનો (અંત્યજો)ને પણ કથા સાંભળવાની ઇચ્છા થઇ આવી. એક ભક્તદ્વારા તેમણે મહારાજને પોતાની ઇચ્છા જણાવી અને કથા મૃતનું પાન કરવાની આજ્ઞા માગી. મહારાજે તરતજ આજ્ઞા આપી અને તેમને જરા દૂર બેસવાની ગોઠવણ કરાવી આપી. કારણ કેઃ-शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः।

× × × ×

કાલુપુર (અમદાવાદમાં) ડોશીવાડાની પોળમાં શ્રીનટવરલાલજી શ્યામલાલજીનું મોટું વૈષ્ણવ-મંદિર છે. ત્યાંના ગોસાંઇ

મહારાજ શ્રીરણછોડલાલજીને યજ્ઞોપવિત આપવાના પ્રસંગે બહારગામથી પણ લગભગ તમામ ગોસાંઇજી મહારાજના બાળકો પધાર્યા હતા. તેમાં શ્રીનાથજીના ટિકાયત મહારાજ શ્રીગોરધનલાલજી પણ હતા. મહાત્મા શ્રીસરયુદાસજીની પ્રશંસા સાંભળીને તેમને મળવાની ઇચ્છા જણાવી. મહારાજશ્રીએ પૂછાવતાં તેમણે પોતાની અનુમતિ આપી; એટલુંજ નહિ પણ અસારવા–શ્રી આચાર્યજીની બેઠક, જ્યાં મહારાજ શ્રીગોરધનલાલજી ઊતર્યા હતા ત્યાં–જાતે જઇ આમંત્રણ આપી આવ્યા હતા. બીજે દિવસે કથા–પ્રસંગની સમાપ્તિ બાદ શ્રીગોરધનલાલજી, મહારાજશ્રીને મળવા માટે પધાર્યા. ભક્તવર્ગને આ મુલાકાતની ખબર હોવાથી એ સમયે ઘણાં સ્ત્રી–પુરુષો હાજર રહ્યાં હતાં. શ્રીગોરધનલાલજી મહારાજે, મહારાજશ્રી સરયુદાસજીનાં ઘણાં વખાણ કર્યાં હતાં અને કહ્યું હતું કે, "જે કામ અમારા જેવા ધર્મગુરુઓએ કરવાનું છે, તે કામ એમણે પોતે હાથમાં લીધેલું છે; એ માટે એમના જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે."

કથામાં એમની મધુર વાણીએ જનતાને ઘણી આકર્ષી હતી. એક સમયે કડવાપોળમાં રહેતા જમનાદાસ નામના એક ભગતે એમને કહ્યું કે, "મહારાજ ! આપનું શરીર જ્યારે નહિ હોય, ત્યારે બીજે કોઇ ઠેકાણે કથા સાંભળવામાં આવો પ્રેમ નહિ થાય; કારણ કે, આજકાલના સાધુસંતો તો પ્રવૃત્તિવાળા રહ્યા એટલે તેમનો વ્યવહાર પણ જુદો." મહારાજે આ સાંભળી જવાબ આપ્યો કે, "ભગતજી ! એ શું બોલ્યા ? કોઇએક બાળકની માતા મરણ પામે અને તેનો પિતા ધવરાવવા માટે ધાવ રાખે; છતાં બાળક કહે કે, 'હું નહિ ધાવું,' મારી માતાના જેટલો પ્રેમ એ ધાવનો નથી ! ત્યારે એ બાળકનું શું થાય ? જરૂર તે મરણ

પામે. માટે તે બાળકે તો જેનુંતેનું દૂધ પીને મોટાજ થવું રહ્યું. એજ પ્રમાણે આ શરીર ગયા પછી તમારે પણ જ્યાં કથા થતી હોય ત્યાં જઇને સાંભળવીજ રહી. તમે કથા નહિ સાંભળો તો તમારું અંતઃકરણ મલિન થશે. વળી તમારે માત્ર કથા સાંભળવા સાથેજ કામ રાખવું. એ સિવાય કથા કરનાર કયાં બેઠા છે, શું કરે છે, શું ખાય છે, વગેરે કોઇ પણ બાબત ઉપર લક્ષ આપવું નહિ; કારણ કે એમ કરવાથી શ્રદ્ધા રહેતી નથી અને પરિણામે ઉપદેશની અસર પણ રહેતી નથી.

વ્યાવહારિક કે બીજી કોઈપણ મૂંઝવણમાં કોઈ પણ સજ્જન તેમની સલાહ પૂછે તો તેમને યોગ્ય રસ્તો બતાવતા. પરમાર્થ સિવાય કોઇ પણ ઉપાધિમાં પડવાનું એમને પસંદ નહોતું. તેમની પાસે રહેતા આત્મારામજી મહારાજને એક વખતે કોઇ ભક્ત ગાય આપવા માટે આવ્યા. ગાય રાખવાની એમની ઇચ્છા હતી, એટલે એમણે મહારાજશ્રીને પૂછ્યું ! ત્યારે તેમણે ચોખ્ખી ના પાડતાં જણાવ્યું કે, "એ ગળામાં ઉપાધિ નાખવા જેવું છે. ગાયનું છાણુ-વાસીદું અને ઘાસ-કચરા આદિના કામમાંથી આપણે નવરાજ નહિ પડીએ અને એથી આપણી કથા-વાર્તા તથા ભજન-કીર્તનમાં વિક્ષેપ પડશે. આપણે ગાય રાખવી પરવડે નહિ."

તેઓ ઘણી ઊંચી અવસ્થાએ પહોંચેલા સાચા સાધુ હતા; **એટલે ચેલાઓ કે શિષ્યો મૂંડવાનું તેમને પસંદજ ન હતું. એમણે જીવનપર્યંત કોઇને શિષ્ય બનાવ્યો નથી.** કોઈ કોઈ વખતે એમના ભક્તો એમને ફૂલહાર પહેરાવવા કપાળે તિલક કરવા ઇચ્છા કરતા, ત્યારે તેઓ તેનો સ્વીકાર નહિ કરતાં તે ભગવાન શ્રીમુરલીધરનેજ અર્પણ કરાવતા.

એમની ઈશ્વરભાવના જડ-ચેતન સર્વમાં એકસરખી હતી.

જે નીચેની વાત ઉપરથી બરાબર સમજાશે. ઝાંપડાની પોળમાં રહેતા શેઠ ત્રીકમભાઇ, પોતાના હરિપુર ગામમાં મકાન બંધાવતા હતા. ત્રીજા મકાનના માળે લીમડાની એક ડાળી આડી આવતી હતી; એ ડાળીનું શું કરવું, તે બાબત શેઠે મહારાજશ્રીની સલાહ પૂછી. ત્યારે મહારાજશ્રીએ જણાવ્યું કે, "ત્રીજો માળ અધીંજ કરજો, પણ ડાળી કપાવશો નહિ. લીમડો જ્યારે દેવલોક પામે ત્યારે ત્રીજો મજલો પૂરો કરી લેજો. ડાળી કાપશો તો બિચારા લીમડાને દુઃખ થશે અને એથી પ્રભુ રાજી નહિ રહે."

માર્ગમાં ચાલતી વખતે કોઇ જીવજંતુ પોતાના પગ નીચે કચડાઇ ન જાય, એ માટે તેઓ ઘણી સંભાળપૂર્વક પગલાં મૂકતા. દવા માટે કોઇ વૃક્ષ-વનસ્પતિનાં પાન લેવા આવે તો તેને તેઓ કહેતા કે, "પ્રથમ એ વનસ્પતિને પગે લાગીને પ્રાર્થના કરો, એની માફી માગો અને પછી પાન લો." તેઓ ધીમેથી અને વિચાર કરીનેજ બોલતા. કોઇના પણ આત્માને દુભવતા નહિ. ઉનાળાના દિવસોમાં પણ પાણીની માટલી સરખી રાખતા નહોતા; કારણ કે માટલી રાખવાથી જળ ઠરે અને એથી કીડીઓ થાય અને એ કીડીઓ કદાચ પગ નીચે આવે તો હત્યા થાય, એવી ભીતિ સદાય એમને રહ્યા કરતી. પાણી માટે એમની પાસે માત્ર એક લોટોજ રાખતા હતા.

તેમનામાં સહનશીલતાનો એક અજબ જેવો ગુણ હતો. એમના ડાબા કાન પાસે એક રસોળી જેવી ગાંઠ નીકળી હતી. જે દિવસે દિવસે વધવા માંડી હતી. ઘણા ઘણા ભક્તો એમને વારંવાર કાલાવાલા કરી કરી દવા માટે વિનવતા; પરંતુ મહારાજ કોઇ પણ પ્રકારે માનતા નહિ. છેવટે બધાંએ એકત્ર થઈ વિચાર કર્યો અને પાટડી-દરબાર શ્રીસુરજમલજીને તેડાવી, તેમના-

દ્વારા મહારાજશ્રીને વિનંતિ કરાવી મહારાજશ્રી પણ સર્વેનો તિરસ્કાર કરી શક્યા નહિ અને દવા કરાવવાની હા પાડી શેઠ મંગળદાસ ગીરધરદાસના બંગલામાં ઑપરેશન કરવાનું નક્કી થયું અને મુંબઈથી સરજનને બોલાવવામાં આવ્યા ઑપરેશન કરતાં પહેલાં ડૉક્ટરે કલોરોફોર્મની શીશી સૂંઘાડવાની વાત કહી એટલે મહારાજશ્રીએ જવાબ આપ્યો કે, "શીશી સૂંઘાડવાની કશી જરૂર નથી આપ આપનું કામ ખુશીથી કરો જ્યાંસુધી કામ ચાલુ રહેશે ત્યાંસુધી આ શરીર જરા પણ હાલશે નહિ" તે પછી મહારાજશ્રી ધ્યાનસ્થ થયા અને ડૉક્ટરે ઑપરેશન કર્યું ત્યાંસુધી નિર્જીવ પ્રતિમાની માફક બેસી રહ્યા ઑપરેશનનું કામ પૂરું થયાની વાત ભક્તોએ મહારાજશ્રીને કરી, ત્યારે તેમણે નેત્રો ખોલ્યાં ડૉક્ટર પણ એમની આ સહનશક્તિ જોઈ દિગ્મૂઢ બની ગયા! આ ઑપરેશનથી એક મહિને એમને આરામ તો થયો, પરંતુ તે પછી બીજી ગાંઠ નીકળી ડૉક્ટરે ફરી તપાસી જોયું અને તેમણે એવો અભિપ્રાય આપ્યો કે, હવે જો ઑપરેશન કરવામાં આવશે તો વારાફરતી સાત ગાંઠો નીકળશે અને દરેક વખતે ઑપરેશન કરવાની જરૂર પડશે આથી બીજીવાર ઑપરેશન કરાવ્યું નહિ

તે પછી બરાબર સાત મહિના શ્રીયુત મંગળદાસના બંગલે રહ્યા બાદ મહારાજ પોતાના મૂળ સ્થાનકે પાછા ફર્યા એમની અશક્તિ દિવસે દિવસે વધતી જતી હતી, આથી ડૉક્ટરોએ એમને ખુલ્લી હવામાં ફરવાની સલાહ આપી એમને પોતાને તો એમ જણાઈ ચૂક્યું જ હતું કે, આ બધા પ્રયાસો હવે નિષ્ફળ છે છતાં ભક્તજનોના અતિ આગ્રહને લીધે એઓ શેઠ ભીકમભાઈની ગાડીમાં બેસી કેમ્પ તરફ ફરવા જતા અને ત્યાં થોડુંક પગે પણ ચાલતા

કેમ્પમાં રહેતા ગોરા લોકો પણ એમનાં મુખારવિંદનાં દર્શન કરી નમ્ર બની જતા હતા. મહારાજશ્રીની ગાડી દેખતાંજ કલબમાં બેઠેલા યુરોપિયનો ઊભા થઇને એમને માન આપતા. એ લોકોને આવી તસ્દી આપવા મહારાજ ઇચ્છતા નહોતા, એટલે એમણે ફરવા જવાનો રસ્તો બદલ્યો. આથી તો પેલા ગોરા લોકો ઊલટા નારાજ થયા. પોતાને માટે મહારાજે રસ્તો બદલ્યો છે, એવી વાત જ્યારે તેમના જાણવામાં આવી, ત્યારે તેમણે મહારાજને સંદેશો કહેવડાવ્યો કે, "આપ જો આ રસ્તે નહિ પધારો તો જે રસ્તે આપ પધારશો, ત્યાં અમે આવીશું. પરંતુ આપનાં દર્શન તો જરૂર કરીશુંજ." આ સાંભળી મહારાજશ્રી મૂળ રસ્તેજ પાછા ફરવા જવા લાગ્યા.

એક દિવસે મહારાજશ્રી કેમ્પમાં ફરતા હતા. સાથે એક માણસ હતો. સામેથી એક ગોરો સાઇકલ પર બેસી પૂર ઝડપથી આવતો હતો. મહારાજશ્રી સન્મુખજ હોવાથી તેણે સાઇકલ એકદમ રોકી; પરંતુ એમ કરવાથી તે ગબડી પડ્યો. આથી તેના મનમાં ઘણો ગુસ્સો ચડ્યો ક્રોધમાં તેણે ઊભા મહારાજશ્રી તરફ જોયું. મહારાજશ્રી તો હાથ જોડીને ઊભા થઈ હતા. એ જોતાંજ પેલા ભાઈનો ગુસ્સો ઊતરી ગયો અને પછી મહારાજશ્રીને સાષ્ટાંગ દંડવત્ કરી ચાલતો થયો.

આવી આવી તો કેટલીય બાબતોથી એ મહાત્માનું જીવન ભરપૂર હતું. નિરપેક્ષતા, ભગવતપરાયણતા, સુખદુઃખાદિ દ્વન્દ્વોથી પર દ્વન્દ્વરહિતપણું, નિર્મમત્વ, સમદૃષ્ટિ, શાંતિ, અપરિગ્રહ વગેરે સર્વ ગુણો તેમનામાં સંપૂર્ણ રીતે ખીલેલા હતા. એમનું જીવન અન્યને માટેજ હતું અને એથીજ એમણે પ્રાણીમાત્રના હૃદયમાં સ્થાન મેળવ્યું હતું.

આખરે એ દિવસ આવ્યો કે, જેની એ મહાત્મા રાહ

જોઈ રહ્યા હતા. એ સંવત ૧૯૬૮ ના કાર્તિકની કૃષ્ણ તૃતીયાનો દિવસ હતો. આગલે દિવસે મહારાજશ્રી પોતાના નિત્યનિયમ મુજબ સાંજના સમયે ફરવા ગયા હતા. પ્રાતઃકાળના ત્રણ વાગે નિત્યનિયમ મુજબ ઊઠીને સ્નાનાદિ કાર્યથી પરવારી ધ્યાનમાં બેઠા; ત્યાંસુધીમાં એમની નિકટમાં રહેતાં માણસોને પણ માલૂમ ન હતું કે, ઘડી પછી શું થવાનું છે? મહારાજની તો એ આખરનીજ ધ્યાનાવસ્થા હતી. લગભગ પાંચ વાગતાં એમનો મહાન આત્મા આ નશ્વર શરીરનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

સવાર થતાંજ તો આ વાત આખાય શહેરમાં ફેલાઈ ગઈ. એમનાં અંતિમ દર્શન માટે માનવ-મહાસાગર ઊલટ્યો. સારાય શહેરમાં હડતાલ પડી હતી. આબાલવૃદ્ધ સૌને મોઢે માત્ર એ એકજ વાત ચર્ચાઈ રહી હતી. મહારાજશ્રીના નિશ્ચેતન દેહને પાલખીમાં પધરાવી દુધેશ્વરને આરે લઈ જવામાં આવ્યો અને ત્યાં ચંદનકાષ્ઠની ચિતામાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. એમની સ્મશાનયાત્રામાં શહેરનાં પ્રતિષ્ઠિત તેમજ બીજા હજારો માણસોએ ભાગ લીધો હતો.

તેમની ઉત્તરક્રિયા સારી રીતે કરવામાં આવી હતી. મંદિરમાં તેમની ગાદી સ્થાપવામાં આવી અને તેનાં દર્શનનો લાભ આજ પણ અનેક ભક્તો લે છે. **તેમના સ્મરણ તરીકે તેમની મૃત્યુતિથિને દિવસે શહેરમાં હડતાળ પાડવામાં આવે છે, મંદિરમાં શ્રીમદ્ ભાગવતની સપ્તાહ થાય છે અને ભક્ત લોકો તેમને સંભારી સંભારીને અનેક પ્રકારનાં પુણ્યદાન કરે છે.**

એ મહાપુરુષને અનેકાનેક પ્રણામ, કે જેમના જીવનના પ્રસંગો આજ પણ અમને સાચા ત્યાગ અને પરોપકારના માર્ગે દોરે છે.

# ૧—શ્રીસરયુદાસ મહારાજનાં સંસ્મરણો

(મહારાજશ્રીના જીવનમાંથી અનેક બોધદાયક પ્રસંગો મળે એમ છે; પરંતુ તેમની હયાતીમાં એની નોંધ થયેલી નહિ હોવાથી તેની સળંગ નોંધ મળી શકતી નથી. એટલે કેટલાક ભક્તો કે જેમણે તેમના સત્સંગનો લાભ લીધો હતો અને હજી જેઓ હયાત છે તેમણે લખાવેલા છૂટા છૂટા પ્રસંગો અહીં ઉતાર્યા છે.)

મહારાજશ્રી ગામ બાવળા જતા ત્યારે ત્યાંના શ્રીહનુમાનજીના મંદિરમાં મુકામ કરતા. એ ગામના એક ડુંગરભક્તને મહારાજશ્રીનો સત્સંગ લાગવાથી તેમણે સંસારનો ત્યાગ કરેલો. આથી એ ભક્તના ભાઈ મહારાજશ્રીને લાકડી લઈ મારવા દોડી આવ્યા. એ વખતે મહારાજ આરતી ઉતારતા હતા. ડુંગરભક્તના ભાઇને ત્યાં દોડી આવેલો જોઈ બીજા સાધુઓ ગભરાયા અને તેમણે મહારાજશ્રીને એ વાત કહી. આથી જરાય ન ગભરાતાં એમણે સર્વે સાધુઓને જવાબ આપ્યો કે, " કોઇએ ગભરાવાનું કારણ નથી; આ શરીરને તેઓ ભલે માર મારે." એટલામાં તો ડુંગરભક્તના ભાઈ ત્યાં આવી પહોંચ્યા. મહારાજે તેમને જોયા એટલે શ્રીહનુમાનજી સામેથી આરતી ખસેડી તેમની આરતી ઉતારવા લાગ્યા. પેલા ભાઇનો ક્રોધ તો કોણ જાણે ક્યાંએ શમી ગયો અને ઊલટો મહારાજશ્રીને સાષ્ટાંગ દંડવત્ કરવા લાગ્યો.

× × × ×

મહારાજશ્રી એક સમયે બાવળાથી અમદાવાદ પધારતા હતા. મોરાર નામના એમના એક ભક્તે એ સમયે એમને થોડાક વધુ દિવસ રોકાઇ જવા વિનતિ કરી; પરંતુ મહારાજ રોકાયા નહિ. એટલે મોરાર ભક્ત તેમના જવાના રસ્તા વચ્ચે સૂઇ ગયા

અને કહ્યું કે "પધારવું હોય તો મારા શરીર ઉપર પગ મૂકીને પધારો." ભક્તનો આવો પ્રેમ જોઈ તેમનું હૃદય દ્રવી ઊઠ્યું અને તરતજ તેઓ ત્યાં રોકાઈ ગયા!

× × × ×

બાવળા જતા ત્યારે ગામમાંથી વારાફરતી દરેક પાટીદારને ત્યાંથી મહારાજશ્રીને માટે ભોજન આવે એવી ગોઠવણ થયેલી હતી. મહારાજશ્રી પાસે એક પિત્તળનો દાબડો હતો. તે ભિક્ષા આપનાર માણસ લઈ જતો અને તેમાં નિયમ મુજબ ભિક્ષા લઈ આવતો. એક દિવસ એક સજ્જને રોટલી ઉપર વધારે ઘી ચોપડીને મોકલી હતી. ભોજન સમયે દાબડો ઉઘાડતાંજ એ તરફ મહારાજનું ધ્યાન ગયું એટલે જમ્યા સિવાય તેમણે એ દાબડો બંધ કરી એક ખીંટી પર લટકાવી દીધો અને પોતાના સાધુમંડળને જણાવ્યું કે, "પ્રભુએ આજે ઉપવાસ કરવાની આજ્ઞા આપી છે."

રાત્રે જ્યારે બીજા ભક્તે તે દાબડો લઇ જવા માટે ખીંટી પરથી ઉતાર્યો તો ભારે જણાયો. ઉઘાડીને જોયું તો ભોજન જેમનું તેમ જોતાં તેના આશ્ચર્યનો પાર ન રહ્યો! તેણે મહારાજશ્રીને પૂછ્યું: "આજે પ્રસાદ નથી લીધો?" મહારાજશ્રીએ જવાબ આપ્યો કે "ના, પ્રભુની આજ્ઞા નથી."

"કારણ?" તે ભગતે પૂછ્યું.

"કારણ એજ કે, રોટલી ઉપર ઘી વધારે ચોપડેલું છે. એ પ્રસાદ ન લેવાય. ભક્ત તેમનાં છોકરાંને રોજ આ રીતે ખવડાવે છે?" મહારાજશ્રીએ જવાબ આપી સામો પ્રશ્ન કર્યો.

"મહારાજ! તે તો રોજનાં ખાનાર છે અને આપે તો માત્ર આજનોજ દિવસ (ભિક્ષા લેવાની) કૃપા કરી છે." ભક્તે જણાવ્યું.

"એમ ન માનો." મહારાજે કહ્યું: "તમારી ઇચ્છા જો મને

જમાડવાનીજ હોય, તો તમારાં છોકરાંને જેવું આપો છો તેવુંજ મને આપો; નહિ તો ઉપવાસ કરીશું."

ભક્ત તો આ સાંભળી ઠંડોજ થઇ ગયો. ત્યાર પછી કોઈ પણ ભક્તે તેમની ઇચ્છાવિરુદ્ધ કાંઇ પણ કર્યું નથી.

× × × ×

અમદાવાદમાં મુરલીધરના મંદિરમાં મહારાજશ્રી નિત્ય કથા કરતા હતા. હમેશાં પ્રાતઃકાળમાં વહેલા ઊઠીને નદીએ સ્નાનાદિ માટે જતા હતા. પોતાના નિત્યનિયમ મુજબ એક દિવસ એ નદીએ ગયા હતા, ત્યાં કોઈએક રોગી માણસ એમની નજરે ચડયો. એટલે તેઓ તેની સેવામાં રોકાઈ ગયા. કથાનો સમય થઈ ગયો હતો; છતાં મહારાજશ્રી એ રોગી પુરુષ પાસેથી ઊઠયા નહિ છેવટે કથાસમય પણ વીતી ગયો. પછી નદીએ જઈ પાછા ફર્યા ત્યારે કથામાંથી પાછા ફરતાં માણસો તેમને મળ્યાં. આજની કથાનાં તેઓ ઘણાં વખાણ કરતાં હતાં. મહારાજશ્રી તો આ સાંભળી અત્યંત આશ્ચર્ય પામ્યા. સામા મળેલા ભક્તોમાંના કેટલાકને તેમણે પૂછયું કે,–"હું તો નદી ઉપર એક રોગી માણસની સેવામાં હતો, ત્યારે કથા કોણે વાંચી?" તે લોકો પણ આશ્ચર્યને વશ થઇ કાંઇ જવાબ આપી શકયા નહિ.વિચાર કરીને મન સાથેજ તેમણે નિશ્ચય કરી લીધો કે, "નક્કી પરમકૃપાળુ પરમાત્માએજ આજે તસ્દી લઇ મારું સ્વરૂપ ધારણ કરી કથા વાંચી છે!" તેઓ મનમાં ને મનમાંજ પ્રભુની ક્ષમા યાચવા લાગ્યા.

× × × ×

અમદાવાદ શહેરના ભંગીઓએ એક વખત પગારના વધારા માટે હડતાળ પાડી. ત્રણ દિવસ સુધી આ હડતાળ લંબાઈ. દરમિયાન જાજરૂ પણ સાફ કરવામાં આવતાં નહોતાં, તેથી આખા

શહેરમાં દુર્ગંધી ફેલાઈ રહી હતી. મહારાજશ્રીની સાથે બીજા દસ માણસો એ સમયે મંદિરમાં રહેતા હતા. ત્યાંના જાજરૂમાં ઘણી બદબો આવવા લાગી. આથી કોઈને ખબર ન પડે તેવી રીતે એક દિવસ રાત્રે ત્રણ વાગે ઊઠીને મહારાજશ્રીએ જાતે જાજરૂ સાફ કરીને સ્નાન પણ કરી લીધું. સવારમાં બીજા બધા ઊઠ્યા અને જાજરૂ સાફ જોઇ પરસ્પર પૂછવા લાગ્યા કે, "એ કામ કોણે કર્યું ?" સૌએ જવાબ આપ્યો કે, "અમે કોઇ કાંઇ જાણતા નથી!" આથી એમને ચોક્કસ ખાત્રી થઇ કે, મહારાજશ્રીએજ એ કામ કરેલું હોવું જોઇએ. તેમણે સર્વેએ એકત્ર થઇને મહારાજને કહ્યું કે, "બાપજી! આપે આ કામ ઠીક કર્યું નહિ." ત્યારે મહારાજે જવાબ આપ્યો કે, "એમાં ખોટું શું થયું છે? આ શરીરનું જાજરૂ આપણે રોજ સાફ કરીએ છીએ; ત્યારે આ તો મેં આજેજ સાફ કર્યું છે! ભાઇઓ! આખું જગત પરમાત્માનું સ્વરૂપ છે. આપણે નિષ્કામભાવે જે સેવા કરીએ તેજ પ્રભુને પહોંચે છે!!"

× × × ×

મહારાજશ્રીને માટે દરરોજ ભિક્ષાનો દાબડો આવતો હતો. તેમાંથી અરધોઅરધ પોતાના ગુરુભાઇને (જે પાસેના મંદિરમાં રહેતા હતા તેમને) આપતા અને બાકીની ભિક્ષા પોતે રાખતા. એક દિવસે એક રામરસની કુલડી આવેલી, જે એમના ગુરુભાઇએ રાખી લીધી. મહારાજશ્રીને એ વાતની ખબર પડી ત્યારે એમણે તેમને ઠપકો આપતાં કહ્યું કે "આમ કરવાથી આપણે પ્રભુના અપરાધી થઇએ છીએ. ભિક્ષામાં જે કાંઇ આવે તેજ આપણે જમી લેવું જોઇએ. એ કુલડી કાઢી નાખો!"

× × × ×

પાટડી દરબારના કુટુંબમાં થયેલા એક અમરદાસ નામના

સંત પુરુષ એક સમયે મહારાજશ્રીની મુલાકાતે આવ્યા. તેઓ એકાએક માંદા પડયા અને દિન પ્રતિદિન તેમની માંદગી વધવા લાગી અને છેવટે એટલી વધી પડી કે, આખરસ્થિતિએ આવી પહોંચેલા જણાવા લાગ્યા. એક દિવસ તેમની ગંભીર સ્થિતિ જોતાં કથામાં આવનાર ભક્ત લોકોએ એ રાત્રે અમરદાસજીની સેવામાં રહેવા આવવા માટે ઇચ્છા જણાવી. પરંતુ મહારાજશ્રીએ ના પાડી. ભક્ત લોકોએ જણાવ્યું કે, "જરૂર પડે તો રાત્રે અમને ખબર આપજો." મહારાજશ્રીએ કહ્યું: "બહુ સારું."

એ રાત્રે અમરદાસજીની પ્રકૃતિ વધુ બગડતીજ ચાલી અને બરાબર મધ્યરાત્રીએ એમણે છેલ્લો શ્વાસ લીધો. આ વખતે મંદિરમાં થોડાક માણસો હતા. મહારાજશ્રીએ તેમને જણાવ્યું કે, "સવાર થતાં શહેરમાં ખબર પડશે તો ઘણા લોકો એકઠા થઇ જશે. એ બધાને તસ્દી આપવી એ પણ ઠીક નથી, માટે આપણે જેટલા છીએ તેટલા શ્મશાને હમણાંજ પહોંચી જઇએ." આમ કહી રાતના બે વાગે શબ ઉપાડીને દુધેશ્વર પહોંચ્યા. અગ્નિસંસ્કાર કરીને સવાર થતાંમાં તો સર્વે પાછા આવી પહોંચ્યા. લોકોએ સવારમાં જ્યારે આ વાત જાણી ત્યારે મહારાજશ્રીને વિનતિ કરી કે, "આપે આ શું કર્યું?" મહારાજશ્રીએ જવાબ આપ્યો કે, "બે હજાર માણસોને તસ્દી આપવી એ ઠીક નહિ. લોકો કામધંધામાં હેરાન થાય અને બપોર સુધી ભૂખ્યા રહે, તેમજ કથા પણ બંધ રાખવી પડે, તે કરતાં-તો અમે થોડા માણસો હેરાન થઇએ એમાં શું ખોટું?"

× × × ×

એક દિવસ રાત્રીના સમયે મહારાજશ્રીને વીંછી કરડ્યો; પરંતુ એ વાતની કોઇને ખબર પડવા દીધી નહિ. પોતે આખી રાત પથારીમાં બેસી રહ્યા અને વીંછીના ડંખની વેદના કંઇ

પણ બોલ્યા સિવાય ભોગવી લીધી! આવા તો તેઓ સહનશીલતાવાળા હતા.

× × × ×

રાજા મહેતાની પોળ–કાલુપુરમાં રહેતા ભક્ત મોતીલાલભાઇ એક સમયે રૂપિયા ચાર હજારની થેલી મજૂર પાસે ઉપડાવી મહારાજશ્રીને આપવા આવ્યા. મહારાજના ચરણ પાસે એ રૂપિયા ધરી ભગતે કહ્યું: "આ રૂપિયા તમને યોગ્ય લાગે તે કામમાં વાપરજો." મહારાજશ્રીએ જવાબ આપ્યો કે, "તમે અમને ઉપાધિમાં કયાં નાખો છો? આપ પાછા લઇ જાઓ, અમારે એ ન જોઇએ. કોઇ લાયક પુરુષ મળી આવશે તો તેને આપની પાસે મોકલીશું અથવા તો આપને ઠીક જણાય તેવાં બીજાં કાર્યોમાં વાપરજો." એમ કહી તેમણે એ રૂપિયા સ્વીકાર્યા નહિ.

× × × ×

દરિયાપુર–વાડીગામ ડખાની પોળની એક ડોશી એક સમયે ચારસો રૂપિયા રોકડા લઇ આવ્યાં અને મહારાજને અર્પણ કરી બોલ્યાં: "મારું શરીર હવે સારું રહેતું નથી. દિવસે દિવસે ઘસાતું ચાલે છે અને હવે બહુ બહુ તો ચારેક માસ જીવાશે. મારી પાસે જે કાંઇ પૂંજી છે, તે આપને અર્પણ કરું છું. આપ આપની મરજી મુજબ એ રકમનો ઉપયોગ કરો."

મહારાજે કહ્યું: "બહુ સારું. પરંતુ હાલ તો તમે એક મારી આજ્ઞા માનો." એમ કહી, ત્યાં બેઠેલા ભક્ત શાહ ચકાભાઇ નારણભાઇને કહ્યું કે, "તમે બીજા ચારસો રૂપિયા લાવીને આ ડોશીમાને આપો; એટલે બધા મળીને આઠસો રૂપિયા એમની પાસે થશે."

આ સાંભળતાંજ ડોશીમા બોલી ઊઠ્યાં: "બાપજી! મારે એટલા બધા રૂપિયાની શી આવશ્યકતા છે? હજુ બીજા ત્રણસો

રૂપિયા તો મારી પાસે છે અને તે આ શરીર ટકતા સુધીને માટે ઘણા છે."

ત્યારે મહારાજે કહ્યું કે, "વખતે શરીર પડે નહિ ને સાજું થાય, ત્યારે તમે શું કરશો ? શું ભીખ માગવા જશો ? માટે હમણાં તો એ રૂપિયા પાછાજ લઈ જાઓ."

ડોશીમા નિરુપાયે એ રૂપિયા પાછા લઇ ગયાં. દૈવયોગે તેમનું શરીર દિવસે દિવસે સુધરવા માંડ્યું. પછીએક દિવસ મહાત્માએ તેમને કહ્યું: "ડોશીમા ! તમે તો હવે સાજાં થઇ ગયાં ! રૂપિયા વપરાઇ ગયા હોત, તો શું કરત ? હવે પછી કોઇ દિવસ આવું વગરવિચાર્યું કામ કરશો તો દુઃખી થશો."

× × × ×

સાંકડી શેરીમાં રહેતા શેઠ કસનદાસ, મહારાજશ્રીના પરમભક્ત હતા અને મહારાજશ્રી જ્યારે આજ્ઞા આપે, ત્યારે તેમને માટે સાદી ભિક્ષા લાવતા. એક દિવસ શેઠની વર્ષગાંઠ હતી. તે દિવસે ભિક્ષામાં શેઠ લાડુ લાવ્યા. આ જોઇ મહારાજે તેજ દિવસથી ભિક્ષા મગાવવી બંધ કરી દીધી. શેઠે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે તેમની પાસે પોતે કબૂલ કરાવ્યું કે, "હવેથી કોઇ પણ દિવસ પાકી ભિક્ષા નહિ લાવું અને જો લાવું તો ભિક્ષા બંધ કરવી."

× × × ×

હાલની પોળમાં રહેતા શાહ ચકાભાઇ નારણદાસ, મહારાજશ્રીના પરમભક્ત હતા. છપ્પનિયા દુષ્કાળ વખતે મહારાજશ્રીને એમણે કહ્યું કે, "કાંઈ સેવા હોય તો બતાવજો." ત્યારે મહારાજશ્રીએ પૂછ્યું: "લોકો પાસે તમારું લેણું કેટલુંક ખેંચાય છે ?"

ચકાશેઠે કહ્યું: "લગભગ ત્રીસ હજાર રૂપિયા."

"એટલા ખધા શાથી ખેંચાય છે?" મહારાજે પૂછ્યું.

"તે લોકોની આપવાની શક્તિ ન હોવાથી ખેંચાયા કરે છે." શેઠે જવાબ દીધો.

"ત્યારે પહેલી સેવા તો એ કરો કે, તેમને ત્યાં જાઓ. તમારો લેણદાર તમને જે કાંઇ આપે તે લઇ લો અને જેની કાંઇ પણ આપવાની શક્તિ ન હોય, તેનું ખાતું ત્યાં ને ત્યાંજ માંડી વાળો. ઉપરાંત જેની પાસે પૂરતું ખાવાનું ન હોય તેને બાર માસ ચાલે એટલું અનાજ અપાવો." મહારાજશ્રીએ એમ કહીને સેવા બતાવી!

શેઠે પણ તેમના કહેવા પ્રમાણેજ કર્યું. ત્રીસ હજાર રૂપિયા માંડી વાળ્યા અને વધારામાં દાન કર્યું તે તો જુદું.

× × × ×

ઝાંપડાની પોળમાં પટેલ ત્રીકમદાસ ગોપાલદાસ નામના એક સજ્જન કાપડનો વેપાર કરતા હતા. તેમના મોટા ભાઇનું નામ રણછોડભાઇ હતું. તેમના મકાનની પાસેજ ભક્ત ગીરધરભાઇ રહેતા હતા. જે હમેશાં મહારાજશ્રીની કથા સાંભળવા જતા હતા. એ ભક્ત કથામાંથી ઘેર આવતા ત્યારે આ બન્ને ભાઈ ઊઠીને દાતણ કરતા હોય! તેઓ ભક્તને જોઈ મશ્કરીમાં કહેતા કે, "શ્રીસરયુદાસજી મહારાજના મંદિરનાં પગથિયાં ઘસી નાખ્યાં તોપણ ભગતનું તો કાંઇ વળ્યું નહિ!" ભક્ત આના જવાબમાં જણાવતા કે, "ભાઇ, એક દિવસ તો કથામાં પધારો!" ત્યારે તેઓ કહેતા કે, "ના ભાઈ, અમારે ભગત નથી થવું. અમારાથી સવારમાં એટલા વહેલા ઉઠાય પણ નહિ."

એવામાં એક દિવસે દૈવસંયોગે રણછોડભાઈ કથામાં જઇ ચઢ્યા. મહારાજશ્રીની વાણીની તેમના પર એટલી બધી અસર થઇ કે, એકજ દિવસના કથાના શ્રવણથી તેમના હૃદયના ભાવો પરિ-

પહલે રામ-નામ લીજિયે; ઇસ ઉત્તમ 'સમ' કો અપને અંદર ભર લીજિયે, યહ પરિવાર, લોક, ધન, સૈન્ય કિસી કામ નહીં આવેંગે. જબતક કાલ સિર પર સવાર નહીં હોતા તભી તક આપ કા યહ બલ હૈ. તુકા કહેતા હૈ-પ્યારે ! લખચૌરાસી કે ચક્કર સે બચિયે !"

### (૩) પિતરોં કા આગમન

સંત એકનાથજી કે પિતા કા શ્રાદ્ધ થા. ઘરમેં શ્રાદ્ધકી રસોઈ બન રહી થી. હલવા પકને લગતા હૈ તબ ઉસ કી સુન્દર સુગન્ધ દૂરતક ફૈલ જાતી હૈ. અતએવ ઇનકે ભી ઘર કે બાહરતક સુગન્ધ છા રહી થી. ઇસી સમય કુછ મહાર સપરિવાર ઉધરસે જા રહે થે. સુગન્ધ ઉનકે નાકોં મેં ભી ગયી. મહાર કે એક બચ્ચેને કહા-'માઁ ! કૈસી મીઠી મહક હૈ! કૈસે બઢિયા પકવાન્ન બને હોંગે!' માઁને ઉદાસ હોકર કહા-'બેટા ! હમ લોગોં કે નસીબ મેં યે ચીજેં કહાં રક્ખી હૈં. હમ અભાગોં કો તો ઇસકી ગન્ધ ભી દુર્લભ હૈ.' સંત એકનાથજીને ઉનકી યહ બાત સુન લી. ઉનકા હૃદય દ્રવિત હો ગયા. ઉન્હોંને સોચા—'સબ શરીર ભગવાન કે હી તો મન્દિર હૈં—ઇન મહારોં કે દ્વારા ભી તો ભગવાન હી ભોગ લગાયેંગે.' ઉન્હોંને તુરત મહારો કો બુલાયા ઔર અપની પત્ની ગિરિજાબાઇ સે કહા કિ યહ રસોઇ ઇનકો દે દો. ગિરિજાબાઈ કા ભાવ ઔર ભી સુન્દર થા, ઉન્હોંને કહા—'અન્ન તો બહુત હૈ, ઇનકો સબ બાલ-બચ્ચોં ઔર સ્ત્રિયોં સહિત બુલવા લીજીયે, સબકો અચ્છી તરહ પરોસકર જિમાયા જાય. ભગવાન સર્વત્ર હૈં, સબ પ્રાણિયોં મેં હૈં, આજ ભગવાનને હી ઇનકે દ્વારા યહ અન્ન ચાહા હૈ અતએવ આજ ઇન્હીં કો તૃપ્ત કરકે ભગવાન કી સેવા કરની ચાહિયે.' સબકો બુલાયા ગયા. રાસ્તે પર પત્તલેં રક્ખી ગયીં ઔર બડે આદરસત્કાર કે સાથ સબ પકવાન્ન બાહર લાકર ઉનકો ભોજન કરાયા ગયા. જિસકી ગન્ધ ભી કભી નસીબ નહીં હોતી, ઉન ચીજોં કો ભરપેટ ખાકર મહાર

ઔર ઉસકે સ્ત્રી-બચ્ચોં કો કિતના આનન્દ હુઆ, ઇસકા અનુમાન હમ નહીં લગા સકતે. ઇસ ભોજન સે તો ઉનકો અપરિમિત પ્રસન્નતા હુઇ હી, ઇસસે ભી અધિક સુખ મિલા ઉનકો સંત એકનાથ ઔર સાધ્વી ગિરિજાબાઈ કે પ્રેમપૂર્ણ નમ્ર વ્યવહારસે. ઉન કે અંગઅંગ એકનાથજી કો મૂક આશીર્વાદ દેને લગે! ગિરિજાબાઇને પાન-સુપારી દે કર ઉન્હેં વિદા કિયા. તદનન્તર વર્ણાશ્રમધર્મ કો માનનેવાલે એકનાથ ઔર ગિરિજાબાઇ ને ઘર-આંગન ધોયાં, બર્તન સાફ કિયા, નયા શુદ્ધ જલ મંગવાયા ઔર ફિર સે શ્રાદ્ધ કી રસોઇ બનવાયી. પરન્તુ જબ નિમન્ત્રિત બ્રાહ્મણોંને સબ હાલ સુના તો ઉન્હોંને ભોજન કરને સે ઇન્કાર કર દિયા. એકનાથજીને હાથ જોડકર ઉનસે પ્રાર્થના કી—"પૂજનીય બ્રાહ્મણગણ! પહલી રસોઈ બની તો થી આપ લોગોં કે લિયે હી, પરન્તુ જબ ઉસકી ગન્ધ અન્ત્યજ પરિવાર કે નાકોં મેં પહુંચ ગયી, તબ વહ ઉચ્છિષ્ટ અન્ન આપ કો કૈસે પરોસા જાતા? વહ અન્ન ઉન લોગોં કો ખિલા દિયા ગયા ઔર ફિર સે સારી સામગ્રી ઇકટ્ઠી કરકે આપ કે લિયે નયી રસોઇ બનાયી ગયી. આપ લોગ હમેં ક્ષમા કરકે ઇસે ગ્રહણ કીજિયે." બહુત અનુનય-વિનય કી, પરન્તુ બ્રાહ્મણોં કો ઉનકી બાત નહીં જંચી. એકનાથજીકો ચિન્તા હુઇ. ઉનકે યહાં શ્રીખંડિયા * તો રહતા હી થા. શ્રીખંડિયાને ઉનસે કહા-"નાથજી! આપને રસોઈ પિતરોં કે લિયે બનાયી હૈ ન? ફિર ચિન્તા ક્યોં કરતે હૈં? પત્તલેં પરોસકર પિતરોં કો બુલાઇયે. વે સ્વયં આકર ભોજન ક્યોં નહીં કરેંગે?" એકનાથજીને ઐસા હી કિયા. પત્તલેં લગા દી ગયીં ઔર 'આગતમ્' કહતે હી સૂર્યનારાયણ, ચક્રપાણિ ઔર ભાનુદાસ તીનોં

*સ્વયં શ્રીભગવાનને શ્રીખંડિયા કે નામ સે બરસોંતક એકનાથજી કે ઘર નોકરી કી થી.

પિતર આકર અપને-અપને આસનોંપર બૈઠ ગયે. એકનાથજીને બડે ભક્તિભાવ સે ઉનકા પૂજન કિયા ઔર ભોજન પરોસકર ઉન્હેં જિમાયા. તીનોં પિતર તૃપ્ત હોકર, આશીર્વાદ દેકર અન્તર્ધાન હો ગયે. જબ બ્રાહ્મણોં કો યહ સબ હાલ માલૂમ હુઆ તબ ઉન્હોંને એકનાથજી કા મહત્ત્વ સમઝા ઔર અપની કરનીપર પશ્ચાત્તાપ કિયા! ("કલ્યાણ" માસિક ના એક અંકમાથી)

# यज्ञानां जपयज्ञोऽस्मि

(લેખકઃ-સ્વામી શ્રીરામાનંદજી સંન્યાસી)

મહાભારતનો ઘોર સંગ્રામ સમાપ્ત થઈ ગયો છે વિજેતા પક્ષમાં આનંદમંગળ વરતાઇ રહ્યા છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજીએ મહારાજ યુધિષ્ઠિરને રાજસિંહાસન ઉપર બેસવાની પ્રાર્થના કરી; તે સાંભળીને મહારાજ યુધિષ્ઠિરે હૃદયનો શોક પ્રગટ કરતા કહ્યું: "હે શ્રીકૃષ્ણચંદ્ર! મારી હવે રાજ્ય કરવાની ઇચ્છા નથી. આ રાજ્ય માટે કેટલો અનર્થ થઇ ચૂક્યો! અનેક ભલાંભોળાં બાળકોના પિતાઓ, મંગળ ચાહનારી બહેનોના ભાઇઓ અને સતીસાધ્વી સ્ત્રીઓના પતિઓને આ સંગ્રામમાં મરાવી નાખીને, હુંજ તેમના પ્રકાશવાન ઘરના દીપકોને ઓલવવાનું મુખ્ય કારણ બન્યો છું. એવી મહાઘોર હિંસાનો ભાર મારા માથા ઉપર છે એટલા માટે હું હવે નિર્જન વનમાં જઈ તપસ્યા કરીને આ દેહને સૂકવી નાખીશ હું રાજ્ય કરીશ નહિ, એવી મારી ઈચ્છા છે."

યુધિષ્ઠિરની આ વાત સાંભળીને શ્રીકૃષ્ણજી હસીને કહેવા લાગ્યા: "હે ધર્મરાજ! હવે તો તમે કેટલાક વખતને માટે રાજ્યજ કરો. આ ભયંકર યુદ્ધમા ઘણા મોટા મોટા પ્રબંધક-શાસકો-માર્યા ગયા છે. જો તમે રાજ્યસત્તા તમારા હાથમા નહિ લ્યો, તો સમાજમા અવ્યવસ્થા ફેલાઇ જશે. વળી એ પણ ખરું કે, કળિયુગ નજીક આવી રહ્યો છે અને તમે રાજ્ય નહિ કરો તો તમારા મનની વાસનાઓ

કાયમ રહી જશે એટલા માટે તમે તુરતજ રાજ્યસિંહાસન ઉપર બેસી જાઓ, પછી તમારા પાપની નિવૃત્તિ માટે હું એક સરળ ઉપાય તમને બતાવી દઉં છું જુઓ, તમે પ્રભુનું નામસ્મરણ કરતા રહો કળિયુગમા એક નામજ માત્ર મનુષ્યને માટે તારક થશે નામના મહત્ત્વ સંબંધી તમે કદી શંકા ન કરો ."

ભગવાનો ઉપદેશ સાભળી યુધિષ્ઠિર અને સર્વ પાડવ વિરો આશ્ચર્યચકિત થઈને કહેવા લાગ્યા "ભગવન્! અમે કેવી રીતે સમજી લઇએ કે કળિયુગમા નામનુ આટલુ માહાત્મ્ય રહેશે ? '

ભગવાને કહ્યુ "જો તમારે એની પરીક્ષા કરવી હોય તો એક કામ કરો આજ પાચે ભાઇઓ જુદી જુદી દિશાઓમા ફરવા માટે ચાલ્યા જાઓ અને ત્યા તમે જે કાંઈ આશ્ચર્યજનક કાર્ય જુઓ તે સાંજે આવીને મને કહેજો જ્યારે તમે તેનુ તાત્પર્ય સમજી લેશો ત્યારે તમારો સદેહ દૂર થઇ જશે

આ સાભળી પાચે ભાઇઓ રજા લઇને જુદી જુદી દિશાઓમા નીકળી પડ્યા આખો દિવસ જગલો નગરો, નદીઓ અને મેદાનોમા ફરતા રહ્યા અને સાજે રાજધાનીમા પાછા આવી, દિવસે જે બનાવો જોયા હતા તે સભળાવવા માટે ભગવાનની પાસે જઇને બેઠા.

શ્રીકૃષ્ણના પૂછવાથી સૌથી પ્રથમ મહારાજ યુધિષ્ઠિરે કહ્યુ "ભગવન્! મે જગલમા એક ઘણોજ મોટો હાથી જોયો. તેમા નવાઇ એ હતી કે, તેને બે સૂંઢો હતી, બે પગ હતા, રગે સફેદ અને તેને ચાર મન હતા આખ મોટીજ હતી અને તે પણ પાછળના ભાગમા પૂછડાની પાસે અને તદ્દન નકામી જેવીજ પણ તે દોડતો એટલા વેગથી કે જાણે તેને હજારો આખો હોય મેં આવો હાથી કદી જોયો નથી એમાં કઇ ખાસ જાણવાજેવુ હોય તો કૃપા કરીને બતાવો "

ભગવાને કહ્યુ ' જુઓ, આજ જે દેખાવ તમે જોયો છે તે આવતા કળિયુગનું ભવિષ્ય ચિત્ર જ છે અર્થાત્ નજીક આવતા કળિયુગનુ એ સૂચક છે વાત એમ છે કે તે હાથીની જે બે સૂઢો છે તેમાંની એક માત્ર દેખાવની છે અને બીજી ઉપયોગી છે તે સૂઢો એ સૂચિત કરતી હતી કે, કળિયુગના મનુષ્ય પણ એવાજ હશે.

સંસારને બનાવશે કંઇક અને કરશે કંઇક. એ પગનું પ્રયોજન એ એ છે કે, કળિયુગના લોક ચાર પદાર્થોમાંના ધર્મ અને મોક્ષનો ત્યાગ કરશે તથા અર્થ અને કામનેજ ગ્રહણ કરશે. તે હાથી ઉપરથીજ સફેદ હતો, અંદર તો તે કાળોજ હતો. એવી રીતે કળિયુગના લોકો પણ ઉપર ઉપરથી સુધર રહેશે પણ અંદર વિચાર ઘણાજ અપવિત્ર હશે. તે હાથીને આગળ આંખ નહોતી પણ ખરાં કામ આંખવાળાના જેવાં કરતો હતો, તેમ કળિયુગના માણસો સાંભળીને બધું જાણવાનો પ્રયત્ન કરશે, જોશે નહિ કે આ વાત સાચી છે કે જૂઠી, કોઇ ગમે તેવું ઊલટુંસૂલટું કહી દેશે તે ખરુંજ માની લેશે. હા, કામ બગડશે ત્યારે પાછળથી કંઇક વિચાર કરશે. પણ કામ બગડ્યા પછી તો "ફિર પછતાયે હોત કા જબ ચિડિયા ચુગ ગઇ ખેત!"

તે પછી ભગવાને ભીમસેનને પૂછ્યું કે, "તમે શું જોયું તે કહો."

ભીમસેને કહ્યું "પ્રભો! મેં એક ગામની પાસેના નિર્જન મેદાનમાં જોયું કે, એક ગાયને વાછરડું અવતર્યું છે, પરંતુ તે વાછરડાને ચાટતાં ચાટતાં તે તેનું લોહી પણ પી રહી છે. મેં પોતાના વાછરડાનું લોહી પીતી હોય એવી ગાય કદીય જોઈ નથી. આપ એ નવાઇ જેવી ઘટનાનું રહસ્ય કહો."

આ સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યાઃ "ભાઇ! એનો મતલબ એ છે કે, કળિયુગમાં મનુષ્ય પોતાના પુત્રપુત્રીઓનું વેચાણ કરીને તેમનાંજ લોહીમાંસના બદલામાં ધન પ્રાપ્ત કરી પોતાનું પેટ ભરશે."

પછી શ્રીકૃષ્ણના પૂછવાથી અર્જુને કહ્યું કે, "મહારાજ! ફરતો ફરતો હું એક ઘણા મોટા જંગલના વિશાળ મેદાનમાં જઇ પહોંચ્યો. ત્યાં મેં એક મનુષ્યનું મડદું જોયું; તે મડદાને ચારે તરફથી ઘેરીને મોટા મોટા પક્ષીઓ તથા પશુઓ તેને ચીરીફાડીને ખાઇ રહ્યાં છે. છતાં આશ્ચર્યની વાત તો એ હતી કે, તે પક્ષીઓની પાંખો ઉપર અનેક પ્રકારના વેદમંત્રો લખેલા હતા અને મેલા પશુઓ પ્રસન્નચિત્તે તે ધર્મશાસ્ત્રોના શ્લોક બોલી રહ્યાં હતાં. આ વિચિત્ર ઘટનાનું રહસ્ય મને સમજાવવાની કૃપા કરો."

ભગવાને જવાબ આપ્યોઃ "કળિયુગમાં ઘણાય મનુષ્ય એવા

થશે કે, જેમની પાસે બધા શાસ્ત્રોનો સંગ્રહ હશે અને તેમનાં મુખમાંથી સદાય મંત્રોચ્ચાર નીકળતા રહેશે, પણ મૃતકનું ધન, અન્યાયોપાર્જિત સંપત્તિ અને નીચ વ્યક્તિઓનાદાન લઇને ઉદરપોષણ કર્યા કરશે "

હવે ભગવાને નકુળને કહ્યુ કે, "તમે પણ તમારી વાત કહો " તેણે કહ્યુ "સ્વામિન્ ! મે એક સ્થાનમાં ત્રણ કુંડ સાથે સાથે સ્થપાયેલા જોયા આશ્ચર્ય તો એ હતુ કે, પહેલા કુંડમાથી પાણી ત્રીજા કુંડમા જતુ હોવા છતા બીજો-વચલો કુંડ તો ખાલીજ રહેતો, તેમા જરાય પાણી દેખાતુ નહોતુ એમાં શો ભેદ હશે તે હુ આપના વાતા જાણવા ચાહુ છુ "

ભગવાને એ સાભળીને આ પ્રમાણે કહેવાનું શરૂ કર્યું "ભાઇ ! કળિયુગના શેઠશાહુકાર, રાજામહારાજા, પોતાના દેશ તથા જાતિના ગરીબ પ્રજાજનોને ભૂખે મરતા જોતા છતા પણ તેના ઉપર ધ્યાન આપશે નહિ પરંતુ પરદેશી, અન્યધર્માઓ જેમને અન્યત્ર બીજાઓ પાસેથી પણ ઘણુંય મળી રહે છે-મળે છે, એવા મનુષ્યોનુ પોષણ કરવા માટે અઢળક ધન ખર્ચશે જેમને વધુ ખાવાથી અજીર્ણની પીડા ભોગવવી પડે તેમને કાનાવાળાના કરીને ખવડાવશે અને જેમના ભૂખને લીધે પ્રાણ જવાના બાકી રહ્યા હશે તેમને કડવા રોગના માટે ધુતકારી કાઢશે '

છેવટે સહદેવને પૂછ્યુ, એટલે તેણે કહ્યુ "દયાળુ ! હું વિધવિધ પ્રકારના દશ્યો જોતો પહાડની ખીણોમા ચાલી રહ્યો હતો એકાએક મારી નજર તે પહાડના શિખર ઉપર પડી જોયુ તો એક ઘણો મોટો પથ્થર તે શિખર ઉપરથી પડયો તે મોટા મોટા વૃક્ષોને ભાગતો તોડતો આગળ વધતા એક નાનામરખા ઘાસના સૂક્ષ્મ તણખલા ઉપર અટકી ગયો આ આશ્ચર્યનો ભેદ હું આપની પાસેથી સાભળવા ચાહું છુ "

ભગવાને જવાબ આપ્યો "ભાઇ ! એનું તાત્પર્ય ઊંડુ છે કળિયુગમા ધર્મ પોતાના ઉચ્ચ સ્થાનેથી નીચે ગબડી પડશે અને તપ, યજ્ઞ, ધ્યાન તથા જ્ઞાનરૂપ મોટા મોટા વૃક્ષો અને તેમની નાશો ઉપર અટકી ગયા સિવાય અર્થાત્ તેમને તોડીફોડીને ' નામસ્મરણ 'રૂપ તણખલા ઉપર આવીને અટકી જશે '

નામસ્મરણને તૃણ અર્થાત્ તણખલુ એટલા માટે કહ્યુ કે, એ

તૃણવત્ સર્વ કોઇને સુગમ છે એમા અધિકારી અનધિકારી, દેશ, કાળ, પાન વગેરે કશાની અપેક્ષા નથી અને વળી જાગતાંસૂતાં, ખાતાંપીતાં, હરતાંફરતાં સર્વ અવસ્થામાં થઇ શકે એવું કાર્ય છે.

સૌને સંતોષ પમાડીને ભગવાન ફરીથી યુધિષ્ઠિર તરફ ફર્યા અને બધા દશ્યોનો સારાંશ બતાવતાં તેમણે કહ્યું કે, "હે યુધિષ્ઠિર! તમે ગન્ય કરતા નહીને નામસ્મરણ કર્યા કરો તેથી તમને ગન્યનો મંગદોષ વ્યાપશે નહિ મનુષ્ય ભલે સંસારમાં ભ્રમણ કરે તેથી કંઇ હરકત નથી; પણ નામસ્મરણને ન છોડે—ભગવાનનું નામચિંતન કરનારો કદી પણ કુમાર્ગે ચડશે નહિ. ઊલટો તે કુમાર્ગે ચડેલાને પણ સુમાર્ગે લાવવામાં કારણભૂત થઈ શકે છે. નામથી નામીનો સાક્ષાત્કાર થશે. તેના ચરિત્ર અને ઉપદેશ હૃદયંગમ થશે અને પછી તે ચરિત્ર તથા ઉપદેશ તેના જીવનને સફળ બનાવવામાં પૂર્ણ સહાયક થઇ શકશે બસ પછી જોઇએ શું?

"जन्मसाफल्यान्नूनं सौख्यार्णवावगाहनम् ।"

એટલા માટે બધા શાસ્ત્રો અને સંતોના મત અનુસાર સર્વોત્તમ પદાર્થના વિષયમાં પૂછવામાં આવે, તો સર્વ સંમતિથી એક એક માત્ર ઉત્તર મળશે કે, નામસ્મરણાર્થક પ્રભુની સાક્ષાત્ વાણી છે. "यज्ञानां जपयज्ञोऽस्मि।" ઇતિ ("ગીતાધર્મ"ના એક અંકમાંથી)

---

# साधु कोण कहेवाय ?

( લેખક—સ્વામીશ્રી શિવાનંદજી )

આબુના પહાડ ઉપર દત્ત ટેકરીવાળી ઊંચી ટેકરી ઉપર પીપળાના ઝાડ નીચે એક ઘણી મોટી પથ્થરની શિલા ઉપર બેસીને કેટલાક સિદ્ધ મહાત્માઓ વાર્તાલાપ કરી રહ્યા હતા. તેઓમાં કોઈ મૂંડેલા માથાના પરમહંસ સંન્યાસી, કોઇ મોટી જટાવાળા, કોઇ તદ્દન નાગા-દિગંબર, કોઈ કુંડલવાળા અને કોઈ બ્રહ્મચારી હતા સર્વ પ્રસન્નવદન,

તેજસ્વી અને શાસ્ત્ર તથા દેશકાળના જાણનારા જણાતા હતા. હું પણ ફરતો ફરતો ત્યાં જઇ પહોંચ્યો અને સૌને નમસ્કાર કરી એક ખૂણામાં ચૂપચાપ બેસીને તેમનો સદુપદેશ સાંભળવા લાગ્યો.

ત્યાં ઘણી ઘણી વાતોની ચર્ચા થઇ. ચર્ચા કરવાની રીત ઘણીજ ઉત્તમ હતી. એક કહેતા હતા અને તેને યુક્તિયુક્ત કરતા હતા. તેમના સમાપ્ત કર્યા પછીજ બીજો પોતાના પ્રતિપાદ્ય વિષયને તેવીજ રીતે પ્રતિપાદન કરતો હતો. તેમના શબ્દપ્રયોગ પુષ્પવૃષ્ટિ જેવા હતા. હું તે મારા હૃદયમાં એકઠા કરી રહ્યો હતો.

થોડી વાર પછી એ પ્રશ્ન આવ્યો કે, "સાધુ કોણ કહેવાય?" મહાત્માઓએ કહ્યું કે, " એક સાધુજ એવી વ્યક્તિ છે કે જે પ્રાણીમાત્રની નિઃસ્વાર્થભાવે સેવા, સહાયતા, શુશ્રૂષા, કલ્યાણ તથા ઉપકાર કરી શકે છે; તેથી આવા પ્રસંગે એવી વિભૂતિનું નિર્વાચન થઇ જાય તો બહુજ ઠીક પડે." આવું સાંભળીને તેઓમાંના એક મહાત્માએ કહ્યું:—

" જે સંસારનો ત્યાગ કરી, એકાન્ત પહાડોમાં અંધારી ગુફાઓમાં સમાધિસ્થ રહે, ભગવાનનું આરાધન કરે, તે સાધુ કહેવાય. સાધુએ સંસારનો તદ્દન ત્યાગ કરી દેવો જોઇએ. જગતમાં રહીને તેના સારાખોટા પ્રભાવના સંસ્કાર તેના હૃદય ઉપર પડ્યા વગર રહી શકતા નથી. સંસારમાં રહીને સાધન બની શકતાં નથી. કાજળની કોટડીમાં પ્રવેશ કરનાર સાવધાન પુરુષને પણ કંઇ ને કંઇ કાળો ડાઘ લાગ્યા વગર રહેતો નથી. વિશ્વામિત્ર, પરાશર વગેરે અનેક ઋષિઓને સંસારના ચક્કરમાં ફસાવું પડ્યું. સંસારનાં દૃશ્યો જોવાથી તેના સંસ્કાર જેવા હૃદય ઉપર પડે છે તેવા તેને નહિ જોવાથી પડતા નથી. રાત્રિના સમયે જોયેલાં સિનેમા ઇત્યાદિનાં દૃશ્યો જોનારાની નજર સામે આખો દિવસ આવ્યાજ કરે છે. એટલા માટે એકાન્ત પર્વતની ગુફાનો આશ્રય લઇને ભજન કરનારો સાધુ છે. "ફૂતરો જોશે નહિ તો ભસશે નહિ." એવીજ રીતે સંસારના રગડાઝગડા નહિ જુએ તો તેનું સ્મરણ થવાથી ચિત્તવૃત્તિમાં ચંચળતા આવશે નહિ. મારી સમજમાં તો તેજ સાધુ છે, કે જે એકાન્તવાસ કરીને આત્મબળનો સંગ્રહ કરી પોતાનો અને સંસારનો

ઉપકાર કરે અને તેજ દુનિયાને નર્કનું સ્વર્ગ બનાવી શકે છે."

આ સાંભળીને બીજા મહાત્મા બોલ્યા: "એકાન્તનિવાસ કરનારજ સાધુ કહેવાય છે એમ નથી. અંધારી ગુફાઓમાં સાપ, વીંછી, સિંહ, શિયાળ ઇત્યાદિ અને પશુપક્ષીઓ પણ રહે છે. કોળી, ભીલ, આદિ જાતિના લોકો હંમેશાં જંગલમાંજ રહે છે અને તેઓ પોતાના વિશ્વાસ પ્રમાણે કોઇ ને કોઇ દેવતાના રૂપમાં ઇશ્વરનું આરાધન પણ કરેજ છે; પણ તે સાધુ કહેવાતા નથી. સાધુ તો ભ્રમણ કરે અને નિઃસંગ રહે. જે એકજ જગ્યાએ રહે છે, તે ચાહે ત્યાં રહે તો પણ તેને સંગદોષ લાગ્યા વગર રહેતો નથી. જુઓ—

मुनेरपि वनस्थस्य स्वानि कर्माणि कुर्वतः।
उत्पद्यन्ते त्रयः पक्षा मित्रोदासीनशत्रवः॥

" મનનશીલ અને આત્મચિંતનપરાયણ સાધુ જે પોતાના કામમાંજ રત છે તે બીજાના કોઇ કામમાં દાખલ કરતો નથી; તેમાં પણ ત્રણ જાતના પક્ષપાતી મળી આવે છે. કોઇ તેને સારો કહે છે તો તેની સાથે તે મિત્રતાનો વ્યવહાર કરે છે. કોઈ તેને સારોય નથી કહેતો ખોટોય નથી કહેતો, તો તેની સાથે તે ઉદાસીન ભાવથી વર્તે છે અને કોઇ વગરકારણે તેની ઇર્ષ્યા કરે છે તો તે તેનો શત્રુ બની જાય છે. મતલબ કે, સાધુએ કોઇ પણ એક સ્થળે નિવાસ કરવો જોઇએ નહિ. સાધુજન અનુભવી હોય છે. તે ચાહે ત્યાં જઇ શકે છે. તે ગરીબોની ઝૂંપડીમાં રહી શકે છે અને ઓઝલ-પડદે રહેનારી રાજરાણીઓથી પરિપૂર્ણ રાજમહેલમાં પણ રહી શકે છે. તે ચાલે તો આગળ ને આગળ ચાલ્યા જાય-પાછળ ફરીને જુએ પણ નહિ. જેની આવી અવ્યાહત ગતિ હોય, તે જ્યાં જેવી આવશ્યકતા જણાય તેની પૂર્તિ ત્યાં જઇને અથવા તે પ્રદેશમાં ભ્રમણ કરીને કરી શકે છે. ભગવાન શંકરાચાર્ય આદિ મહાપુરુષોએ જ્યાં ત્યાં ભ્રમણ કરીનેજ વૈદિક ધર્મની ફરીથી સ્થાપના કરી હતી. આજકાલ પણ મિશનરીના પાદરીઓ દુર્ગમ ઘનઘોર જંગલો અને સમૃદ્ધ નગરોમાં ફરી ફરીને પોતાના ધર્મનો પ્રચાર કરી રહ્યા છે. જે સાધુ છે તેજ સત્યનો પ્રચાર અને અન્યાયનો વિરોધ કરી શકે છે; કેમકે તેને

કોઇ અગત સ્વાર્થ હોતો નથી સૌના સ્વાર્થમા, સૌના લાભમા તેનો લાભ સમાયલો હોય છે રાજશક્તિના શસ્ત્રાસ્ત્ર અને કાયદા તે કામ કરી શકતા નથી, જે સાધુના ઉપદેશના પ્રભાવથી થઇ જાય છે રાજશાસન ભયથી માનવામા આવે છે એટલે એની અસર અસ્થાયી હોય છે પરંતુ સાધુનો ઉપદેશ હૃદયથી ગ્રહણ થાય છે તેથી તેનુ ફળ સ્થિર રહે છે જેમ કોઇ જળાશયમા અથાગ જળ ભરેલુ છે, તેને જે તે પ્રકારના યત્ન અને યુક્તિથી ખેતરો અને બાગબગીચાઓમા પહોંચાડવામા આવે છે જેમ કાશી વિદ્યાનો ભંડાર અવશ્ય છે, વૃન્દાવનમાં ભક્તિની ખાણુ ભરપૂર છે, હરદ્વારમા વેદાન્ત વિદ્યાની મંદાકિની વહી રહી છે, નૈમિષારણ્યમા પશુપક્ષી પણ પૌરાણિક ગાથાઓ ગાયા કરે છે, નદિયામાં હરિકીર્તનની ધૂન મચેલીજ રહે છે, અયોધ્યામા રામનામના ધ્વનિથી ચારે દિશાઓ ગાજી રહેલી હોય છે, પંઢરપુરમા વિઠ્ઠલના નામ ઉપર નાચરંગ થયા કરે છે, બીજા પણ ઘણા ખાસ ખાસ તીર્થો સ્થાનો અને આશ્રમો આદિમા તત્તત્ પ્રભુ સબંધી અલૌકિક વાતો, જે સર્વસાધારણના કલ્યાણને માટે હોઇ શકે, તે થયા કરે છે પરંતુ તે દૂર દેશના અસમર્થ સાધારણ લોકોમા કેવી રીતે પહોંચી શકે ? ઉપર જણાવેલી વિશેષતાઓ તો સાધુસંતોજ લોકોમા પહોંચાડી શકે છે, કેમકે તેમની પાસે સમય છે, પ્રભુભક્ત હોવાને લીધે તેમની પાસે સામર્થ્ય પણ છે જો તે સાધુસંતો અંધારી ગુફાઓમા જડ અને મૂગા જેવા બેસી જાય તો પોતાનુ કલ્યાણ ભલે કરી લે પણ બીજાનુ શી રીતે કરી શકાય ? જગતમા જેટલા દુઃખ છે, તે અધર્મને લીધે છે સંસારી લોક અજ્ઞાન છે તે ભલે જ્ઞાનીનો દેખાવ કરીને થોડીવારને માટે સ્મશાનજ્ઞાન ધારણ કરી લે પરંતુ જરા જેટલા કૌટુંબિક ક્લેશથી તેમના હોશ ઉડી જાય છે એટલા માટે જે ફરી ફરીને જ્યા અને જ્યારે જે ધર્મ અથવા નીતિના પ્રચારની આવશ્યકતા હોય ત્યા તેનો ઉપદેશ આપે અને લોકોના હૃદયમા શાન્તિ સ્થાપે તેનેજ સાધુ કહી શકાય છે જુદા જુદા મતના સાધુઓ જે પરસ્પર વિરોધી પ્રચાર પણ કરે તો પણ જનતામા વિચારવા-સમજવાનુ

ક્ષેત્ર તો તે તૈયાર કરી જ શકે છે. ઉંવરે જે સાચો દેશકાળોપયોગી અને લાભદાયક ઉપદેશ હશે તેને જગત માનશે. કેમકે—

સચ્ચાઇ છિપ નહીં સકતી, બનાવટ કે અસૂલોં સે;
ખુશબૂ આ નહીં સકતી, કભી કાગજ કે ફૂલોં સે.

અમારા ઉપર કરેલા કથનથી તે પ્રશ્નનો આજ વાસ્તવિક ઉત્તર જણાય છે. જે આપ લોકોની સભામાં આ પ્રકારે કરવામાં આવ્યો હતો કે, "સાધુ કોણ કહેવાય?"

આ સંતના કથન પછી એક ત્રીજા મહાત્મા આ પ્રમાણે કહેવા લાગ્યાઃ "સાધુએ પરોપકારી તો અવશ્ય થવું જ જોઇએ. પણ જ્યારે સંસારનો ત્યાગજ કર્યો તો પછી તેની તેને ચિંતા શા માટે? સંસાર તો કોલસો છે, તેને સંસારભરના ઉપદેશરૂપી સાબૂ ધોઇને કદી પણ સફેદ કરી શકશે નહિ. સંસારી લોકો જાણે છે તો બધુંય પણ તે જોવા છતાંય જોતા નથી. હજારો મહાપુરુષોએ એની ભલાઈ કરવા, એને સન્માર્ગે ચડાવવા, ઉપદેશ આપી આપીને પોતાનાં જીવન સમાપ્ત કર્યાં, પણ એના ઉપર કશીય અસર થઇ નહિ. તેજ પાપાચાર, તેજ દુરાચાર, પ્રથમની જેમ ચાલી રહ્યા છે બલ્કે વધતા જાય છે. **રામના આદર્શ, કૃષ્ણની ગીતા, શંકરનું વિજ્ઞાન, બુદ્ધની દયા, મહાવીરની અહિંસા, ઈશુની ક્ષમા અને મહમ્મદનો ભ્રાતૃભાવ આજ ક્યાંય જોવામાં આવતાં નથી.** જોવામાં આવે તો તે નામ માત્રનાંજ. એક મચ્છર આકાશમાં કેટલો ઊડશે? એવીજ રીતે આ વિશાળ વિશ્વમાં એક આદમી ક્યાં ક્યાં ઉપદેશ આપતો ફરશે? બધા તો સાધુ થઈ શકતા નથી. ભર્તૃહરિએ રાજ્ય તજીને મુક્ત યોગી થવાને કારણે લોકોને સમજાવ્યું હતું કે—

"હે મનુષ્ય! તું કઇ વાતનું અભિમાન કરે છે? જો—પ્રથમ હરિશ્ચંદ્રાદિ ઉદારબુદ્ધિ સાર્વભૌમ રાજાઓએ આ ભૂમંડલને બનાવ્યું અર્થાત્ ધર્માચરણથી સ્થાપિત કર્યું. પછી યયાતિ ઇત્યાદિ બળવાન રાજાઓએ એનું પાલન કર્યું. તે પછી બલિ આદિ ધર્માત્મા ભૂપાલોએ એને શત્રુઓ પાસેથી જીતીને પોતાને કબજે કરી, તણખલાની પેઠે યાચકોને અર્પણ કરી દીધું. બીજા પણ ઘણાય ધૈર્યશાલી રાજાઓ ચૌદ

ભુવનનો ઉપભોગ કરી ગયા છે. તો પછી ઘણી નવાઇની વાત છે કે બેચાર અથવા પાંચસાત ગામોના અધિપતિ થઇને આટલું અભિમાન કેમ કરવામાં આવે છે? પહેલાંના રાજાઓનાં ચારિત્ર્યનું સ્મરણ કરીને શરમાવું જોઇએ, ન કે ઉન્મત્ત બનવું જોઇએ." પરંતુ મનુષ્યો ઉપર એ કથનની જરાય અસર થઇ નહિ. તે પોતપોતાની ઢોલકીમાં પોતપોતાના રાગ અલગજ આલાપી રહ્યા છે. એટલા માટે એવા સંસારને સમજાવવો વ્યર્થ છે. હાં, જો સંસાર પર ઉપકાર કરવોજ છે તો ઇશ્વરને પ્રાર્થના કરો કે તે પોતાની શક્તિથી પ્રાણીમાત્રની બુદ્ધિને શુદ્ધ કરશે. વેદના સારભૂત ગાયત્રી મંત્રમાં પણ '**धियो यो नः प्रचोदयात्**' ની પ્રાર્થના કરવામાં આવી છે. આ કામ તેજ સાધુસંત કરી શકે છે, કે જે વાચારમ્ભણ વિકારનો ત્યાગ કરી શાન્તિપૂર્વક બેસીને ઇશ્વરને પ્રાર્થના કરે કે—

सर्वस्तरतु दुर्गाणि सर्वे भद्राणि पश्यतु ।
सर्वः सद्बुद्धिमाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥

"જે એકાન્તમાં બેસીને લોકોની સામે આદર્શ બનીને ભગવાનને જગતના કલ્યાણ અર્થે પ્રાર્થના કરે, તેજ સાધુ છે. અમારું આ કથન એ પ્રશ્નનો ઉત્તર છે કે, 'સાધુ કોણ કહેવાય?'"

પછી ચોથા સંતે કહ્યું કે, "સાધુ તેજ હોઇ શકે છે કે, જે મોટા વિદ્વાન હોય, નીરક્ષીરવિવેકી હંસની માફક જે સંસારના સારાસારનો ભેદ ઓળખે અને બીજાઓને ઓળખાવી શકે, જે યુક્તિ અને તર્ક દ્વારા બીજાઓની શંકાનું બરાબર સમાધાન કરી શકે, જે વિદ્યાવિહીન પશુને સદ્‌વિદ્યા દ્વારા દેવ બનાવી શકે."

પાચમાએ કહ્યું—સાધુ થઇને જે રિદ્ધિસિદ્ધિનો ભંડાર ન મેળવી ચૂકયો તે સાધુ શાનો? સિદ્ધ સાધુજ પોતાના પ્રભાવથી મોટા મોટા ઘોર નાસ્તિકો અને પાપાત્માઓને રસ્તા ઉપર ચડાવી શકે છે. સજ્જનોનું લોહી પીનારા નીચ જનોને સજ્જનોના પરસેવાને બદલે પોતાનું લોહી વહેવડાવનારા બનાવી દેવાની શક્તિ સિદ્ધ સાધુઓમાજ હોય છે. સંસારમાં સારી ચીજો ઘણી ઓછી હોય છે, તેવીજ રીતે દુનિયામાં સજ્જન ઓછા છે. દુર્જનજ ઘણા છે. તેમને

માટે સિદ્ધ સાધુના 'दण्डेन गो गर्दभी' વાળા સિદ્ધાંત કામમાં આવે છે. "ભય બિનુ હોઈ ન પ્રીત" ની વાત સિદ્ધ મહાત્માને માટે યથાર્થ નીવડે છે. એટલા માટે જેનામાં કરામત છે તેજ સાધુ છે.

છઠ્ઠાએ ગુરુભક્તને સાધુ બતાવ્યો. ગુરુએ બતાવેલા અથવા આપેલા વેશ, દંડ, કમંડલુ, તિલક, માળા, ભસ્મ, આદિને જે વિધિ પ્રમાણે ધારણ કરીને એકનિષ્ઠાથી ગુરુમંત્રનો જપ કરતો રહે તે સાધુ છે. કેમકે સાધુના કાષાયામ્બર અથવા દિગંબર આદિ વેશ પણ સાધુતાના સંરક્ષક થઇ શકે છે. જેમ મદિરા આદિની દુકાન ઉપર અથવા વેશ્યા આદિનાં નૃત્ય જે સર્વસાધારણને જોવા માટે થઇ રહ્યાં છે અને ત્યાં સાધુ જવા ચાહે તો તેનો વેશ તેને ત્યાં જતો અટકાવશે, તેને અંતરાત્માની પ્રેરણા થશે કે, જો તું આ વેશ ધારણ કરીને ત્યાં જઈશ તો લોકો શું કહેશે ? જો અંતર્યામીની પ્રેરણા અવગણીને તે ત્યાં ચાલ્યો ગયો તો લોકો કહેશે કે, જુઓ, સાધુ થઇને પણ અહીં આવવાનું મન થાય છે, ત્યારે આ વેશ નકામો શા માટે ધારણ કર્યો છે ? આમ વેશભૂષા પણ કુમાર્ગગમનમાં બાધક થાય છે. અને તેથી ગુરુપ્રસાદસ્વરૂપ વેશભૂષા ધારણ કરનારોજ સાધુ છે.

સાતમાએ કહ્યું—જે પ્રત્યેક શ્વાસનિઃશ્વાસમાં ભગવાનના નામનો જપ કરતો હોય તેજ સાધુ છે. 'यज्ञानां जपयज्ञोऽस्मि'ના સિદ્ધાંત મુજબ તે આ મુખ્ય યજ્ઞનો કર્તા છે. શાસ્ત્રોમાં યજ્ઞોનું ઘણું માહાત્મ્યવર્ણન આવે છે. યજ્ઞથી જ 'अन्नाद् भवन्ति भूतानि' 'यज्ञाद् भवति पर्जन्यो' આદિ સર્વ કંઇ સંભાવત થઇ જાય છે. તો પછી ભગવાનના નામસ્મરણ-યજ્ઞથી તો શું નથી થઈ શકતું ? તેથી કરીને જે હમેશાં ભજન કરતો રહે છે તેજ સાધુ છે.

આ પ્રમાણે કેટલાક મહાત્માઓએ મહાભારત, ભાગવત ઇત્યાદિ ગ્રંથોમાં વર્ણવેલાં સાધુઓનાં લક્ષણ અને સ્વરૂપ આદિનું ઘણુંજ ઉત્તમપ્રકારે પ્રતિપાદન કર્યું.

છેવટે એક પરમહંસ સંન્યાસીએ કહ્યું—મહાપુરુષો ! આ જે સાધુ સંબંધી આપ લોકોએ કહ્યું અને સાંભળ્યું તે બધું તેમના બહારના સ્વરૂપનું વર્ણન છે. સાધુ વિષે જે કંઇ આપ લોકોએ કહ્યું

તેના યોગ્ય પાત્ર તો સાધુ છેજ. પરંતુ મારી સંમતિ પ્રમાણે તો સંત તેજ કહેવાય—"જે સ્વયં કોઈથી ડરે નહિ અને ન કોઈ તેનાથી ડરે" કેમકે, 'द्वैताद् वै भयं भवति' સાધુ સૌને પોતાનું સ્વરૂપ સમજે છે તેને કોઇ ડરાવી શકતો નથી. વળી સાધુ તો સૌનો આત્મા છે એટલે તેનાથી પણ કોઇને શાનો ડર હોય? સિંહ, સાપ, વીંછી આદિ ભયાનક જંતુઓની સાથે રહીને પણ સાધુ તેમનાથી અને તેઓ સાધુથી ડરતા નથી સૌ પોતપોતાનું ભલું ચાહે છે એટલા માટે સંત પણ સૌમાં પોતાનો આત્મા હોવાને લીધે સૌનું ભલું ચાહે છે—

એવી વૃત્તિ તેમનીજ હોઇ શકે છે કે, જેઓ નીડર છે અને તેને લીધેજ સાધુ 'अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा' આવી પ્રતિજ્ઞા સાથે સંસારમાં વિચરે છે પછી ભલેએ તો તે એક જગ્યાએ રહે અથવા ફરતો રહે, માળા ફેરવે પંડિતાઈ કરે, પૂજા-કથા કઇ પણ કરે તેજ સાધુ છે, તે બીજાઓનો તથા પોતાનો ઉપકાર અવશ્ય કરી શકે છે, એમાં સંદેહ નથી. જે ડરતો રહેશે તે શું કરી શકશે? સંસારમાં જેણે જેણે મોટાં મોટાં કામ સંપાદન કર્યાં છે, તે સૌ નીડર હતા મારા કહેવાને આપ લોકો પોતા પ્રશ્નના ઉત્તર તરીકે સમજી ગયા હશો કે, જે આ પ્રમાણે કરવામાં આવે હતો કે, "સાધુ કોણ કહેવાય?" ('ગીતાધર્મ' માસિકના એક અંકમાંથી)

# संन्यासीओने हिन्दमातानी हाकल

(લેખક—શ્રી પ્રભાશંકર જીવરામ યાજ્ઞિક)

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥

ભારતખંડમાં ઉત્પન્ન થયેલા હે ભારતભૂમિના પુત્રો અને સંસારનો ત્યાગ કરનાર સંન્યાસીઓ ' તમે ભગવદ્ગીતા દ્વારા થયેલી આજ્ઞાનો અનાદર કરી શું મોક્ષ મેળવવા ઇચ્છા રાખો છો? શું દેહધારી મનુષ્ય આ કર્મભૂમિમાં જન્મ પામ્યા પછી કદી પણ

કર્મનો ત્યાગ કરી શકે ખરો ? શું સંસારહિતના કર્મનો ત્યાગ કરવાથી તમે સર્વ કર્મથી મુક્ત રહી શકો છો ? શું ખાવુંપીવું, પહેરવું-ઓઢવું એ કર્મો તમને લાગેલાં નથી ? છતાં જો ક્ષુદ્ર દેહ પર મમત્વ હોવાનાં કારણે-દેશ, ધર્મ અને સમાજહિતાર્થે પરોપકારી કર્મનો ત્યાગ કરવામાંજ સંન્યાસની મહત્તા માનતા હો, તો તે સંન્યાસ મુક્તિ માટે નથી, પરંતુ જગતના ઋણી બની મહાપાપના ભોક્તા બનવા માટે મિથ્યા વેષજ સમજવો. તમે વિચાર કરી જોશો તો તમને ખુલ્લું સમજાશે કે, જેમ સરોવરમાં ઉત્પન્ન થયેલી પ્રથમ લહરી જળમાં લય પામે તે પહેલાં તેનો શેષ ભાગ નવી લહરીને જન્મ આપ્યા પછીજ સર્વથા જળમાં સમાય છે; તેવી રીતે પૂર્વકર્મ સંસ્કારફળનો ભોક્તા સર્વથા નાશ પામે તે પહેલાં મનુષ્યના જાણવામાં ન આવે તેમ વર્તમાન કર્મને વલણ આપવારૂપ અધિકાર ચલાવે છે, તેવા પૂર્વના મલિન સંસ્કારોને ભૂંસી નાખી શાસ્ત્ર-આજ્ઞા પ્રમાણે નવા શુભ સંસ્કાર પાડવા પ્રયત્ન કરવો અર્થાત્ કટિબદ્ધ રહેવું તેનુંજ નામ પુરુષાર્થ અને તેવા પ્રયાસનેજ સત્યકર્મ અને માનવધર્મ તરીકે ઓળખી શકાય અને તેજ પ્રયત્ન કેવળ ઉન્નતિ અને મુક્તિનું પ્રથમ અને શ્રેષ્ઠ સાધન છે; પરંતુ કેવળ લોકહિતાર્થ કર્મના ત્યાગથી કિંવા અગ્નિના બહિષ્કારથીજ મોક્ષમાર્ગ સિદ્ધ થઈ શકતો નથી.

અવશ્ય એટલું વિચારવું જરૂરનું છે કે, વિષયાસક્તિને પૂર્ણ કરવા જે સકામ કર્મો ધારણ કરવામાં આવે છે, તે તો પુનર્જન્મના કારણભૂત બને છેજ અને તેમ હોવાથી યોગીપુરુષો કોઈ કર્મનો ઇચ્છાપૂર્વક આદર કરતા નથી, પરંતુ સત્કર્મ કે જે તેની સન્મુખ જણાય તેમા મળતા લાભ કિંવા હાનિનો વિચાર નહિ કરતા, કેવળ ફરજ સમજી લોકહિતાર્થે અવશ્ય ધારણ કરે છે. તેવી વેદઆજ્ઞા ગીતા દ્વારા થયેલી છે.

આવી રીતે કર્મના પરિણામ વિષે ઉપજતી ચિન્તા અને નવા કર્મના આરંભ માટે ઉપજતો સંકલ્પ-આટલીજ વસ્તુનો જ્યાં ત્યાગ કરવામાં આવે છે, ત્યા ચિન્તાના અભાવે અખંડ સુખ અને સંકલ્પના અભાવે પરમશાંતિ આપોઆપ છવાઈ રહે છે; તો પછી નિરપેક્ષપણે કર્મને ધારણ કરવામા દોષ શી રીતે માની શકાય ?

આ ઉપરથી સમજવાનું એજ કે, નિષ્કામ કર્મને ધારણ કરી ગૃહસ્થાશ્રમમાં રહેનારો કર્મયોગી હો-કિંવા જ્ઞાનયોગને ધારણ કરી વનમાં એકાકી વિચરનારો યતિ હો; પરંતુ જે મનુષ્ય ફલાસક્તિના ત્યાગપૂર્વક સમય પર પ્રાપ્ત થનારા કર્મને કેવળ ફરજરૂપ સમજી ધારણ કરે છે, તેજ મનુષ્ય યોગી કિંવા સંન્યાસી કહેવાય છે. પરંતુ લોકહિતાર્થે પ્રાપ્ત થનારા સત્કર્મ અને અગ્નિનો ત્યાગ કરનાર કેવળ માતૃભૂમિને ભારરૂપ ગણાય છે.

આમ હોવાથી હે ભારતભૂમિના આર્યપુત્રો તથા ધર્મને માન આપનારા યતિ-સંન્યાસીઓ! હવે તમે ધર્મના નામે ધારણ કરેલો ઢોંગ છોડી દઇ તમારા વેદધર્મનો, કહો કે ડૂબતા હિંદુ સમાજનો કે હિંદુત્વનો ઉદ્ધાર કરવા અર્થાત્ દુઃખદરિયામાં સપડાયેલા તમારા બંધુઓને તારી લેવા બહાર આવો અને શાસ્ત્રઆજ્ઞાથી અજ્ઞાન રહેલી પ્રજાને માનવધર્મનું ખરું ભાન કરાવી ઉન્નતિના માર્ગ પર લાવવા તત્પર થાઓ; તે તમારી પ્રથમ અને શ્રેષ્ઠ ફરજ છે. કારણ કે જ્યાં અનેક ધર્મપંથ, જુદા જુદા સંપ્રદાય અને મતમતાંતરો હિંદુજાતિમાં ઘૂસી ગયેલા છે, ત્યાં કામી મનુષ્યોને તમારી છિન્નભિન્ન થયેલી હિંદુજાતિ પર તરાપ મારતાં જરા પણ સંકોચ રહેતો નથી. અને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા જેમ છૂટીછવાઇ ચરતી ભેંસો વચ્ચે વાઘ એકાદ ભેંસનો શિકાર કરી જાય, તેવી રીતે સંપ્રદાય-ભેદે છૂટી પડેલી હિન્દુજાતિ અત્યાચારી મનુષ્યોના અત્યાચાર તળે ચગદાઇ રહી છે. તેવા સમયે તમારા માનવધર્મને એક બાજુ મૂકી કેવળ પેટ ભરી પડયા રહેવું, તે શું વેદધર્મના શુરવીર અનુયાયી-ઓને શરમભર્યું નહિ ગણાય? × × × ×

અરે! અત્યારે તો હિંદુજાતિમાં પથરાયલી ધર્મની અંધશ્રદ્ધા કહો કે અંધાધૂંધી દૂર કરી કેવળ એકતાનોજ પાયો રોપવાની જરૂર છે. કારણ કે એકાદ ભેંસને વાઘ સહેજે મારી શકે છે, પરંતુ ચાર વગડાઉ ભેંસો એકત્રિત થતાં વાઘને જીવ બચાવવો પણ ભારે પડે છે! અરે, એકાદ લાકડીને તો મનુષ્ય સહેલથી ભાંગી શકે, પરંતુ લાકડીના ભારાને ઊંચકવો પણ ભારે પડે છે. અરે, શું

કહું ? એકાદ તંતુને સૌ કોઇ સહેલાઇથી તોડી શકે છે, પરંતુ તંતુના સમૂહથી બનેલું દોરડું મિંદને પણ વશ કરે છે માટે આત્મપરાયણ રહેનાર હે યતિ–સન્યાસીઓ! શું તમે હિંદુજાતિનું લૂણ ખાઇ ઋણી બનતા નથી? તે ઋણ ફિટાડવાનો ફક્ત એકજ ઉપાય છે કે, બસ તમારી ગુફામાંથી યોગનિદ્રાનો ત્યાગ કરી બહાર આવો અને પડકાર કરીને અન્ય કોમી મનુષ્યોને ખુલ્લું સમજાવો કે, વેદધર્મ અનાદિ કાળથી છે, તેના પર તરાપ મારનાર કે તેને નિર્મૂળ કરનાર છે કોણ? કોઇ ઉત્પન્ન થયું નથી અને થવાનું નથી. એટલું બોલી બતાવવાથીજ બસ નથી, પરંતુ હિંદુજાતિને સિંહરૂપ બનાવવાની જવાબદારી પણ તમારે શિર રહેલી છે. તે જવાબદારી તમને કર્મ કરવા પ્રેરે છે અને તેમ છતાં જો કર્મનો ત્યાગ કરશો તો તમે જન્મભૂમિના બદલે હિંદુજાતિના પૂરા ઋણી ગણાશો કે જે ઋણ તમારી તપશ્ચર્યા કરતા પાપનીજ વૃદ્ધિ કરવામાં વિશેષ સમર્થ બને છે તેમ ચોક્કસ સમજજો, કારણ કે **धर्मो रक्षति रक्षितः।**

("આર્યપ્રકાશ" તા ૨૬–૫–૪૧ના અંકમાંથી)

# दाननो पलटातो प्रवाह

(લેખક–શ્રી નરનાન ધ. મેઘાણી)

"ચોમેર! ધર્મના ઇજારદારો મારફત પુણ્ય કમાવા માટે મારે હવે દાન નથી કરવું. મર્યા પછી પરલોકમાં સુંદર પદની પ્રાપ્તિ માટે પણ મારે હવે દાન નથી કરવું તમારી રીતે ભગવાનને રીઝવવા કે ધર્મનો ઉદ્યોત કરવાને દાન નથી કરવું અને મોટા દાનેશ્વરી તરીકે જગત મને ઓળખે અને વાહવાહથી નવાજે એટલા માટે પણ નથી કરવું. અનેક અનુભવો પછી દાનના આ બધા પ્રકારોમાંથી મારી શ્રદ્ધા ઊઠી ગઇ છે અને દાનની યથાર્થ દિશા મને સમજાઈ છે.

"માનવસમાજમાંથી રળ્યો છું તો તેના ઉપયોગ માટે થોડું–ઘણું આપીને હવે તો ઋણમુક્ત થવું છે એક માનવી તરીકે મારા માનવબંધુઓને ઉપયોગી થવું છે દાનનો આ સાચો અર્થ મારા

અનુભવે મને સમજાયો છે. એટલે હવે ખુલ્લી આંખે સમાજમાં અને ગામમાં ફરીને ક્યાં ક્યાં ગારો અને મારા દ્રવ્યનો ઉપયોગ થઇ શકે તે જોઇને જાતેજ નિર્ણય અને જાતેજ દાન કરવાનું મેં નક્કી કર્યું છે. દાન એટલે એક બાંધવ તરીકે સમજપૂર્વક ખરા ઉપયોગ માટે આપી છૂટવુ તે. આ વસ્તુ મનેહવે સમજાઇ હોવાથી શ્રીનાથજીની ભેટમા માનાથી કંઇ નહિ આપી શકાય તમારે ત્યાં ઉપયોગ કરતા ઉપભોગ કે આડંબર વધારે છે. આ લોક કરતાં પરલોકનો ખ્યાલ અને લાલચ વધારે છે હાજરાહજૂર જનતા જનાર્દન કરતા પરલોકમા કે આકાશમાં વસી રહેલા પ્રભુની પૂજા વધારે કરે છે. જ્યારે મને તો પરમ પિતાનાબાળક જેવા માનવીઓ માટે—એ જીવતા જીવો માટે કંઇક કરી છૂટવાનુ ગમે છે લાંબા વિચાર અને અનુભવ પછી લાગ્યુ છે કે, માનવસેવા એજ સાચી પ્રભુસેવા—પ્રભુ સુધી સેવા પહોચાડવાનો સાચો માર્ગ માનવસેવાજ છે જગતના દિલદાઝ્યા માનવીઓને જો રીઝવી શકું, પરમપિતાના એ બાળકોને જો રીઝવી શકુ, તો વિશ્વપિતા પ્રભુ પણ રીઝશેજ એવી મને ખાતરી છે."

"પણ શેઠજી! ધર્મસસ્થાઓ ક્યા જશે? તમારા જેવા શેઠિયાઓ જો આમ કરશે તો ધર્મ કેમ ટકશે?"

"ભગવાન જાણે કેમ ટકશે! હું શુ જાણુ? ધર્મ ટકાવવાની તમારી ઇચ્છા હશે તો ટકશે. પણ તમે તો ધર્મને કાઢી ધર્માડંબર રાખવા માગો છો. તમારે તો ભીખની ગાદી ટકાવવી છે અને અમને હથિયાર તરીકે વાપરવા છે. છપ્પનભોગ, હિંડોળ અને પ્રસાદોદ્વારા સમાજમાં કેટલા સુખ, શાતિ અને માણસાઇ તમે વધાર્યાં કે વિકસાવ્યા? ખાઇ પીને તો તમારાં આગમ સુખ-સગવડ અને સાહ્યબી માટે ધર્મના નામે અમને લૂટયા છે હવે તો છોડો! કૃપા કરીને સિધાવો અને આ નિમિત્તે ફરીને હવે મારી પાસે આવશો નહિ. હવે હું તમારી જમાતનો નથી રહ્યો, તમારી ચોપાટનું સોગઠું નથી રહ્યો."

મથુરાથી આવેલા ચોબાજીને આવો જવાબ આપીને શેઠે વળાવ્યો. આસપાસ બેઠેલા સૌને નવાઇ લાગી કે, શેઠ કેમ પલટયા? આવી સદ્બુદ્ધિ શેઠને ક્યારથી સૂઝી?

શેઠ દિનના શાહુકાર હતા તેથી કે ધનિક હતા તેથી લોકો તેમને શાહુકાર કહેતા એ તો પ્રભુ જાણે! પણ લોકો તેમને શંભુ શાહુકારના નામથી ઓળખતા નાના, મોટાં અને ભણેલા, અભણ સૌ તેમને 'શંભુ શાહુકાર' કહેતા મૂળે તો ઘણાજ ગરીબ બાપના મૃત્યુ પછી માતાની મજૂરીથી નજીવું ભણીને પરદેશ ગયેલા ત્યાં મહેનત અને ભાગ્યથી રળી શક્યા ઠીક ઠીક સ્થિતિ પ્રાપ્ત થઇ ત્યારે વહાલું વતન યાદ આવ્યું માતાએ મજૂરી કરી કંઇ આશાએ ઉછેર્યો હતો એ યાદ આવ્યું અને માની ધર્મપ્રીતિ તથા માનવપ્રીતિના પ્રતાપેજ જીવન જીવવા જેવું રહ્યું હતું તે પણ યાદ આવ્યું આ સવા ઉપરાંત પોતાની ભૂતકાળની ગરીબી પરથી દુ:ખીની દુનિયા યાદ આવી અને કંઇક કરી છૂટવાની વૃત્તિ જાગી

દાનની બાબતમાં લાંબા તર્કવિતર્ક ન કરતા આંખ મીંચીને આપવું તેમાંથી કોઇ પાત્ર ની ગણી આવશે તોય કલ્યાણ થઇ જશે આવી પ્રચલિત માન્યતાને લીધે આંખ મીંચીને તેમણે યથાશક્તિ દાન આપવું ચાલુ રાખ્યું શરૂઆતમાં ધાર્મિક બાબતો તરફ તેમનું વલણ અને વૃત્તિ હતા તેથી ધર્મમાંજ તેમણે માનવસમાજની શાંતિ અને સુખ જોયા અને ધર્મની સંસ્થામાં આપેલું જ દાન ગણાય તેમ માન્યું પોતે વૈષ્ણવ હતા તેથી ગુસાંઇજી દ્વારા પોતાના દાનનો ઉપયોગ કરાવ્યો બ્રાહ્મણો, ગુસાંઇઓ અને બાવા-સાધુઓને ધરવ્યા, ફૂલહિંડોળા કરાવ્યા, દેવ મૂર્તિને વસ્ત્રાભૂષણોની ભેટ કરી, અન્નકૂટ ભરાવ્યા અને હવેલીઓમાં નગદ ભેટ પણ અર્પી તે શ્રીનાથજીમાંય વારંવાર ભેટ મોકલતા

પણ એક દિવસ આંખ ખૂલી ગઇ પોતાના દાનને પ્રતાપે તાગડધિન્ના કરતા મહાનુભાવોને ઓળખ્યા મથુરા ગયેલા ત્યાં ધર્મશાળામાં પડેલા એક બીમારને મદદ કરવી તો રહી, પણ તેના સંચાલકોએ ઊલટો બહાર કાઢ્યો અને રસ્તા પર તેનું મૃત્યુ થયું મંદિરના અધિકારીને શેઠે આ વાત પહોંચાડેલી, પણ 'ધર્મના દ્રવ્યનો ઉપયોગ એમાં કેમ થાય?' એવો ટૂંકો જવાબ મળ્યો

આ ઉપરાંત એક બીજો પ્રસંગ પણ તેજ દિવસે બન્યો ખુલ્લા મેદાનમાં મંદિરની ગાયોને ઘાસ નાખવામાં આવેલું તેમાં નકાગની

બે ગાયો ખાવા આવી ચડી મંદિરના રખેવાળોએ તે ગાયોને માર મારી ડબામા પુરાવી જ્યા તે એક દિવસ ને રાત ભૂખી રહી બીજે દિવસે તેનો છૂટકો થયો આ વાત પણ અધિકારીને જણાવી પણ તેણે ઉદ્ધત જવાબ આપ્યો કે, 'એમ પારકી ગાયોને ચરવા કેમ દેવાય?' જો કે એ ઘાસ તો ગાયો માટે કોઇ દાનેશ્વરીએજ આપેલુ, પણ પોતાની માલિકી સિવાયની બીજી ગાયોને કેમ ખાવા દેવાય?

બ્રહ્મભોજન ચાલુ હતુ ગરના બાંધી લીધા હતા લાડુઓ ઝડપથી ભૂદેવોના જઠરમા ગોઠવાતા હતા બહાર એંઠુ થયેલુ ભૂખ્યાઓનુ ટોળુ માગ ખાઇ રહ્યુ હતુ બ્રાહ્મણોના મુખારવિંદનાથી ગંગાજીના પાનનો પ્રવાહ વહી રહ્યો હતો શણુ શાહુકારે આ બધુ જોયુ તેમનુ દિલ દ્રવી ઊઠ્યુ મંદિરમા અને તેના અધિભાગમા માલિકીહક્કની ભૂરી બંને આવી ધર્મને બદલે ધર્માંધપણ દેખાયુ, પોતાના જેવા ધાર્મિકવૃત્તિવાળાઓ તેના હથિયાર જેવા લાગ્યા— આમા પ્રભુનુ કેટલુ કલ્યાણ? માનવજાતનુ કેટલુ કલ્યાણ? પ્રજાની કઇ જરૂરિયાત આમા પૂરી પડી? પ્રજામા સુખશાંતિ કેટલા પ્રમાણમા વધ્યા? મનમા ઊઠેલા આ બધા પ્રશ્નોએ તેમને વિહ્વળ કરી મૂક્યા તેમને થયુ કે, મે મહેનત કરી, હુ રળ્યો, મારી મહેનતના એ દ્રવ્યનુ મે દાન કર્યુ અને મારા જેવા અનેકે આમ કર્યુ—પણ તેનો આ ઉપયોગ? આ ઉપરાત તેમણે વારસા-હક્કના ઝગડાઓમા ધાર્મિક જનતાનુ પરસેવાનુ ધન કેટલુ વેડફાતુ દીઠુ, ગાદીપતિ બનવાની દોડધામ દેખી, ભોળિયો શાહુકાર ચેતી ગયો તેનુ દિલ ઊઠી ગયુ તે પાછુ ફરી વખત તે બાજુ ન વળ્યુ તે નજ વળ્યુ

નાના નિર્દોષ બાળકો માટે કઇ કરવામા આવે તો ઠીક એમ તેમને પોતાના વિસરાયેલા અને દુઃખથી પિતાયેલા બાળજીવન પરથી લાગ્યુ. ગરીબોના બાળકને કોણ પપાળે? કોણ લાડ લડાવે? તેને વાપરવા પૈસો-ટકો કે ખાવાનુ આપી તેમના દિલમા સાલતુ ગરીબીનુ દુઃખ કોણ ભુલાવે? તેમના દિલના આનંદની કોને પડી છે? પ્રજાનુ માનસ ઘડવા માટે, સ્થિતિભેદના વેરઝેર મટવાની જરૂર છે અને એ તો તેઓ ચાપન વરસના અને રોજ નીકળે આ વિચારે દરરોજ

ખિસ્સામાં છૂટા પૈસા અને થેલીમાં ખાવાનું રાખી જે કોઇ બાળક મળે તેને વહેંચવાનું ચાલુ રાખ્યું. રોજના બેચાર રૂપિયાના પૈસા આ રીતે વહેંચી આપે. આ રીતે બાળકોમાં ખૂબ પ્રિય થઈ પડેલા હોવાથી બાળકો તેમની આસપાસ ટોળે મળતાં. ટોળે મળેલાં એ બાળકોને નીતિની, શૌર્યની અને દેશની વાતો કરે, ચાલુ દેશકાળની સ્થિતિ સમજાવે, દેશનેતાઓની ટૂંકી ઓળખાણ આપે અને તેમના આત્મભોગની રોમાંચક વાતો કહે.

આ પ્રવૃત્તિથી અલબત્ત તેમના દિલને થોડો સંતોષ થયો; પરંતુ મનનું સંપૂર્ણ સમાધાન ન થયું. ગામને શાની જરૂરિયાત છે, કઇ બાબતમાં તે બીજાની સહાયની અપેક્ષા રાખે છે? એ શોધવા તેમણે પ્રયત્ન કરવા માંડ્યો. આ અરસામાં કઠેડા વગરના કૂવે પાણી સિંચતાં એક બાઇ કૂવામાં પડી જઇને મરી જવાનો પ્રસંગ બન્યો. શંભુ શેઠના દિલને આઘાત લાગ્યો. બીજે દિવસેજ ગામનાં જૂનાં જળાશયો શોધી કાઢ્યાં, ભરવરતીગી નજીકમાં નજીકનાં જળાશય ક્યાં છે તે શોધી કાઢ્યાં અને ગામના લગભગ બધા કૂવાઓ એક વખત સાફ કરાવી સમરાવ્યા અને પાણી ભરનારી બહેનોને અંદર પડી જવાની બીતિમાથી ઉગારી લીધી. જ્યાં જ્યાં જળાશય દૂર હોય ત્યાં ત્યાં ગામની નજીક નવા જળાશયો બંધાવી આપ્યાં. આ સેવા ખૂબ ઉપયોગી થઇ પડી એમ તેમને લાગ્યું અને તેમની ધૂન પણ વધી. તેમને થયું કે પ્રજા પાસેથી રળેલો પૈસો હવે ખરા ઉપયોગમાં આવી શકયો.

તેમનું ગામ બહુ મોટું શહેર પણ નહિ અને ગામડું પણ નહિ, એવું લગભગ પંદર હજારની વસતીવાળું હતું. ગામમા ગંદકી ઘણી રહેતી. ઠેર ઠેર ઉકરડા હોયજ. જ્યાં બૈરાંઓ અને બાળકો સવાર-સાંજ અસભ્યપણે કુદરતી હાજતે બેઠાં હોય! ગંદકીમા દિવસેદિવસે વૃદ્ધિ થતીજ જાય! બૈરાંઓને કુદરતી હાજતે જવા માટે બીજી કોઇ સગવડ નથી. કુદરતના કોપે ચાર બાળા જતાં આખું ગામ તદ્દન ઉઘાડું પડી ગયું છે એટલે મર્યાદા સાચવવા આડ નથી. નરમ-ગરમ તબિયતે કે જુલાબ લે ત્યારે માણસોએ કાં તો શરમ છોડીને જ્યાં ત્યાં બેસી જવું કે કાં તો ગામબહાર કોઇની વાડીએ પજ્વા

રહેતુ, એ સિવાય બીજો કોઇ ઉપાય નથી ચોમાસુ આવતા ઢચરાના આ ઢગનાઓ ગધઇ ઊઠ્યા અને રોગ વધ્યો ધેરઘેર ખાટના નખાયા કેટનાક વેરના લોકોએ શોધી કાઢ્યુ કે, ભગિયાએ જળ જાત્રામા વચ્ચે આવી કઇક એના મતરજતર ભણ્યા તેનુ આ પરિણામ છે અજ્ઞાન લોકોનુ ગાડુ ટોળુ ઉપડયુ અને ગામની સફાઇના કરનૈયા એ ભગીઓને માર મારી તેમની ઘરવખરી તોડી ફોડી નાખી કેટલાકે વળી ગામમા સાઢ પડાવીને ઘેરઘેર નૈવેદ મગાવ્યા પણ રોગનો ઉપદ્રવ મટ્યો નહિ થોડાક સમજુ માણસોને ગાદગીનુ ખરુ કારણ ગદકી અને ગદકીથી બગડેતુ કૂવાનુ પાણી છે એમ લાગ્યુ દેશી રાજની મ્યુનિસિપાલિટી શહેર સુધરાઇનુ તો પૂછવુ જ શુ? આવા કાર્યો માટે કદાચ બજેટ મજૂર થાય તોયે તે નાણા બીજી રીતે વપરાઇ જાય! રિપોર્ટ લખાઇ જાય પણ ખરુ કામ રહી જાય ગામની આ ગદકી, આ ગદગી અને કુદરતી હાજત માટે ગામની બહેનોની વિટબણા જોઇને શભુ શેઠને ખૂબ લાગી આવ્યુ અને કઇક કરી છૂટવાની વૃત્તિ થઇ

મા લોએ મદિરો, કૂવાઓ, ધર્મશાળાઓ, દવાશાળાઓ આરો ગ્યમદિરો પાજરાપોળો વગેરે બાધવામા ઘણુ ધન આપ્યુ છે અનક્ષેત્રો અને પરશાળાઓ નિભાવેલ છે, અખાડાઓ સ્થાપ્યા છે અને તેમા સાધનો વસાવી આપ્યા છે, લોકોને વસવા સસ્તા ભાડાની ચાલીઓ બધાવી છે, પણ સૌ જે કામો ભૂલી જાય છે તે કામ હુ કરુ તો ઠીક એમ શભુ શેઠને થયુ બહેનોની મર્યાદા સચવાય અને ગામની ગદકી દૂર થઇને ગામનુ આરોગ્ય જળવાય તે અર્થે 'કુદરતી હાજતગૃહ' ગામને ચારે ખૂણે બાધવાની, એવા દરેક ગૃહમા વીશ વીશ પાયખાના બાધવાની, ત્યાજ પાણીની વ્યવસ્થા અને કાયમ સાફસૂફ કરનાર માણસો રાખવાની પોતાની ઇચ્છા હોવાનુ શભુ શાહે જાહેર કર્યુ તેમને લાગ્યુ કે, મારા ગામની આ ગોટાળા મોટી જરૂરિયાત છે અને તે પૂરી પાડુ તો મારા ધનનો ખરો ઉપયોગ થાય તેમ મને લાગે છે આ વિશે લોકોની મનાઇ ઘણુ માગી કે લોકો નમનો શો મત છે? માગ મભગીઓ

તો કહે છે કે, કોઇ આરોગ્યમંદિર કે એવું કંઈ બંધાવો તો નામ અમર રહે, પાયખાનાં બંધાવવામાં શું બળ્યું છે? લોકો ઊલટા હાંસી કરશે! પણ એ લોકોને કયાં ખબર છે કે નામ અમર કરવાની ઇચ્છા કરતાં ખરી જરૂરિયાત પૂરી પાડવાની ઇચ્છા વધારે આવકારદાયક છે. મારું કર્યું નામ થોડુંજ અમર થવાનું છે? મારી ભાવના અને વિચારશ્રેણીને લોકો જો સમજશે, પલટાતા દાનના પ્રવાહને જો ઝીલશે તો નામ અમરજ છે. દરેક વસ્તુની યથાસ્થાને અને યથાસમયે જરૂર છે. દાનનો પ્રવાહ એક કાળે જુદી દિશાએ ચાલતો હશે, પણ પ્રજાજીવનના સંજોગો પલટાતા દાનનો પ્રવાહ પણ પલટાય તો નવાઇ શી? ઉપયોગિતા અને આવશ્યકતાનો વિચાર નજર સામે હોય તો કંઇક કરી છૂટવાની વૃત્તિવાળાને ધન કયા ખર્ચવું તે જરૂર સમજાય.

આપણી રૂઢ માન્યતામાં દાનની પાછળ જે ભાવના છે તેનો ખરો મર્મ સમજ્યા વગર આવતા ભવના કલ્યાણની કામનાજ કાયમ દૃષ્ટિ સમક્ષ રહે છે. આ દૃષ્ટિ ભલે ખોટી ન હોય, પણ આ જીવનમાં અન્યને ખરા ઉપયોગી બનવામાં જે આત્મસમાધાન અને શાંતિ રહેલાં છે, તે જો સમજાય તો આવતા ભવનાં સુખ, શાંતિ કે કલ્યાણનો વાયદો કે વીમો આ ભવમાંજ ફળે છે. પણ વધુ વિચારવા લાયક વાત તો એ છે કે, કલ્યાણની આ કામના સેવનારને અમુક પ્રકારનું સમાજમા સ્થાન મળે છે અને એ સ્થાન મેળવવાના લોભમાં પ્રજાના ખરા ઉપયોગ કે જરૂરિયાતની તરફ નજર પણ જતી નથી.

ધાર્મિક કાર્યો એટલે કે પ્રભુમંદિરોની પાછળ ખર્ચાતું નાણું, ધાર્મિક ઉત્સવોની પાછળ વેડફાતું દ્રવ્ય કે નવા નવા પ્રભુઓ ઠેકાણે ઠેકાણે પધરાવવામા ખર્ચાઈ જતુ ધનજ માત્ર કલ્યાણ કરનારું છે, દ્રવ્યનો આ સિવાયનો બીજો ઉપયોગ તો આ લોક પૂરતોજ છે. આવી માન્યતાને વશ થઇ પ્રજાકીય જરૂરિયાતોનીજ ભયંકર અવહેલના કે ઉપેક્ષા કરવાથીજ પ્રજા ઘણી બાબતોમાં જરૂરિયાતોથી વંચિત રહે છે. આ વંચિત પ્રજામાં જાગતો અસંતોષ કોઇ નવા જીવનરાહ તરફ લઇ જાય છે અને તેના પરિણામે ધર્મભાવના ભાંગતી જાય છે. જ્યાં સુધી ધનનો ઉપયોગ પ્રજા માટે થતો હતો, ત્યાં સુધી

સામ્યવાદ કે સમાજવાદની કલ્પના પણ નહોતી મૂડીવાદ સામે પ્રજાની આંખમાં ઝેર વસ્યું નહોતું. ધર્મનું નિરર્થકપણું કે પોમળપણું હૈયામાં વસ્યું નહોતું. આજે દરેક બાબતમાં પછી તે દાનના ઉપયોગની હોય કે પ્રજાના વિકાસ અને પ્રગતિની હોય, સામાજિક પુનર્જીવનની હોય કે જીવનરાહના નવા નિર્માણો વિચારવાની હોય; ધર્મ આડે તે આડે આવે છે, એટલે પ્રજા કંટાળે છે અને દૂર દૂર ભાગે છે.

ધન આપનારા દરેક સમયે અને દરેક યુગમાં પાકે છે અને જો તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે નહિ તો પ્રજાકલ્યાણ સાધવું જરાય અઘરું ન રહે. પણ દુર્ભાગ્યે આપણે ત્યાં જેટલું દ્રવ્ય માત્ર ધાર્મિક જલસાઓ અને આડંબરો પાછળ ખર્ચાય છે. તેનો ગોગો ભાગ પણ યોગ્ય રીતે ખર્ચાતો નથી.

રાજા અને શ્રીમાનો–દાનીઓ પ્રજાના ખરા ટ્રસ્ટીઓ છે તે ભૂલવા જેવું નથી. પ્રજાની સામાન્ય જરૂરિયાતોની નિશદિન સંભાળ રાખી તે દિશામાં દાન કરનારજ પ્રજાની સેવા સાધી શકે છે અને અમર નામના મેળવે છે.

પ્રજાની સામુદાયિક જરૂરિયાતો, એક નાના બાળકથી માંડીને વૃદ્ધ સુધી કે જન્મથી માંડીને મૃત્યુ સુધી શું હોય છે અને તેમાં કેટલી પૂરી પડે છે અને કેટલી પૂરી પાડવાની છે તે ગણતરી હંમેશાં દાનવીરોએ રાખવી રહે છે–જો દાન પ્રજાના ઉપયોગ માટે કરવાનું હોય તો. દાન સર્વ સ્થળે અને સર્વ કાળે એકજ સ્વરૂપનું યોગ્ય હોય એમ બનતું નથી. દુકાળ વખતે તે દિશામાં, રોગચાળા વખતે તે દિશામાં, આકસ્મિક આફતની સુનનાર્તી વખતે તે સ્વરૂપમાં અને રાષ્ટ્રીય ચળવળ વખતે તે દિશામાં દાનનો પ્રવાહ વહેરો ઘટે કેટલાંએક કાર્યો કાયમ કરવાના હોય છે, તો કેટલાંક પ્રસંગોપાત્ત ઊભાં થાય છે. માનવીની સંસ્કારશાળા, આરોગ્યમંદિર, સુખાકારીવર્ધક સ્થળો, આનંદદાયક સંસ્થાઓ, દીન–દીનને મદદ આપનારી સંસ્થાઓ વગેરે પ્રજાજીવનનું ઘડતર કરનારી સંસ્થાઓ પડતી મૂકીને ધાર્મિક જલસાઓ અને રંગરાગ પાછળ વેરાતું દ્રવ્ય પ્રજાજીવનને જરા પણ આગળ વધારતું નથી. એથી માની ધર્મપ્રીતિ નથી જાગતી પણ આડંબર-

પ્રીતિ જન્મે છે કે જે ધર્મથી ઘણી દૂર છે

આટલું નાનકડું સત્ય જો દાનવીરો સમજશે તો માનવજીવનમાં સાચો ભ્રાતૃભાવ પ્રગટશે કોઇ કહેશો ક્યારે?

( "સેવાધર્મ" માસિકના ઓક્ટોબર-૧૯૪૦ ના અંકમાંથી )

# ગામડે જઈને

(લેખક—એક વિદ્યાર્થી)

હવે તો ગામમાં હું થોડોક પરિચિત થયો છું. મારું નામ તો ઘણા જાણતા નથી પણ મને 'ગાંધી મહાત્માના માણસ' તરીકે ઓળખે છે. તમને પણ હસવું આવશે કે, આ ભોળી પ્રજા બધાને ગાંધીના માણસજ ગણે છે. બાકી હું કેટલા અંશે મહાત્માનો માણસ છું તે તો આપ અને હું વધારે જાણીએ છીએ. કેટલાક ભાઇઓ રાત્રે મંદિરમાં આવે છે. એ વિશાળ ચોકમાં હું એમની સાથે વર્તમાન પ્રવાહોની હળવી ભાષામાં વાતો કરું છું. આ ટૂંકા અનુભવમાં મને એમ લાગે છે કે, આ ભોળી ગ્રામજનતાને સમજાવવી બહુ મુશ્કેલ નથી અને એવું પણ સાચું કે જેમ આ લોકો અમુક વિચારથી જલદી મનાઇ જાય છે, તેમ એથી વિરોધી વિચારોથી પણ સહેલાઇથી ફેરવાઇ જાય છે. તેમનામાં વિવેકશક્તિનો અભાવ લાગે છે. તેઓ કોઇ પણ વસ્તુનો ઝીણવટથી કે સમતોલપણાથી વિચાર કરી શકતા નથી. જે કોઈએ તે તેમને ગમે ઊતરતુ હોય એમ લાગે છે, પણ એ ગમે ઊતરે છે એટલુંજ, વર્તનમાં તેઓ મૂકી શકતા નથી. આ વસ્તુ માન એમને લાગુ પડે છે એમ કહ્યા છે? ભણેલા વર્ગમાં પણ આ વિવેકશક્તિનો અભાવ ક્યાં જોવા મળતો નથી? એવું ન હોય તો તેઓ આવું માનવદ્રોહી વર્તન કરીજ કેમ શકે? આના વિશે તો આપ મારા કરતાં વધુ જાણો છો એટલે હું વધુ નહિ લખું.

હું બીજા ગામમાં જાઉં તે પહેલાં તો અહીં નવા અનુભવોની પરંપરા વધતી જાય છે. હું તે આશ્ચર્યમુગ્ધ થઇ ગયો છું કે, ગામ

ડામાં કેટલું કેટલું નવું જોવાનું છે? સૂર્ય ઊગે અને આથમે એ દરમિયાન તો મને કંઇક નવું જોવાવિચારવાનું મળ્યુંજ હોય. ગામડાંઓ સાચેજ અભ્યાસ કરવા જેવાં છે. ઘણા વ્યાસપીઠ પર ચડી "ગામડાં ગરીબ છે, ગામડાં ચુસાઇ રહ્યાં છે, તેમની પુનર્ઘટના કરવી જોઇએ." એમ ભાષણ કરે છે. મને શંકા રહે છે કે તેઓને ખબર હશે કે ગામડાં આર્થિક રીતે ગરીબ છે કે પછી માનસિક રીતે? અને તેમની પુનર્ઘટના કરવી છે તે શહેરી રીતે કે પછી ગામડાનીજ રીતે? આ બધા માટે અનેક ગામડાંઓનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ.

× × × ×

આકાશમાં ચાંદની વરસી રહી હતી. તેના શીતળ પ્રકાશમાં અમે સૌ બેઠા હતા. જુવાનો મને અનેક પ્રકારના પ્રશ્નો પૂછતા હતા અને હું તેમને સમજાય તેવી રીતે જવાબ આપતો હતો. એ પ્રશ્નોત્તરી ઘણી અગત્યની ન હતી એટલે અહીં ઉતારતો નથી. એનો આસ્વાદ કોઇક બીજા પત્રમાં કરાવીશ. પણ આજે તો હું તમને એક મારો નવો વિચાર જણાવવા માગું છું. સૌ જવાનો 'જય જય બોલો, નિરંજનભાઇ' કહી ચાલ્યા ગયા. હું એકલો પડ્યો. આકાશના ઘુમ્મટ નીચે મારી પથારીમાં આડો થયો. ચંદ્ર સાથે મીટ માંડી. કેટલો સુંદર, સૌમ્ય અને પ્રકાશિત! પણ મારા હૃદયમાં તો વિચારોની ભરતી આવી હતી. ચંદ્રનાં કિરણોથી ખેંચાઇ જેમ સમુદ્રમાં ભરતી જાગે છે, તેમ મને ગામડાના અજ્ઞાનના પ્રશ્નોથી હૃદયમાં ભરતી જાગી હોય એવું લાગ્યું. આવી ઘોર અજ્ઞાનતાને હટાવવા માટે જરૂર કંઇક કરી શકાય.

આપણી યુનિવર્સિટીઓ એક એવો નિયમ કરે કે, નવા ગ્રેજ્યુએટે ઉપાધિ મેળવ્યા પહેલાં ગામડાંઓમાં ૭ માસ ગાળવા જોઇએ. ગામડાંઓમાં જઇ નિરક્ષરતા નાબૂદ કરવા, ગામડાની સ્થિતિનો અભ્યાસ કરવા તેમજ તેમની આર્થિક તપાસ કરવાનો કાર્યક્રમ પડાવો જોઇએ. જે ગ્રેજ્યુએટ એ કાર્ય કરે તેનેજ ઉપાધિ મળે. જો આમ થાય તો થોડાં વર્ષોમાં કેળવણીનો બહોળો ફેલાવો થાય અને હિંદની નૂતન ઘટના કરી શકાય. સ્વરાજ્ય માટે પણ લોકોને તૈયાર કરી

શકાય. એટલુંજ કેમ, ધાર્યું કામ કરાવી શકાય. કેમ આપને આ યોજના કેવી લાગે છે? અભ્યાસ કરવામાં જેમ વર્ષો ખર્ચીએ છીએ તેમ આ ૭ માસ વધારે—આ ૭ માસ પણ અભ્યાસ તરીકેજ ગણાવા જોઇએ. આ વિષે આપ વધુ વિચાર કરી મને પત્રમાં જણાવશો, મને પોતાને તો વિચાર સુંદર લાગે છે. અને આ વિચારને વાગોળતો વાગોળતો હું ઊંઘી ગયો. આશ્ચર્યની વચ્ચે સવારે કાન ફોડી નાખે તેવા શંખનાદથી હું જાગ્યો. ઊઠીને તપાસ કરું છું તો માલૂમ પડ્યું કે, ગામને પાદરે નાગાબાવાની જમાત આવી હતી. હું લોટો લઈ બહાર નીકળ્યો ને જોયું તો તળાવને કિનારે કેટલીયે રાવટીઓની વચ્ચે મોટો તંબૂ રોપાઇ ગયો હતો. ધુમાડો આકાશમાં ભળી જતો હતો. હાથીઓ સૂંઢ હલાવતા હલાવતા ઊભા હતા. ઘોડાઓ ને ઊંટની કતાર જામી હતી. એક મોટા જટાધારી શરીરે ભભૂતી લગાવેલ મહંત બેઠા હતા. તેમની સામે લાકડાં બળતાં હતાં. રાખમાં એકબે મોટા ચીપિયા રોપેલા હતા. ઊંભી ચલમો બાજુમાં પડી હતી. મહંતની બાજુમાં તેમનાજ જેવા બીજા જટાધારીઓ બેઠા હતા. તેમાંનો એક હાથમાં ગાંજો લઇ ઘોંટતો હતો. હું નજદીક ગયો એટલે મહંત બોલ્યોઃ 'આઇએ બચ્ચા.' અને આ બચ્ચાએ જ્યારે નમન પણ ન કર્યાં ત્યારે તેમની લાલ આંખ મારા તરફ ટાંપી રહી. હું તો કૂવા પર નહાવાધોવા ચાલતો થયો; પણ પાછળથી મને અવાજ સંભળાયોઃ 'કૈસે લોક પૈદા હોતે હૈ?' અને બધા ખડખડાટ હસી પડ્યા.

સાંજે ગામમાં બૂમો આવવા લાગી કે, બાવાઓ તેમની તાપણી માટે જ્યાંત્યાંથી લાકડાં ઉપાડી જાય છે. એક ભાઇ મંદિરમાં આવી અને કહેવા લાગ્યાઃ "અરે તમને શું વાત કરું? આ નાગાઓએ તો જુલમ કર્યો. પેલી ગંગાડોસીનાં લાકડાં ઉપાડી ગયા. પેલા મુખીના ભાઇનો સમાર લઈ ગયા. અરે નિશાળની આગળ લાકડાં હતાં તે પણ ઉપાડી ગયા. હું તો કહું છું કે, તમારે પહેલાં આનો સુધારો કરવો જોઇએ. મારા બેટા પાછા પૈસા માગે છે!" આ બધું તેઓ એકીશ્વાસે બોલી ગયા. એટલું તો સાચું હતું કે, ગામમાં કોઇ

કોઈ મૂર્તિઓ ખભે લાકડાં ઉપાડી ચાલતી દેખાતી હતી. કૂતરાં તો ભસવામાંથી ઊચાંજ આવતાં ન હતાં.

હું પેલા ભાઈ સાથે તળાવને કિનારે ગયો. રાતનો સમય હતો. ધૂણી ધગધગતી હતી. 'ઓમ...ઓમ ગિરધારી...'કહી બાવાઓ ગાંજો તાણતા હતા. ભડકાના પ્રકાશમાં મહંતની મુખમુદ્રા તગી રહી હતી. મહંતની સામે ગામના ચારપાંચ આગેવાન બેઠા હતા.

'આયા સેમઝ મેં ? હમ તો સાધુ લોક હૈ. હમ હિંદુધર્મ કી રક્ષા કરતે હૈં. તુમ જૈસે સંસારી હમકુ રોટી નહિ ખિલાઓ તો ફિર કૌન ખિલાયગા ?'

'રોટીની તો કુણ ના પાડે છ. હઈને કાલ બપોરે રોટલો ને દાળ આપશું.' એક વૃદ્ધ બોલ્યા.

'તુમ નહિ સમઝા' એક બીજો બાવો બોલ્યો. તે પણ મહંત જેવો દરેલ અને લાલઘૂમ આંખોવાળો હતો. 'રોટી–તુમ નહિ સમઝા, વો તો પ્રસાદ કી બાત કરતે હૈં. ઠાકુરજીકુ ભોગ થાળ કરના ચાહીએ. આયા સમઝમેં ?'

મને જવાબ આપવાનું મન થઇ ગયું, પણ શાંત થઇ ઊભો રહ્યો. મુખીજી બોલ્યા.

'લ્યો તાણ હું ઉકેલ લાવું. તમારા રોટલાય નહિ ને તમારો પ્રસાદે નહિ. જુઓ આખા ગામમાંથી ઘર દીઠ પાવલી આપશું.'

'પાવલી ?' મહંત બોલ્યા. જાણે તેમને પાવલી ઓછી પડતી હોય તેમ થોડીવાર તો આશ્ચર્યથી મુખી સામે જોઈ રહ્યા, હવે મારાથી ચુપ રહી શકાયું નહિ.

'બાવાજી, પાવલી પણ નહિ મળે. તમને શો હક્ક છે ? પાવલી કમાતાં કેટલો પસીનો પાડવો પડે છે તેની ખબર છે ?'

'અરે ભાઇ તુમ ચુપ રહો. હમ તુમ સે નહિ બોલતે. તુમ જુવાન લોક ક્યા સમઝો ?' બાજુમાં બેઠેલો બાવો બોલ્યો. મહંત મારી સામે આંખો કાઢતા કાઢતા ગાંજો તાણવા લાગ્યા.

'ના, એ ભાઇ બરાબર કે છે.' પેલા વૃદ્ધ ડોસાએ સાથ પુરાવ્યો.

'તમે સાધુ લોક–હો તો તમારે આ હાથી શાના ? આ રાજ-

શાહી વૈભવ શાનો ? આટલા ઘોડા, આટલાં ઊંટ શા માટે રાખો છો ? આ રીતે હિંદુધર્મની રક્ષા કરો છો ?'

'બકબક મત કરો.' મહંત આંખ ઝીણી કરી તડૂક્યા. ધર્મ ધર્મ કી બાત કરતે હો, તુમારે જૈસા પેદા હુઆ ઔર ધર્મ બી બિગડ ગયા. નહિ પુણ્ય, નહિ દયા, ક્યા બાત કરે ?

'અમારા જેવા નહિ પણ તમારા જેવા ઢગારા થયા ને ધર્મને બદલે ધતિંગો શરૂ થયાં. ધર્મ એટલે શું? બોલો હું જ તમને પૂછું છું.

'અંગ્રેજી પઢતે હો ના ? આયા સમઝમેં. વો વરણશંકર કી ભાષા શીખ કર ઐસા નાસ્તિક હો ગયા, ખુદા ! ઐસા લોકકા મત માનના.'

'બાપજી ! એ ખરું જ તો. ધર્મ છે તો બધુંયે છે. પ્રભુ ! પ્રભુ !

'તુમ પુણ્ય નહિ કરતા તો ઐસા બરસ આતે હૈ. તુમારે મેં દયા નહિ તો બરસાદ કહાં સે આવે ? ઉપરવાલા તો સબ દેખતે હૈ.'

'હા, હા, બાપજી બરાબર કે છ. દાન છે એ તો પુણ્ય છે. અને પુણ્ય કરતા રહીએ તો ઉપરવાળો પણ રાજી રે.' એક આધેડ વયના ભાઇ બોલ્યા.

'તાણ બાપજી મેં કહ્યું તે માની જાઓ. હવે વધારે રકઝક ન કરશો. મુખી બોલ્યા અને બાપજીના ચરણમાં ઢળી પડ્યા. મારાથી આ દૃશ્ય જોયું જતું ન હતું. મહંત એ કોઇ સંત ન હતો, તેના મોં પર માનવતાયે દેખાતી ન હતી. ગાંજો પી પી આંખો લાલચૂમ રાખતો એટલું જ. એના ચરણમાં ગામના પટેલ, ગામના નેતા–મુખી ! મને કંપારી વછૂટી અને તુરત જ બોલી ઊઠયો.

'પટેલ કાકા, શા માટે તમે આમ કરો છો ? કંઇ જ આપવા-ની જરૂર નથી. પૈસા વધારે હોય તો તમારાં છોકરાંને પેન અને સ્લેટો લઈ આપો. તેમને સારાં કપડાં પહેરાવો. શા માટે આવા બાવાઓને આપો છો ?'

'ભાઇ, એમાં તમને ખબર ન પડે. આ તો ગામની આબરૂનો સવાલ છે પરગણામાં અમારું ખરાબ દેખાય ને !' પેલા વૃદ્ધ બોલ્યા અને મહંત પટેલને બેઠા કરી બોલ્યા.

'અચ્છા તેરા માન રખતા હું, મેરી ઇચ્છા તો આઠ આના

સેને કી થી. ઠીક દેખ તુમ ગામ મેં સે એકઠા કરકે હમકુ દે દે.'

મહંત થોડીવાર અટકયા ને આમતેમ જોઈ બોલ્યાઃ 'અરે સોમગિરિ પ્રસાદ લાવો. લે આવ ઇધર' વૃદ્ધ ડોસાનો હાથ તાણી મહંત બોલ્યો ને તેમના કપાળમાં ભસ્મનો ચાંદલો કર્યો, એ રીતે બધાના કપાળમાં ચાંદલા કર્યા અને સાકર આપી.

'ઠીક જાઓ, તુમારા કલ્યાણ હો. ગામ મેં સે તાવ, રોગ દોગ સબ જલ જાઓ.' કહી એક ચપટી આગમાં નાખી. આ તમાશો જોતો હું ઊભો રહ્યો. બધાના ગયા પછી ભારે પગલે મંદિર તરફ વળ્યો.

આજે મેં ખાધું નહિ. મંદિરના પૂજારી મારી સારી સગવડ સાચવે છે. મારા તરફ તેમની સહાનુભૂતિ છે. તેમની જોડે મારી પણ રસોઈ કરી દીધી હતી પણ મે તો નાજ પાડી. મને આજે શાંતિ ન હતી. આ બાવા, આ ભોળી ગ્રામજનતા અને તેમની અજ્ઞાનતાના વમળોમાં ગૂંચવાતો હતો. જેમને ખાવાના સાંસા છે, જેઓ કાળી મજૂરી કરે છે, છતાં ધરાઈને ખાવા પામતા નથી; તેઓ આટલી સહેલાઇથી કેમ પાવલી આપી દેવા તૈયાર થતા હશે? તેઓ તો આપી શકે પણ વિધવા ગંગાડોસીનું શું? ગરીબ લોકોનું શું? પટેલના ભાઇનું શું?

અને આવા બાવાની આપણે શી જરૂર છે? શા માટે આવા બાવાને પોષવા જોઇએ? ધર્મને નહિ સમજનાર ધર્મનું શું રક્ષણ કરતા હશે? અને હિંદમાં એમની નાની સંખ્યા પણ કયાં છે? આ તો છપ્પન લાખનો સવાલ છે. આ બધા નકામું જીવન જીવી ગયા છે રાષ્ટ્રની શક્તિ વેડફાઇ રહી છે. આનો કોઇ સારો ઉપયોગ ન કરી શકાય? આ બાવાઓને કોઇ સર્જનાત્મક કામમાં ન રોકી શકાય?

નહિ તો પછી સરકારે કાયદો કરી ગામડાની ભોળી પ્રજાને તેમના ત્રાસમાંથી બચાવવી જોઇએ ગામડાને આવા બાવા ચૂસે, સરકારી કર ચૂસે અને અજ્ઞાનતા ચૂસે-પછી ગામડાં કયાંથી ટટાર રહી શકે? લાગણીવશ હવામાં લખું છું, એટલે હવે બંધ કરું છું. કારણ કે મને તો એ બાવાઓ પર પ્રકોપ થયો છે. ન લખવાનું લખી દેવાય એટલે બંધ કરીશ ('યુવક' માસિકના એક અંકમાંથી)

---

# गृहस्थों के लिये साधारण नियम

૧–પ્રાતઃકાલ સૂર્યોદય સે પહલે ઉઠો.

૨–ઉઠતે હી ભગવાન કા સ્મરણ કરો.

૩–શૌચ–સ્નાનાદિ સે નિવૃત્ત હોકર ભગવાન કી ઉપાસના, સન્ધ્યા, તર્પણ આદિ કરો.

૪–બલિવૈશ્વદેવ કરકે સમયપર સાત્વિક ભોજન કરો.

૫–રોજ પ્રાતઃકાલ મેં માતા,પિતા,ગુરુ આદિ બડોં કો પ્રણામ કરો.

૬–ઇન્દ્રિયોં કે વશ ન હોકર, ઉનકો વશ મેં કરકે ઉનસે યથાયોગ્ય કામ લો.

૭–ધન કમાને મેં છલ, કપટ, ચોરી, અસત્ય ઔર બેઇમાની કા ત્યાગ કરો. અપની કમાઇ કે ધન મેં યથાયોગ્ય સભી કા હક સમઝો.

૮–માતા–પિતા, ભાઇ–ભૌજાઇ, બહન–ફૂઆ, સ્ત્રી–પુત્ર આદિ પરિવાર કા આદર ઔર પ્રેમ સે પાલન કરો.

૯–અતિથિ કા સચ્ચે મન સે સત્કાર કરો.

૧૦–અપની હૈસિયત કે અનુસાર દાન કરો. પડોસિયોં તથા ગ્રામવાસિયોં કી સત્કારપૂર્ણ સદા સેવા કરો.

૧૧–સબ કર્મોં કો બડી સુન્દરતા, સફાઈ ઔર નેકનીયતી સે કરો.

૧૨–કિસીકા અપમાન, તિરસ્કાર ઔર અહિત ન કરો.

૧૩–અપને કિસી કર્મ સે સમાજ મેં વિશ્રંખલતા ઔર પ્રમાદ ન પૈદા કરો.

૧૪–મન, વચન ઔર શરીર સે પવિત્ર, વિનયશીલ ઔર પરોપકારી બનો.

૧૫–સબ કર્મ નાટક કે પાત્ર કી ભાંતિ અપને ન માનકર કરો, પરન્તુ કરો ઠીક સાવધાની કે સાથ.

૧૬-વિલાસિતા સે બચે રહો—અપને લિયે ખર્ચ કમ લગાઓ. બચત કે પૈસે ગરીબોં કી સેવા મેં ખર્ચ કરો.

૧૭-સ્વાવલમ્બી બનકર રહો—દૂસરે પર અપને જીવન કા ભાર ન ડાલો.

૧૮-નિકમ્મે કભી મત રહો.

૧૯-ઈસ બાત કા પૂરા ખ્યાલ કરો—અન્યાય કા પૈસા, દૂસરે કે હક કા પૈસા ઘર મેં ન આને પાવે.

૨૦-સબ કર્મોં કો ભગવાન કી સેવા કે ભાવસે-નિષ્કામભાવમે કરને કી ચેષ્ટા કરો.

૨૧-જીવન કા લક્ષ્ય ભગવત્પ્રાપ્તિ હૈ, ભોગ નહીં-ઈસ નિશ્ચય સે કભી ન ટલો આર સારે કામ ઈસી લક્ષ્ય કી સાધન કે લિયે કરો.

---

# श्रीभगवान किसपर प्रसन्न रहते हैं ?

("કલ્યાણ" માસિકના એક અંકમાંથી)

જો જિતેન્દ્રિય પુરુષ દોષ કે સમસ્ત હેતુઓં કો ત્યાગ દેતા હૈ, ઉસ કે ધર્મ, અર્થ ઔર કામ કી થોડી ભી હાનિ નહિ હોતી. જો વિદ્યા-વિનય સે યુક્ત સદાચારપરાયણ પ્રાજ્ઞપુરુષ પાપી કે પ્રતિ પાપ કા બર્ત્તાવ નહીં કરતા, કુટિલ મનુષ્યોં સે ભી પ્રિય ભાષણ કરતા હૈ તથા જિસકા અન્તઃકરણ મિત્રતા કે ભાવ સે સદા દ્રવિત રહતા હૈ, મુક્તિ ઉસકી મુટ્ઠી મેં રહતી હૈ. જો વૈરાગ્યવાન મહાપુરુષ કભી કામ, ક્રોધ ઔર લોભ આદિ કે વશ મેં નહીં હોકર સદાસર્વદા સદાચાર મેં સ્થિત હૈં; યહ પૃથ્વી ઉન્હીં કે પ્રભાવસે ટિકી હુઈ હૈ. ઈસલિયે પ્રાજ્ઞપુરુષ કો વહી સત્ય કહના ચાહિયે જો દૂસરોં કી પ્રસન્નતા કા-કલ્યાણ કા કારણ હો. યદિ કિસી સત્ય વાક્યસે દૂસરોં કો દુઃખ હોતા હો તો વહાં મૌન રહના ચાહિયે.

यदि प्रिय वाक्य भी अहित करनेवाला जान पडे तो नहीं कहना चाहिये. उस अवस्था मे' तो हितकर वाक्य ही कहना उत्तम है, चाहे वह अत्यन्त अप्रिय ही क्यों न हो. जो कार्य इस लोक और परलोक में प्राणियों का हित करनेवाला हो, बुद्धिमान पुरुष को मन, वचन और शरीर से उसीका आचरण करना चाहिये.

जो मनुष्य दूसरों की निन्दा–चुगली नहीं करता, झूठ नहीं बोलता और ऐसा वचन भी नहीं बोलता जिससे दूसरों को उद्वेग हो, उसपर निश्चय ही श्रीभगवान प्रसन्न रहते हैं. जो पुरुष दूसरों की स्त्री, धन और हिंसा मे' रुचि नहीं करता उससे सदा ही श्रीभगवान सन्तुष्ट रहते हैं. जो मनुष्य किसी भी प्राणी (मनुष्य–पशु–पक्षी–वृक्ष–लतादि) को पीडित नहीं करता और मारता नहीं, उससे श्रीभगवान बहुत प्रसन्न रहते हैं. जो मनुष्य देवता, ब्राह्मण और गुरुजनों की सेवा में सदा तत्पर रहता है, श्रीभगवान उससे सदा प्रसन्न रहते हैं. जो मनुष्य स्वयं अपने और अपने पुत्रों के समान ही सब प्राणियों का हित चाहता है, श्रीभगवान को वह सहज ही प्रसन्न कर लेता है. जिसका मन रागादि दोषोंसे दूषित नहीं है, उस विशुद्धचित्त पुरुषसे श्रीभगवान सदा सन्तुष्ट रहते हैं.

–श्री विष्णुपुराण

---

# શ્રીમદ્ ગામઠી ગીતા

ધરતધરો કે' છે:—

ધરમ છેતરમાં ને કુરુ છેતરમાં
એ ઘડીકમાં બાઝી મરે—
હંજયડા ઘડીકમાં બાઝી મરે;
મારાં છૈયાં ને મારા ભાઇનાં સોકરાં (૨)
ભેળાં થઇને હું કરે-
હંજયડા ભેળાં થઇને હું કરે?—૧

અરજણિયો કે' છે:—

ન્નાનાંયે મારવાં ને મોટાંયે મારવાં,
ને મારવાને નાં મળે આરો-
કરહણિયા મારવાનો નાં મળે આરો;
એવું તે રાજ કેદીક નાં રે કર્યું તો (૨)
ચીયો ગીગો રહી જ્યો કુંવારો?
કરહણિયા હું તો નથી લડવાનો.—૨

કરહણિયો કે' છે:—

અજરામર છે અલ્યા મનખાંનો આત્યમો,
ને માર્યો નાં કોથી મરાય-
અરજણિયા માર્યો નાં કોથી મરાય;
એવું હમજીને અલ્યા દીધે તું રાછયને (૨)
તારા બાપાનું હું જાય-
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૩

મલક બધો તારી કરવાનો ઠેકડી,
ને હું તો કહી કહીને થાચ્યો–
અરજણિયા હું તો કહી કહીને થાચ્યો;
આ ખતરીના કુરમેં ક્યાંથી તું આવો (૨)
ઊંધા તે પાનિયાનો પાચ્યો–
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૪
અલ્યા જુધમાં જીતેશ તો રાજ કરેશ ને
મરેશ તો જસ બોલ્યા હરગે–
અરજણિયા મરેશ તો જસ બોલ્યા હરગે;
અલ્યા તારો તે દી જો ઘેરજ હોય તો (૨)
આવો તે લાગ શીદ ચૂકે?
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૫
મોટા મોટા માત્મા ને મોટા પુરસ
જીણે વાસનામાં મેલ્યો પૂળો–
અરજણિયા વાસનામાં મેલ્યો પૂળો,
અલ્યા એવાએ જગત હાટુ કરમ ઢહઇડે (૨)
પછે તું તે ચેઇ વાડીનો મૂળો–
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૬
કરમની વાત બધી આપડા હાથમાં,
ને ફળની નહિ એક કણી–
અરજણિયા ફળની નહિ એક કણી,
ઇમ ના હોય તો બધાય થઇ બેહે—(૨)
બોલ્યા દલ્લી તે શાહેરના ધણી–
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૭

ઊંધું ઘાલીને જા કરમ ઢહડ્યને
ફળની કર્ય માં ફકર–
અરજણિયા ફળની કર્ય માં ફકર;
ફળનો દેનારો ઓલ્યો બેઠો પરભુડિયો (ર
તે નથી તારા બાપનો નોકર–
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૮

અરજણિયો કે' છઃ—

ભરમ ભાંજ્યો ને મારો સાંસ્યો ટળ્યો છે,
ને ગન્યાંન લાધ્યું મને હાચું–
કરહણિયા ગન્યાંન લાધ્યું મને હાચું;
તું મારો મદારી ને હું તારો માંકડો (ર
નચાવે ત્યમ હું નાચું–
કરહણિયા હું તો હવે લડવાનો.—૯

હંજયડો કે' છઃ—

જોગી કરહણિયો ને ભડ અરજણિયો,
ઇ બે જ્યાં થાયે ભેળા;–
ધરતયડા ઇ બે જ્યાં થાયે ભેળા;
મારું દલડુ તો ઇમ શાખ્ય પૂરે છે (ર
તિયાં દહાડી ઊડે ઝી ચેળાં;
ધરતયડા દહાડી ઊડે ઝી ચેળાં.—૧૦



પૂજ્યપાદ સ્વામીશ્રી સરયુદાસજી મહારાજ

( આ ફોટો એક ચિત્રકારે તૈયાર કરેલા ચિત્ર ઉપરથી લીધેલો છે. )



# महात्मा श्रीसरयुदासजीनुं चरित्र

મહાત્મા શ્રીસરયુદાસજીનો જન્મ સંવત ૧૯૦૪ ના શ્રાવણ વદિ આઠમના રોજ–જન્માષ્ટમીના દિવસે અમદાવાદ જિલ્લાના પાટડી ગામમાં થયો હતો. એમનું મૂળ નામ ભોગીલાલ હતું. એમના પિતાનું નામ પ્રભુદાસ અને માતાનું નામ ગંગાબહેન હતું. આ ગંગાબહેન પાટડીદરબારના ભાયાત રણછોડદાસની દીકરી થતાં હતાં.

એમને ગોવિંદજી નામે એક ભાઈ અને જમના તથા કાશી નામે બે બહેનો હતી.

એમની બાલ્યાવસ્થા મોસાળમાંજ વીતી હતી. મોસાળમાં એમના મકાનની પાડોશમાંજ એ સમયે વજા ભગત તથા જોઈતારામ ભગત રહેતા હતા. ભોગીલાલને તેમનો સમાગમ થયો. તેમના સત્સંગથી એમનામાં ભક્તિરસના અંકુર ફૂટવા લાગ્યા અને પૂર્વજન્મના સંસ્કારબળે તે દૃઢ થતા જઈ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યા.

એમણે ગુજરાતી સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો. એમના મામાની ઈચ્છા એમને વેપારમાં નાખવાની હોવાથી, તેમાં ભોમિયા થવા માટે એમને પોતાની અનાજની દુકાનપર બેસાડ્યા. ભગવદ્ભજનમાં વધુ ને વધુ ચિત્ત રોકનાર આ ભોગીલાલનું ચિત્ત વેપારમાં ચોંટ્યું નહિ. દુકાને બેસીને વેપારમાં ધ્યાન આપવા કરતાં પરોપકારનાં કામોમાં—જેવાં કે, કૂતરાંને રોટલા નાખવા, ચકલાંને દાણા નાખવા અને તેમને માટે રાખેલાં પાણીનાં શીકાં સાફ કરી તેમાં પાણી રેડવું ઇત્યાદિ તરફ તેઓ વધુ ધ્યાન આપતા હતા.

પાટીદાર જ્ઞાતિના પુરાણા રિવાજ અનુસાર ભોગીલાલનું લગ્ન એમની બાલ્યાવસ્થામાંજ કરી દેવામાં આવ્યું હતું. યોગ્ય ઉંમર થતાંજ એમનાં પત્નીને પાટડી બોલાવી લાવવામાં આવ્યાં; પરંતુ દૈવયોગે અલ્પ સમયમાં તેમનું શરીર બગડ્યું અને તે સ્વર્ગવાસી થયાં. જાણે પરમકૃપાળુ પરમાત્માએજ ભોગીલાલને બંધનમુક્ત કર્યા! તે પછી ફરીથી સગપણ કરવાની વાત ઘણી ચર્ચાઈ, પણ બંધનમુક્ત થયેલા આ ભોગીલાલે ફરીથી સગપણ કરવાની અને સંસારરૂપી માયાના મોહપાશમાં બંધાવાની ચોખ્ખી નાજ પાડી દીધી.

એક સમયે બહારગામથી ફરતા ફરતા આવેલા ચારપાંચ સાધુસંતો એમની નજરે પડ્યા. મધ્યાહ્નનો સમય હતો. ગામમાંથી ભિક્ષા માગી લાવવાનો સમય વહી ગયો હતો. તેમણે ઘરમાં તપાસ કરી જોઇ તો શેર-દોઢશેરથી વધારે આટો જણાયો નહિ. આથી તેઓ પોતેજ ઘંટી સાથે મિત્રતા કરવા બેસી ગયા! પાંચ શેર આટો સ્વહસ્તેજ દળીને તૈયાર કર્યો અને પેલા સાધુસંતોને ભિક્ષા માટે આપી આવ્યા. પછી તો દેવમંદિરે જવું, સાધુસંગ અને દુઃખીઓ જણાય તેમની સેવા કરવી એ તેમના નિત્યના

વર્તન પામ્યા. ઘેર આવીને તેમણે ત્રીકમભાઈને કહ્યું: "મહારાજશ્રીનો સમાગમ કરવા જેવો છે." બીજે દિવસે બન્ને ભાઈઓ સાથે ગયા. એ પછી તો તેમને કથા સાંભળવાનો એવો રંગ લાગ્યો કે, તેઓ બંને ભાઈ નિયમિત કથામાં આવવા લાગ્યા અને મહારાજશ્રીના પરમભક્ત બની ગયા.

એક દિવસ તેમણે મહારાજશ્રીને કહ્યું: "અમારા લાયક જે કાંઈ સેવા હોય તે બતાવવાની કૃપા કરો." ત્યારે મહારાજે જણાવ્યું કે, "તમારી જે આવક હોય તેમાંથી ચાર આની ધર્માદા કાઢો ને સાધુ-સંત, ગરીબ-દુઃખી તથા નિરાધારોને અન્નવસ્ત્ર આપો."

બન્ને ભાઈઓએ મહારાજશ્રીની આજ્ઞા માથે ચઢાવી. જેમ જેમ તેઓ વધુ ધર્માદા કરવા લાગ્યા, તેમ તેમ તેમની આવક પણ વધતી ચાલી. એવામાં મોટા ભાઈ દેવલોક પામ્યા. આ સમયે એમની પાસે શુમારે પોણો લાખ રૂપિયાની મિલકત હતી. ભાઈના અવસાન બાદ ત્રીકમભાઈએ એક દિવસ મહારાજશ્રીને વિનતિ કરી કે, "હવે વેપાર તરફ મારું લક્ષ નથી, માટે એ બંધ કરીને મિલકતના વ્યાજમાંથી ખર્ચ ચલાવવાનો મારો વિચાર છે." આ સાંભળી મહારાજે જણાવ્યું કે, "દુકાનો કાઢી નાખવી એ વાજબી નથી. તમે આટલી ઉંમર સુધી કામ-કાજ કર્યા કર્યું છે, એટલે હવે ઓરડીમાં બેસીને ભજન કરવાનું પણ તમારાથી બની શકવાનું નથી; માટે દુકાનો ચાલવા દો; એટલુંજ નહિ પણ એક દુકાન વધારે ઉઘાડો. ગુમાસ્તા રાખો ને તેમના ઉપર તમે દેખરેખ રાખો. ધર્માદામાં ચાર આનીને બદલે આઠ આની વાપરો અને બેચાર વરસ જુઓ. પછી ન ફાવે તો વેપાર બંધ કરજો પરંતુ ગુમાસ્તાઓ ઉપર દેખરેખ બરાબર રાખજો, નહિ તો દેવાળું કાઢવું પડશે."

ત્રીકમભાઇએ મહારાજશ્રીની શિખામણનું અક્ષરસઃ પાલન કર્યું. પરિણામે એમની આવક પ્રથમના કરતાં ત્રણ ચાર ગણી વધી ગઇ !!

× × × ×

શ્રીસરયુદાસજી મહારાજ રહેતા હતા તે મંદિર ઘણું જીર્ણ હતું અને છાપરાની વળિયો પણ ભાંગવા માંડી હતી. એ જોઇ શેઠે નવેસરથી મંદિર બંધાવવાની મહારાજશ્રી પાસે આજ્ઞા માગી. મહારાજશ્રીએ જવાબ આપ્યો કે, "હાલ બંધાવવાની કાંઈ આવશ્યકતા નથી. ચાલે ત્યાં સુધી ચાલવા દો." કેટલાય દિવસ આમ ને આમ નીકળી ગયા. એક દિવસ મહારાજશ્રી પ્રસાદ લેવા બેઠા હતા. ને ઉપર-છાપરામાંથી નેવું પડયું. અન્નક્ષેત્રનાં માણસોએ શેઠને ઘેર જઈ આ વાત કહી. એ સાંભળતાંજ શેઠ દોડતા આવ્યા ને બાપજીને કહ્યું: "હવે તો નવું બંધાવવાની આજ્ઞા આપો!" મહારાજશ્રીએ કહ્યું: "ના ભાઈ, અમે તો ઝાડ નીચે રહેવાવાળા તેને બદલે અહીં મંદિરમાં રહેવાનું મળ્યું એટલે ઘણો આનંદ છે. જંગલમાં તો જીવજંતુનો પણ ભય રહે; ત્યારે અહીં તો આનંદથી ભજન પણ થાય છે! આપની આ દયા ઓછી છે!" શેઠે કહ્યું: "બાપજી! આવું આવું બોલી અમને અપરાધી ન બનાવો. મંદિર હું કયાંથી લાવ્યો ? આ શરીર પણ મારું નથી, તો પછી મંદિરની તો વાતજ શી કરવી ?" મહારાજે કહ્યું: "શેઠજી ! મંદિર સુધરાવવામાં પાંચેક હજાર રૂપિયા ખરચાઈ જાય અને તેથી પાંચ સાધુઓ ઓછા જમે. એટલે આપની ઇચ્છા આ મંદિર નવેસરથી તૈયાર કરવાની હોય, તો તમારા ઘરના રૂપિયા ખરચીને તમારી અનુકૂળતાએ કરાવજો. હાલ તેની કાંઇ ઉતાવળ નથી."

શેઠે આ સાંભળી જવાબ આપ્યોઃ "હું તો માત્ર આપની

આજ્ઞાની રાહ જોઉં છું. આપની આજ્ઞા મળે એટલે મારી અનુકૂળતાજ છે." મહારાજે જણાવ્યું કે, "જેવી તમારી મરજી."

આજ્ઞા મળતાંજ શેઠે, મંદિરનું મકાન ઉકેલાવ્યું અને બાર હજાર રૂપિયાના ખર્ચે નવેસરથી મંદિર તૈયાર કરાવ્યું.

× × × ×

જાદા ભગતની પોળમાં રહેતા બિલાડીવાળા શેઠ મનસુખરામ બીમારે પડ્યા હતા. મહારાજશ્રી ઉપર તેમનો અનન્ય પ્રેમ હતો. પોતાની બીમારી દરમિયાન મહારાજશ્રીને તેમણે ઘણી વાર કહેવડાવેલું કે, "એક વખત તો સેવકને દર્શન આપવાની કૃપા કરો!"

ભક્તનો એવો પ્રેમ જોઇ પોતે એક દિવસ રાત્રે આઠેક વાગતાં નીકળ્યા. સાથે એક ભક્તને લીધો અને તેને કહી રાખ્યું કે, "તમારે કાંઇ બોલવું નહિ. દૂરથી માત્ર આંગળીથી મને ભક્તનું ઘર બતાવી દેજો." ભકતે એ પ્રમાણેજ કર્યું. મકાનનાં દ્વાર બંધ હતાં, એટલે દ્વાર પાસે જઇ મહારાજ બોલ્યા: "એક અભ્યાગત સાધુ ભૂખ્યો છે, કાંઈ ખાવાનું હોય તો આપો."

અંદરનાં માણસો જાગતાં હતાં, તેમાંના કોઇએકે જવાબ આપ્યો, "શેઠ બીમાર છે, પોળમાં બીજાં ઘણાં ઘર છે માટે આગળ જા." મહારાજ આ સાંભળી બોલ્યા કે, "ઘર તો ઘણાં છે, પણ શેઠનું ઘર તો આજ છે ને? માટે ભિક્ષા આપો. શેઠ બીમાર છે, પરંતુ ભિક્ષા આપનાર તો બીમાર નથી ને?" આ સાંભળી મકાનની અંદરનાં માણસોએ કેટલાક તિરસ્કારના શબ્દો પણ કહ્યા; જેવા કે "છાનોમાનો ચાલ્યો જા, તારા જેવા તો ઘણાય સાધુ આવે છે" વગેરે. એવામાં પોળની એક બાઇ શેઠની તબિયતના સમાચાર પૂછવા આવી ચડી. આ

બાઈ નિત્ય મહારાજશ્રીની કથામાં જનાર હતી, એટલે બહાર અંધારું હોવા છતાં તેણે મહારાજશ્રીને ઓળખી લીધા. મકાનનાં દ્વાર ઉઘાડી તે અંદર ગઇ અને માણસોને કહ્યું: "બહાર મહારાજશ્રી જેવું કોઇ જણાય છે!" એ સાંભળતાંજ ફાનસ લઈને અંદરનાં માણસો બહાર આવ્યાં; ત્યાં તો મહારાજશ્રીને જોતાંજ સર્વે સ્તબ્ધ બની ગયાં. સૌ તેમના ચરણમાં પડયાં ને માફી માગવા લાગ્યાં. મહારાજશ્રીએ કહ્યું, "કથા સાંભળીને આવું વ્રત લેવું એ સારું નથી."

ત્યારથી રાત્રે કે દિવસે જે કોઇ સાધુ-સંત તેમને ત્યાં જતો તેને ભિક્ષા મળતીજ. આ બનાવ પછી ભક્તોનાં હૃદયમાં ધાક બેસી ગઈ હતી કે, રખેને મહારાજશ્રી પરીક્ષા લેવા પધારે!

× × × ×

શ્રીલાલદાસ મહારાજના મંદિરનો ઓટલો ઘણો ઊંચો હોવાથી એક દિવસ એક સાધુ પડી ગયો અને તેને સખ્ત વાગ્યું. શ્રીસરયુદાસજી મહારાજને ખબર પડતાંજ તેમને ઘણું દુઃખ થયું. તરતજ તેમણે કોદાળી-પાવડો મંગાવ્યો અને પોતાને હાથે એક નવું પગથિયું તૈયાર કર્યું!

× × × ×

મહારાજશ્રીની કથા કહેવાની સરળ અને સચોટ પદ્ધતિથી આકર્ષાઇને ભિક્ષુ અખંડાનંદજી શ્રીસરયુદાસજી મહારાજના કથામૃતનું પાન કરવા જતા હતા. તેઓ થોડે દૂર એકાદ ખૂણામાં બેસી કથા સાંભળતા. શ્રીસરયુદાસજી મહારાજનું એમની તરફ ધ્યાન ખેંચાતાં પોતાની નજીકમાં બેઠેલા અન્ય સંતમહાત્માઓ-સાથે બેસવા તેમને કહેલું, પરંતુ પોતાની મહત્તા ન વધે અથવા મનમાં સાધુપણાનું અભિમાન રખેને આવી જાય, એ માટે ભિક્ષુ-

જીએ પૂર્વવત્ ખૂણામાંજ બેસવાનું ચાલુ રાખ્યું.

કથા સાંભળી લીધા પછી ભિક્ષુજી દરિયાપુરના અન્નક્ષેત્રમાં જઇને ભોજન લેતા. પ્રસંગોપાત્ત કોઈની સાથે વાત નીકળતાં ભિક્ષુજીએ જણાવેલું કે, અન્નક્ષેત્રમાં રસોઇ સારી થતી નથી. આ વાત શ્રીસરયુદાસજી મહારાજના કાને પહોંચી. પછી એક દિવસ કથા પૂરી થયા પછી મહારાજશ્રી જાતે અન્નક્ષેત્રમાં પધાર્યા. ત્યાં ભોજન કરી રસોઇ માટે ખાતરી કરી જોઇ અને પછી રસોઇયાને પ્રેમથી મળ્યા અને ભોજન સારું બનાવવા માટે મીઠાશથી બે બોધવચનો કહી ત્યાંથી પોતાને સ્થાને ગયા. તે પછી ભોજન પણ સારું બનવા લાગ્યું.

× × × ×

ભિક્ષુજીએ મુંબાઇમાં 'સસ્તું સાહિત્ય કાર્યાલય'નાં બીજ વાવ્યા હતાં તે સમયે એકાદ પુસ્તક પ્રસિદ્ધ થયેલું અને તે ખપી પણ ગયેલું તેની પુનરાવૃત્તિ તથા 'એકાદશ સ્કંધ' છપાતાં હતાં. પ્રસંગોપાત્ત તેમને અમદાવાદમાં પહેલું પુસ્તક છપાવ્યાનો થોડો અનુભવ મળેલો તે બાદ કરતાં, નવાં પુસ્તકોના વેચાણની તથા કોઇ કારણે ખોટ જાય તો શું કરવું એવી ભીતિ તો તેમને રહેતીજ હતી. અને કદાચ ખોટ આવે તો મુશ્કેલી ઊભી થાય એથી ઘણીજ કરકસર રાખવી પડતી હતી. એ અરસામાં નાસિકના મોટા ભરાનારા મેળામાં જવાનો પૂ. સ્વામીજીનો વિચાર હતો. ખર્ચ માટે શ્રીસરયુદાસ મહારાજના મંદિરમાં જતાઆવતા એક સંન્યાસીને વાત કરેલી, તેમણે સરયુદાસ મહારાજને કાને વાત નાખી એટલે તેમણે ગુપ્ત રીતે પાંચ રૂપિયા એ સંન્યાસીની મારફત તેમને મોકલ્યા હતા, જેની પૂજ્ય સ્વામીજીને પાછળથી ખબર પડી હતી.

× × × ×

રાજામહેતાની પોળમાં દામોદર પારેખ નામના એક સજ્જન રહેતા હતા. મહારાજશ્રીને અન્નક્ષેત્ર માટે તેમણે ચાર હજાર રૂપિયા આપવાની પોતાની ઇચ્છા જણાવી. ત્યારે જવાબમાં મહારાજશ્રીએ કહ્યું કે, "રાયપુરમાં શ્રીરાધાવલ્લભના મંદિરમાં ઠાકોરજીને રાજભોગ મળવો પણ મુશ્કેલ થઇ પડે છે; એટલે એ રૂપિયા તમે ત્યાં આપો, અમારે રૂપિયાની જરૂર નથી !"

× × × ×

લીંબડીદરબાર સાહેબના નાયબ દીવાન મેઘાભાઇ રતનસિંહજી એક વાર મહારાજશ્રીને મળવા આવેલા; ત્યારે તેમણે કહ્યું કે, "મહારાણાનાં માતુશ્રી આપનાં દર્શનની ઇચ્છા રાખે છે, માટે આપ લીંબડી પધારો."

મહારાજશ્રીએ જવાબ આપ્યો કે, "દૂર રહ્યાં રહ્યાં ઝંખના કરવાથી જે લાભ મળે છે, તે રૂબરૂ મળવા કરતાં વધારે સારો છે, એવી માતુશ્રીને ખબર કહેજો."

આમ છતાં મેઘાભાઇએ ઘણોજ આગ્રહ કર્યો, ત્યારે તેમને કહ્યું કે, "કથાપ્રસંગે અહીં હજાર-દોઢ હજાર માણસ આવે છે. તે બધાંનાં મન દુખાવીને હું ત્યાં શી રીતે આવી શકું !"

× × × ×

અમદાવાદના એ વખતના એક ગોરા પોલીસ ઇન્સ્પેકટર સાહેબે મહારાજશ્રીને મળવા આવવાની ઇચ્છા જણાવેલી; પરંતુ મહારાજશ્રીને તે પસંદ ન પડવાથી મળવાની ગોઠવણ થવા દીધી નહિ.

× × × ×

છગનલાલ મહેતા ધનાસુતારની પોળમાં રહેતા હતા. તેમને એક પુત્ર હતો. મહેતા જાતે બ્રાહ્મણ હતા અને નાનીસરખી

એક નિશાળ ચલાવતા હતા. પૈસેટકે પોતે સુખી હોવા છતાં હૃદયના ઘણા કઠિન હતા. દયાનું તો નામ નહિ. ઘરમાં સ્ત્રી-વર્ગ ઉપર પણ જુલમ ગુજારે, માર મારે, કોઇનું કહ્યું માને નહિ અને જો કોઇ કહે કે, "જરા પ્રભુનો તો ડર રાખો!" તો એ જવાબ આપતા કે, "જોયા, જોયા, મોટા પ્રભુને!"

આ ભાઈને મણકીવાળા હીરાલાલ શેઠ, શ્રીસરયુદાસજી મહારાજની કથામાં આવવા ઘણો આગ્રહ કરતા; પરંતુ મહેતા જવાબ દેતા કે, "જોઇ, જોઈ, હવે કથા! એમાં તે શું છે?" છતાં શેઠે આગ્રહ કરવો ન છોડ્યો. રોજની રોજ આ એકની એક વાતથી મહેતાના દિલમાંય હરિ વસ્યા અને એક દિવસ તે કથામાં ગયા. સ્વામીજીની કથા સાંભળી, કથા સાંભળતાં સાંભળતાં એમનું હૃદય પીગળવા માંડ્યું અને આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એમને પોતાનાં કુકર્મો યાદ આવવા માંડ્યાં અને ત્યાં ને ત્યાંજ પસ્તાવો થવા માંડ્યો. દૈવયોગે કથાપ્રસંગ પણ કંઈક એવોજ હતો એટલે એમને તેની સચોટ અસર થઇ ગઇ. કથા પૂરી થઈ અને મહારાજશ્રી પોતાની ઓરડીમાં પધાર્યા. હીરાલાલ શેઠ અને છગનલાલ મહેતા પણ તેમની પાછળ પાછળ ગયા. મહેતાએ પોતાનાં કુકર્મોની સઘળી કથા મહારાજશ્રીને કહી અને પશ્ચાત્તાપ કરવા લાગ્યા. સ્વામીજીએ કહ્યું કે, "જાગ્યા ત્યાંથી સવાર. આજથી હવે નવું જીવન શરૂ કરો."

એ દિવસથી એમનો હૃદયપલટો થયો. પછી તો પોતાની તમામ મિલકત એમણે સ્વામીજીને અર્પણ કરવા માંડી ને કહ્યું: "પ્રભુ! મારી આ મિલકત છે તે આપ પરમાર્થના કામમાં આપની ઇચ્છાનુસાર વાપરજો." સ્વામીજીએ જણાવ્યું, "ભલે, એ મિલકત હવે હું તમને પાછી સોંપું છું. મારી આજ્ઞા માનજો અને હું કહું તેમ વાપરજો." તે પછી એમણે પોતાની તમામ

મિલકત વિદ્યાધ્યયન, અન્નદાન, વસ્ત્રદાન, દીનદુઃખીને મદદ કરવા વગેરે પરમાર્થનાં કામમાં વાપરી.

× × × ×

એક ભાઇને એવો નિયમ હતો કે, રોજ રાતે સૂતા પહેલાં એક વખત પણ મહારાજશ્રીનાં દર્શન તો કરવાંજ. એ ભાઇ કથામાં રોજ આવતા હતા. એક દિવસ રાતના બાર વાગી ગયા છતાં એ ભાઇ જણાયા નહિ. મહારાજશ્રી પોતાનાં આપ્તજનો પાસે એ ભાઇનેજ યાદ કરી રહ્યા હતા, એવામાં તે ભાઇ આવી પહોંચ્યા. સ્વામીજીએ પૂછ્યું: "કેમ, આટલું બધું મોડું થયું?" તેમણે કહ્યું: "મહેમાન આવ્યા હતા તેમને મૂકવા ગયો હતો." સ્વામીજીએ આ સાંભળી આશ્ચર્ય પામી પૂછ્યું: "મધરાતે મહેમાનને મૂકવા?"

તેમણે જવાબ આપ્યો: "એ મહેમાન વીસ વર્ષથી આવેલા હતા! લાંબા સમયથી આવેલા એટલે વખત પણ વધારેજ લાગે ને!"

સ્વામીજી સમજી ગયા ને બોલ્યાઃ "શું તમારો મોટો દીકરો ગુજરી ગયો?"

"હા, બાપજી! એકનો એક પુત્ર હતો, મોટો હતો, ગુણિયલ હતો."

એ ભાઈના મોઢા ઉપર શોકની છાયા, ક્લેશ કે અપ્રસન્નતા, કાંઈ જણાતું નહોતું.

સ્વામીજી તેમને જોઇ બોલી ઊઠ્યાઃ "સાચેજ, તમે કથા બરાબર સાંભળી છે!"

× × × ×

વીસનગરના અનવર કાજી પાલનપુરના નવાબના ગુરુ હતા. તેમણે " અનવર કાવ્ય " લખેલું છે. સ્વામીજીની કથામાં તેઓ ઘણી વખત આવતા અને કથા સાંભળી મુગ્ધ થઈ જતા.

× × × ×

મોરબી નાટક કંપનીના એક મેનેજર હતા, તે ઘણા ગુમાની હતા. એમણે સાતેક પ્રશ્નો તારવી રાખેલા. તેના અર્થ જેને તેને પૂછ્યા કરે અને એ રીતે સાચા સંતને શોધ્યા કરે. કોઈએક ભક્ત તેમને શ્રીસરયુદાસજી મહારાજની પાસે તેડી લાવ્યા. મહારાજશ્રી એ સમયે એક ભાઇ સાથે વાતચીત કરતા હતા. વાતમાં ને વાતમાં પેલા મેનેજર જે પ્રશ્નો પૂછવાના હતા, તેજ પ્રશ્નોના ખુલાસા મહારાજે પેલા ભાઇને સમજાવવા માંડ્યા. આ સાંભળી મેનેજર આશ્ચર્ય પામ્યા. તેમને મહારાજશ્રી ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને સાચા ભક્ત બન્યા.

× × × ×

મહારાજશ્રીને વિષ્ણુસહસ્રનામ ઘણુંજ પ્રિય હતું. જે વિદ્યાર્થી એનો પાઠ કરે તેને એક સીધું મળે એવો ક્રમ તેમણે ગોઠવી રાખેલો હતો. તે વિદ્યાર્થીઓમાના ઘણા આજે સમર્થ વિદ્વાનો છે. સંસ્કૃત ભાષા અને બ્રાહ્મણો પ્રત્યે તેમને ઘણો પ્રેમ અને પૂજ્યભાવ હતો.

× × × ×

પૂજ્ય સરયુદાસ મહારાજ એક દિવસ શાહપુર દરવાજે થઇને દુધેશ્વર જતા હતા; એમની સાથે રામ મહારાજ, ભૂધર ભક્ત તથા છોટાલાલ ભક્ત પણ હતા. માર્ગમાં એક ખેતરમાં ખેડૂત હુડા ટોવતો હતો. ખેડૂતની ગલોલમાંથી ગોળો છૂટ્યો અને એક હુડો ઘાયલ થઇ સરયુદાસ મહારાજના પગ પાસે આવી પડ્યો.

મહારાજનુ અંતઃકરણ તે જોઇ દ્રવી ઊઠ્યું. તેમણે ખેડૂતને પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું કે, "તમારા ખેતરમા કેટલી બાજરી પાકે છે ?"

"ચાલીસ મણ." ખેડૂતે જવાબ આપ્યો.

"ચાલીસ મણથી ઓછી પાકે તો મારે પૂરી કરી આપવી, પરંતુ આજથી તમારે ગલોલ વાપરવી નહિ—અર્થાત્ ખેતરમાં હુડા ટોવા નહિ." મહારાજે જણાવ્યું. અને પછી ત્યાથી તે ચાલ્યા ગયા.

ખેડૂતે પણ મહારાજશ્રીના વચનપર વિશ્વાસ રાખી ગલોલ વાપરવી બંધ કરી અને ચાલીસને બદલે પાંસઠ મણ બાજરીનો પાક ખેતરમાથી ઊતર્યો. ખેડૂતે વીસ મણ બાજરી મહારાજને, ભેટ મોકલી આપી

× × × ×

મહારાજ એક દિવસ નદીએ સ્નાન કરવા જતા હતા. માર્ગમાં એક માદુ પડેલું ગધેડુ એમની નજરે પડ્યું. તેના શરીરમા ચાદીઓ પડેલી હતી. મહારાજ તરત જ તેની પાસે દોડી ગયા અને પોતાની પાસેનુ કપડું તેને ઓઢાડી દીધું એ વખતે તે રસ્તે થઇ કોઇએક ભક્તને સ્નાન કરવા જતા મહારાજે જોયા. તેમને પાસે બોલાવ્યા અને તેની મદદથી પોતે ગધેડાને પાટો બાધી સ્નાન કરવા પધાર્યા

× × × ×

તાજપુરમાં રહેતા શિવાનંદ સ્વામી પોતાના મઠમાંજ દેવલોક પામ્યા. તે સમયે શ્રી સરયુદાસ મહારાજ તથા અન્નક્ષેત્રના બીજા સંન્યાસીઓ, તેમની સમાધિ કરવા માટે સ્મશાનવિના આરે ગયેલા. બધા મળીને લગભગ દોઢસો માણસો હતા.

સમાધિના કાર્યથી પરવારી સર્વેએ નદીમાં સ્નાન કર્યું અને બાજુના ખેતરમાં લૂગડાં સૂકવવા ગયા. ખેતરમાં બટાકા વાવેલા અને ક્યારાની આજુબાજુ માટીની પાળ બાંધેલી તે માણસોના અવરજવરથી ઠેકઠેકાણેથી તૂટી ગઈ. એવામાં ખેતરનો રખેવાળ ત્યાં આવી પહોંચ્યો અને પાળ તૂટેલી જોઈને ખીજવાયો અને સાધુઓને લાકડી લઈ મારવા દોડ્યો. સાધુઓએ વિનતિપૂર્વક તેને સમજાવવા માંડ્યો અને સરયુદાસ મહારાજનું નામ પણ આપ્યું. રખેવાળ કોઈ પણ ઉપાયે સમજ્યોજ નહિ અને પાળો હતી તેવી કરી આપવા કહ્યું. આથી સરયુદાસ મહારાજે તેમની સાથેના બીજા ત્રણચાર સાધુઓ સિવાયના બીજા સર્વેને ઘેર જવા કહ્યું. પછી તેમણે સાંજ પડતાં સુધી ભૂખ્યા-તરસ્યા પોતાના સોબતીઓ સાથે પાળો ફરી બાંધી આપી અને અંધારું થતાં ઘેર ગયા.

× × × ×

એક દિવસ મહારાજ કોઈએક ભૂખ્યા માણસને માટે કોઈ ગૃહસ્થને ઘેર ખાવાનું માગવા ગયા. તે ગૃહસ્થે તેમનું અપમાન કરીને કહ્યું કે, "ચાલ્યા જાઓ અહીંથી, તમારા જેવા તો ઘણાય આવે છે."

મહારાજે આથી નિરાશ ન થતાં નમ્રતાપૂર્વક જણાવ્યું કે, "ભાઈ! તમારે કેટલા દીકરા છે?"

તે ગૃહસ્થે જવાબ આપ્યો: "ત્રણ."

"ત્યારે મને તમારો ચોથો દીકરો જાણો અને એક ભૂખ્યા માણસ માટે કંઈક પણ ખાવાનું આપો." મહારાજે કહ્યું.

તે ગૃહસ્થનું હૃદય છેવટે પીગળ્યું ને ઘરમાંથી ખીચડી લાવી મહારાજને આપી. તે લઈ મહારાજ ત્યાંથી વિદાય થયા.

× × × ×

એક દિવસ દુધેશ્વરના ઘાટ પર કાશ્મીરી મહાદેવના મંદિરની જગ્યામાં રાતના શુમારે સાત આઠ વાગતાં સરયુદાસ મહારાજ પધાર્યા અને શ્રીનારાયણગીરજી મહારાજની સમાધિના ઓટલા ઉપર બેસી ભગવત્સ્મરણ કરવા લાગ્યા. કેટલોક સમય વીત્યા પછી બહારના કોઈ એક સાધુપુરુષે એમને બેઠેલા જોયા અને અંદર જઇ આત્માનંદ સ્વામીને કહ્યું: "બહાર સમાધિનાં ઓટલા ઉપર કોઈક સાધુ ભજન કરે છે, તેમને પાથરવા માટે કંઈક આપો તો સારું." સ્વામીએ આ સાંભળી એક ગોદડી કાઢી આપી. પેલો સાધુપુરુષ ગોદડી લઇ મહારાજને આપવા ગયો; પરંતુ મહારાજ ભગવદ્ભજનમાં લીન હોવાથી ગોદડી એક બાજુએજ પડી રહી. પ્રાતઃકાળ થયો ત્યારે આત્માનંદ સ્વામી બહાર નીકળ્યા. એમણે મહારાજને જોયા, ઓળખ્યા ને પશ્ચાત્તાપપૂર્વક કહેવા લાગ્યાઃ "આપ અંદર કેમ ન પધાર્યા? અરેરે! આપ જેવા સાચા સંત ચાલીને મારે ત્યાં પધાર્યા ને મારાથી કાંઇ આદરસત્કાર ન થયો!"

મહારાજે જણાવ્યું કે, "એકાંતમાં બેસી પ્રભુસ્મરણ કરવાથી ઘણો આનંદ થાય છે; માટે આપને તસ્દી આપી નહિ. આજે પ્રભાતમાં આપનાં દર્શન થવાથી અને પરમ આનંદ પ્રાપ્ત થયો છે!"

× × × ×

એક દિવસ મહારાજ સરયુદાસજી પોતાના સેવકો સાથે બેઠા હતા. એમાંથી એક સેવક બોલી ઊઠ્યોઃ "મહારાજ! આપ આજ્ઞા આપો તો આપનો ફોટો પડાવીએ." મહારાજે કહ્યું કે, "જેવી તમારી મરજી; પરંતુ મારી એક વાત સ્વીકારવી પડશે."

સેવકે કહ્યું: "કબૂલ છે, બોલો."

મહારાજ બોલ્યાઃ "હું હાથમાં રામપાત્ર લઇને બેસીશ. પછી તમારે ફોટો લેવરાવવો."

આ સાંભળી સેવક તો ચૂપજ થઈ ગયો. પછી મહારાજે કહ્યું: "આપણે એવું તે કયું મહાન કાર્ય કર્યું છે, કે ફોટો પડાવીએ? મારી હયાતિમાં હજુ સુધી ફોટો પડ્યો નથી. બાકી બહાર જે વેચાય છે તે તો કલ્પિત છે. ભાવિક ભક્તોએ પોતપોતાની કલ્પનાથી પડાવ્યા હશે."

મહારાજના અવસાન બાદ એક સેવક, ફોટોગ્રાફરને બોલાવી લાવેલો; પરંતુ તેણે જણાવેલું કે, "મહારાજની આજ્ઞા નહિ હોવાથી હું ફોટો નહિ લઉં." એ પછી કોઇ એક બીજો સેવક એક પારસી ફોટોગ્રાફરને શ્મશાનભૂમિ ઉપર બોલાવી લાવેલો; છતાં ફોટો લઇ શકાયો નહિ.

## ૨-શ્રીસરયુદાસ મહારાજનાં બોધવચનો

૧. શ્રીગુરુમહારાજમાંથી ઇષ્ટબુદ્ધિનો ત્યાગ ન કરવો.

૨. સ્ત્રીનો, અશુચિ તથા મૃત્યુવત્ જાણીને સદા સર્વથા ત્યાગ કરવો.

૩. કોઈ પણ પરોપકારનું કામ જો થતું હોય, તો તેમાં પોતાના ભલા માટે, પોતાની ગરજે, તે આપણા ઉપર ઉપકાર કરતો હોય તેમ, આભારી બની ઇષ્ટબુદ્ધિ રાખી વર્તવું.

૪. પોતાની ભલાઇ અને પારકાની બૂરાઇ ભૂલી જઇ ઇષ્ટબુદ્ધિ રાખી વર્તવું.

૫. મૃત્યુ અને ઇશ્વર બેને વારંવાર યાદ રાખવાં.

૬. "આપ તો આપ દાસ તો દાસઇ" એમ જાણી સર્વે વસ્તુમાં સ્વામીત્વ ગણી દાસભાવથી રહેવું.

૭. પરધન પથ્થરસમાન અને પરસ્ત્રી માતાસમાન જાણવી.

૮. રૂપરસનો ત્યાગ કરી પ્રાણવૃત્તિથી આહાર કરવો; પણ તેમાં ભોગ કે સ્વાદબુદ્ધિ રાખવી નહિ. શરીરની આરોગ્યતા માટે ઓછું ખાવું ને મનની શાંતિ માટે ગમ ખાવી.

૯. કોઇને પણ વાત કરવી હોય અગર સમજણ આપવી હોય, તો વિધિવચનથી તે કામ કરવું. અથવા પ્રથમ અધ્યારોપ કરવો અને પછી યોગ હોય તો અપવાદ કરવો.

૧૦. સત્ય, હિતકારક તથા પ્રિય વચન બોલવાં; તેમજ વિના પૂછ્યે બોલવું નહિ, એવું મૌન રાખવું.

૧૧. આબરૂ કે સુખની ઇચ્છા રાખવી નહિ અને કોઇ પણ જડ કે ચેતનને સુખ થતું હોય તેવું નિષ્કામ કર્મ કરવું.

૧૨. ગુરુનાં વચનમાં વિશ્વાસ રાખવો, પોતામાં દીનપણાની ભાવના રાખવી, મનના દોષો પર જય મેળવવો તથા નિશ્ચલ બુદ્ધિથી કથાનું શ્રવણ કરવું.

૧૩. શ્રેય તે પ્રેય નહિ અને પ્રેય તે શ્રેય નહિ; માટે શ્રેયનું પાલન કરવું.

૧૪. ભોગ્ય તે વંદ્ય નહિ અને વંદ્ય તે ભોગ્ય નહિ, માટે વંદ્યને ભોગવવું એ ગુનો છે.

૧૫. પોતાની આદ્ય અવસ્થા ભૂલવી નહિ, અર્થાત્ શરીરની ઉત્પત્તિ રજ-વીર્યથી છે એટલે મલિન છે.

૧૬. નકામો વખત જવા દેવો નહિ, કેમકે વખત અમૂલ્ય છે ને આળસુનું શ્રેય થતું નથી..

૧૭. સાધનવાળાને નિવૃત્તિમાં પ્રમાદ બગાડે છે ને પ્રવૃત્તિમાં અનિત્ય નડે છે, અર્થાત્ આત્મબુદ્ધિ રહેતી નથી; માટે બન્નેમાં સાવચેત રહેવું.

૧૮. અભ્યાસ ને વૈરાગ્યનો પ્રતિદિન વધારો કરવો એ જરૂરનાં સાધનો છે.

૧૯. નિદ્રા, લોકવાર્તા અને શબ્દ સાધનવાનને વિઘ્નરૂપ છે.

૨૦. મૈત્રીથી સ્પર્ધાનો નાશ થાય છે, કરુણાથી અભિમાનનો નાશ થાય છે, મુદિતાથી ઇર્ષ્યાનો નાશ થાય છે અને નિઃસ્પૃહતાથી ક્ષોભ(ક્લેશ)નો નાશ થાય છે. માટે આ ચાર રાજયોગનાં સાધન છે તથા શમ પ્રાપ્ત કરાવનારાં છે.

૨૧. સાહસ ન કરવું પણ પુષ્ટ વિચાર કરવો.

૨૨. વેરનો બદલો વેરથી નહિ પણ પ્રીતિથી વાળવો.

૨૩. વનો વેરીને વશ કરે, માટે સેવાથી સર્વને રાજી રાખવા.

૨૪. શરીરને દુઃખ પડે ત્યારે તેને પારકું શરીર સમજીને પ્રીતિથી તેની સેવા કરવી અને આનંદમાં રહેવું.

૨૫. ગમે તેવો ક્ષુદ્ર ભક્ત હોય, તોપણ તેના તરફ ગ્લાનિની દૃષ્ટિએ જોવું એ મહાઅપરાધ છે.

૨૬. જ્ઞાનીનું અંતઃકરણ કાચ જેવું હોય છે. કાચમાં ડુંગર, સમુદ્ર વગેરે યથાર્થ દેખાય છે; પરંતુ તે ડુંગરના ભારથી તૂટી જતો નથી અને સમુદ્રથી પલળતો પણ નથી.

૨૭. જ્ઞાનીનું હૃદય સમુદ્ર જેવું હોય છે. સમુદ્રમાં નદીઓ, ગાડ, પહાડ ને ગામનાં ગામ ખેંચાઇ આવે, છતાં સમુદ્ર ધીરે ધીરે તે સર્વને કિનારે કાઢીને નિર્મળ રહે છે; તેમજ નદીઓનાં જળથી તે વધતો ઘટતો પણ નથી.

. ..ાઈ સ્તુતિ કરે તો મનમાં એમ જાણવું કે, આ
..ા ઈંદ્રાદિક દેવો સ્તુતિ કરે એવો (મહાન) છે; આ દેહ
ત. ..ચિજ હોવાથી તેની સ્તુતિ એ તો તેની નિંદા સમાન છે. તેથી સ્તુતિ–નિંદામાં સમભાવે રહેવું. વળી કોઈ સ્તુતિ કરે તે સાંભળી મોહ નહિ પામતાં મનમાં ગ્લાનિ લાવવી.

૨૯. શ્રીરામજી મહારાજનું વચન છે કે, કોઈના ગુણઅવગુણ જોયા વિના પણ ઉપકાર કરવો; કેમકે બન્ને પોતાની કલ્પના છે. કોઈ વાર અવગુણ એ ગુણ થાય છે અને ગુણ એ અવગુણ થઈ જાય છે.

૩૦. શ્રીસુરમહારાજનું વચન છે કે, મનુષ્ય જ્યારથી જાણે ત્યારથી નવું પાપ ન કરે, તો આગળનાં પાપ માફ થાય છે; માટે કાયરતા તજી પુરુષાર્થ કરવો.

૩૧. ભોગ એટલે મોટા પુરુષ કે હિતેચ્છુના વચનમાં નહિ રહેવું ને સારું હોય પણ મોટા પુરુષ ના કહે તે કરવું તે ભોગ અને તેમના વચનમાં રહેવું તે ત્યાગ.

૩૨. કોઇ વિરોધી પદાર્થને કે મનુષ્યને અનુકૂળ વર્તવું તે પરમ શાંતિ છે.

૩૩. શુભ આચરણ કે શુભ મારગને ભણવાથી, જાણવાથી કે કહેવાથી ફળ નથી; પણ જેમ બને તેમ વર્તનમાં મૂકવું–અર્થાત્ પાળવું તે ઘણુંજ અગત્યનું છે અને પાળેલું, આચરણમાં મૂકેલું થોડું હોય તોપણ ઘણું ફળ આપે છે.

૩૪. શ્રીગુરુ મહારાજનું વચન છે કે, દેહનું મરણ તે મરણ નથી; તેમ જન્મ તે જન્મ નથી; પણ સારા ગુણનું પ્રાપ્ત થવું અને દુર્ગુણનો નાશ થવો તે જન્મ છે અને શુભ ગુણનો નાશ થવો તે મરણ છે. માટે શુભ ગુણો ધારણ કરી પ્રાણી-

માત્રમાં ભગવાનની ભાવના કરવી.

૩૫. સકામતાથી કરેલાં અનુષ્ઠાનમાં ક્રોધ કરવાથી તેના ફળની નાસ્તિ થાય છે; તો પછી ક્રોધથી મોક્ષ તો મળેજ ક્યાંથી ? ક્રોધ એ સકામ ફળ ને મોક્ષ બન્નેનો નાશ કરે છે.

૩૬. બ્રહ્મ એટલે અલક્ષી અર્થાત્–દશ્ય નહિ તે. સર્વના સાક્ષી બ્રહ્મસ્વરૂપ.

ઈશ્વર એટલે જગદીશ, કર્મફલપ્રદાતા ઈશ્વરસ્વરૂપ.

જીવ એટલે ભોક્તા, દીન એ જીવનું સ્વરૂપ.

કોઇ સાથે લડવું નહિ; કેમકે જે વસ્તુ માટે લડીએ તે વસ્તુ તો રહે અને લડી મરનાર જાય. સૌ આપણા બંધુઓ છે, કેમકે સૌ ઈશ્વરથી ઊપજ્યા છે. એટલે આત્મભાવથી તો લડનાર પણ આપણોજ આત્મા છે.

સારા ગુણ સંપાદન કરવા હોય, તો બીજાની જે ક્રિયા આપણને ન ગમે તે ક્રિયા આપણે કરવી નહિ; પરંતુ સર્વેને પ્યાર આવે તેમ વર્તવું.

૩૭. દેહ છે તે પાકો શત્રુ છે. જેમ શત્રુ સાથે મિત્રતા રાખવાથી દેહનો નાશ થાય છે; તેમ દેહમાં મોહ રાખવાથી આત્માનો નાશ થાય છે. માટે સુખદુઃખમાં સમાનભાવે વર્તવું.

૩૮. વૈરાગ્યનું લક્ષણ—જેમ એરંડિયું દવા પીવામાં ખપ જેટલું પરાણે પિવાય છે અને બીજું વધારે લેવાની તો મરજીજ થતી નથી, તેમ તમામ ભોગ્ય પદાર્થોને માત્ર દેહનિર્વાહ જેટલા સંયમપૂર્વક ઈશ્વરનો ઉપકાર માની વાપરે તેજ વૈરાગ્યનું લક્ષણ છે.

૩૯. આત્માકાર વૃત્તિની ભાવનાવાળાએ કોઇના સારાનરસા

સ્વભાવ કે પ્રકૃતિ જોઇને ક્ષોભ કરવો નહિ; કેમકે તેમાં રહેલો આત્મા તેને સત્તા આપે છે અને આપણામાં પણ આત્મા છે એટલે એનો અને આપણો આત્મા અભેદ છે, જેથી આપણે આત્મભાવના કરવી.

૪૦. સંતોષ એટલે મળેલી (પ્રાપ્ત) વસ્તુ. અનુકૂળ-પ્રતિકૂળ (ઇષ્ટ-અનિષ્ટ)માં રાગદ્વેષરહિત વર્તવું. કોઈપણ વસ્તુ મેળવવા માટે ઇચ્છા ન કરવી-ઉદ્યમ ન કરવો; પણ પ્રારબ્ધના વશથી સારુંનરસું અને વત્તુંઓછું જે કાંઈ મળે તેના ઉપર નિભાવ કરવો.

૪૧. માયા એટલે જેના આશ્રયે રહે તેને મોહ ન કરે તે માયા તથા જેના આશ્રયે રહે તેનેજ મોહ કરે તે અવિદ્યા.

૪૨. જ્યાં વહેવારની કોઇ ક્રિયામાં દ્વેષ થાય ત્યાં ગુરુ મહારાજની કે ઇષ્ટની ભાવના કરવી અને તે એકજ સ્થળે (વ્યાપક) છે કે સર્વવ્યાપક છે; જો સર્વવ્યાપક હોય, તો દ્વેષવાળામાં પણ તે છે, એમ જાણવાથી બીજા સાથેના વહેવારમાં દ્વેષનું સ્ફુરણ રહેતું નથી.

૪૩. પ્રકૃતિ પોતાને સ્વતંત્રતામાં ગોઠવીને સ્વતંત્રતાથી સાક્ષાત્કાર જેવું સુખ આપે છે અને પોતે માને પણ છે; પણ વિરોધી પદાર્થની પ્રાપ્તિથી જેનું મન શાંત થઇ ગયુ હોય, તેને પણ તે વાસનાઓ દુઃખ દે છે. માટે વાસનાઓ હોય ત્યાંસુધી મોટા પુરુષના સંગથી વિખૂટા રહેવું નહિ.

૪૪. આપણાથી ઉંમરે તથા સર્વ વાતે નાના અગર મોટા હોય તેમાં નાના-મોટાની બુદ્ધિ નહિ રાખતાં અહંકાર છોડી, સારા ગુણ હોય તો તેના આજ્ઞાકારી થવું ને પૂજ્યભાવ રાખવો.

૪૫. આપણે કોઇ માણસની સ્વાભાવિક વાત કરતા હોઇએ ત્યારે અથવા વેપાર સંબંધી કાર્યપ્રસંગે કંઇ વાત થતી હોય

ત્યારે કોઇનું છિદ્ર, બુરાઇ, દુર્ગુણ કે દુષ્ટભાવ હોય તે છુપાવીને તેને જરૂર હોય તે ગુણ વર્ણવવા ને સારા ગુણસ્વભાવ દેખાડવા. કોઇની એબ ઢાંકવી એ પરમધર્મ છે. જેમ બિંદુમાં સમુદ્ર ને સમુદ્રમાં બિંદુ સમાય છે તેમ. એટલે સજ્જન હોય તે બિંદુ જેટલા શુભ ગુણને સમુદ્રવત્ માને છે ને દુષ્ટ હોય તે સમુદ્ર જેટલા શુભ ગુણને બિંદુરૂપ માને છે.

૪૬. શુભકર્મ કોઇને કહેવું નહિ અને કદાચ કહેવું પડે તો પ્રેરક–સહાયકને મોટાઇ આપી કહેવું. જો કે એ ઘણુંજ કઠણ છે, કારણ કે એ દેહાભિમાન છૂટેલાનુંજ લક્ષણ છે.

૪૭. પ્રભુ મારી પાસે છે, પ્રભુ મને દેખે છે, પ્રભુ મારા અંતર્યામી છે, એવી ભાવના સદા રાખ્યા કરવી.

૪૮. પંચ વિષયો તથા મન દુઃખરૂપ છે, માટે તેનો ત્યાગ કરવો.

૪૯. જેમ વીંછી પોતાના ગુણ છોડતો નથી તેમ સાધુ-પુરુષે પણ શાંતિ આદિ સદ્ગુણોને છોડવા નહિ.

૫૦. અડગ નિશ્ચયથી કોઇ પણ કાર્યનો આરંભ કરવો. ડગમગતો નિશ્ચય હાનિ કરે છે.

૫૧. સત્યતા અને પ્રામાણિકતા સૌથી સારો વસીલો છે.

श्लोकः–देहबुद्धयात्मदासोऽहं जीव बुद्धया सखा त्वहम् ।
आत्मबुद्धयात्ममेवाहं इति मे निश्चिता मतिः ॥१॥
धैर्यं यस्य पिता क्षमा च जननी शान्तिश्चिरं गेहिनी ।
सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनःसंयमः ॥
शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनम् ।
एते यस्य कुटुम्बिनो वद सखे कस्माद्भयं योगिनः ॥२॥

क्षमा वशीकृती लोके क्षमया किं न साधति ।
शान्तिः खड्गः करे तस्य दुर्जनः किं करिष्यति ॥३॥

અર્થાત્-દેહની દષ્ટિએ હું તમારો દાસ છું, જીવની દષ્ટિએ હું તમારો સખા છું, અને આત્માની દષ્ટિએ હું આત્માજ છું એમ મારો નિશ્ચિત મત છે. ૧.

ધૈર્યરૂપી જેને પિતા છે, ક્ષમારૂપી જેને માતા છે, શાંતિરૂપી જેને ગૃહિણી છે, સત્યરૂપી જેને પુત્ર છે, દયારૂપી જેને બહેન છે, મનઃસંયમરૂપી જેને ભાઈ છે, ધરતીના પડરૂપી જેને પથારી છે, દિશારૂપી જેને વસ્ત્ર છે, અને જ્ઞાનરૂપી જેને અમૃત–ભોજન છે–એવા કુટુંબીજનવાળા યોગીઓને હે ભાઇ ! કહે, કયાંથી ભય હોય ? ૨.

સંસારમાં ક્ષમા ભારે વશકારિણી છે. ક્ષમાથી શું શું સિદ્ધ થતું નથી ? જેના હાથમાં શાન્તિરૂપી ખાંડું છે, તેને દુર્જન શું કરી શકે છે ? ૩

પર. દ્વેષ, ધિક્કાર અને ક્રોધ એ બીજાની જાત કરતાં પોતાને વધારે નુકસાનકર્તા છે.

૫૩. સંપ એ જીવનરક્ષિત અજેય કિલ્લો છે.

૫૪. કુસંપ એ જીવનવિનાશક વિકરાળ રાક્ષસ છે.

૫૫. બોલવા કરતાં કરી બતાવવું એ પોતાના મુદ્દાને વધારે જોશ આપનાર થઇ પડે છે.

૫૬. પરોપકારસમાન બીજું પુણ્ય નથી અને અન્યને દુઃખ દેવાસમાન બીજું પાપ નથી.

૫૭. ધીરજ માતા સમાન છે ને લજ્જા બહેન સમાન છે; માટે મુમુક્ષુએ અંત સુધી એ બન્નેનો ત્યાગ કરવો નહિ.

૫૮. પ્રીતિ કરવી સહેલ છે પણ નિભાવવી કઠણ છે.

૫૯. અધ્યાત્મજ્ઞાન માટે જે કર્મ કરવામાં આવે, તે આરંભમાં વિષતુલ્ય હોય છે, પરંતુ પરિણામે અમૃતતુલ્ય થાય છે; માટે અધ્યાત્મજ્ઞાન માટે કર્મ કરવાં.

૬૦. વિષયપ્રાપ્તિ માટેનાં કર્મ આરંભમાં અમૃતતુલ્ય જણાય છે, પરંતુ પરિણામમાં વિષતુલ્ય નીવડે છે એટલે તે નર્ક આપનારાં થાય છે; માટે તેનો ત્યાગ કરવો.

૬૧. પુણ્યનું ફળ સુખ છે, પાપનું ફળ દુઃખ છે; માટે દુઃખ આવે ત્યારે પાપ મટે છે એમ જાણી આનંદમાં રહેવું.

૬૨. પોતાના અંતઃકરણને એવું રાખવું કે, કોઈ પણ વખતે તેનો કોઈ ફોટો લે તો તે વખતે હૃદય શુભ વિચારવાળુંજ હોય. તેમાં પારકા દોષ જોવારૂપ દુર્ગુણ પડવા દેવાજ નહિ. તે દોષ પડવાથી તો ઘણીજ હાનિ થાય છે.

૬૩. દુઃખ તો સર્વને છે; કેમકે જગત દુઃખરૂપ છે. જેમ માણસમાત્રને હાથપગ આદિ અંગ છે, તેમ દુઃખ પણ પોતાનાં કર્મનું ફળ છે. કોઈ કહે કે, મારે હાથ કેમ? તે જેમ ભૂલ છે, તેમ દુઃખનું સમજવું. માટે તેનો ઉપાય એ કે દુઃખનું સ્મરણ ન કરવું.

૬૪. તમામ તરફની અનુકૂળતા હોય, તોજ પરમાર્થ સાધી શકાય છે એવું નથી. એવી કોઈ સ્થિતિ નથી કે, જેમાં આતુર ઇચ્છાવાન શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક સાધન સર્વોત્તમ પ્રકારે સાધી શકે નહિ. સાધારણ રીતે લોકો પારકાને દોષ ઓઢાડી પોતે નિર્દોષ રહે છે; પરંતુ ખરું જોતાં પોતાનો પ્રમાદજ હાનિના કારણરૂપ હોય છે.

૬૫. જે માણસ જેવી દૃષ્ટિથી જગતને જુએ છે, તેને તેવુંજ તે દેખાય છે.

૬૬. પોતાની જાતિ કે સમાન વર્ગમાં હલકી સ્થિતિવાળાને પણ ઉત્તમ માની તેની સાથે સર્વ વ્યવહારમાં નીચા અનુસંધાનથી રહેવું એજ ઉત્તમ પુરુષનું લક્ષણ છે.

દોહો—અધમાધમ અધિકો પતિત સકળ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શુંય ?

માટે એજ ખરું સાધન છે. શ્રીકૃષ્ણ ભગવાને એવું કર્યું કે, જે તેમના જનજ કરી શકે છે. આ ઉપાયથી માન, બડાઇ અને ઇર્ષ્યા જીતી શકાય છે અર્થાત્ એ ત્રણેનો નાશ થાય છે.

૬૭. કોઈ દુર્ગુણ, દોષ કે અયોગ્ય આચરણને ટાળવા માટે પ્રયત્ન કરવા છતાં વિજયી થવાતું ન હોય તો તેનું કારણ એ હોય છે કે, પોતાના દોષ, દુર્ગુણ કે અયોગ્ય આચરણ પુનઃ યાદ આવવાથી, તે છૂટવાને બદલે વધારે દૃઢ થતાં જાય છે, જેથી તે ટાળવા માટે તેનું વિસ્મરણ કરવું. જો તે દોષોને મન યાદ કર્યો કરે, તો તેને શુભ વિચારમાં કે શુભ વસ્તુના કે શ્રીરાધાકૃષ્ણ પ્રભુના ધ્યાનમાં જોડવું અને તેમાં રહેલો લાભ, મીઠાશ તથા સુખના અખૂટ ઝરા વગેરેના ચિંતનથી દુર્ગુણાદિનું વિસ્મરણ કરવું.

૬૮. સંબંધીજનોના વિચાર તથા વર્તનને ન જોતાં તેમનાં કલ્યાણ તરફજ ધ્યાન આપવું. જ્યારે તેઓ જોશે કે, આપણે તેમના કલ્યાણમાંજ તત્પર રહીએ છીએ, ત્યારે તેઓ આપણા પ્રત્યે પોતાનું પ્રતિકૂળ વર્તન છોડી દઇ આપણનેજ અનુસરશે.

૬૯. નિરંતર પ્રસન્ન હૃદય ઉપર શુભ સંસ્કાર પાડવાથી પ્રાપ્ત થનાર દરેક સ્થિતિમાં સુખને નીરખવાનો મનને અભ્યાસ પડે

છે. પછી તેને કોઇ વસ્તુ અરુચિકર જણાતી નથી. જેમાંતેમાં સુખ, આનંદ, રસજ્ઞતા અને માધુર્યને જોવાનો અભ્યાસ પાડવાથી પોતાના મનને શાંતિ મળે છે અને કૃપણતા તથા અંધકાર નાશ પામી અધિક તેજસ્વિતા આવે છે.

૭૦. શરીરમાં જ્યાંસુધી થોડાક પણ ઝેરનો આવેશ હોય ત્યાંસુધી અરોગ્યતા ગણાય નહિ; તેમ જ્યાંસુધી અહંકાર છે ત્યાંસુધી ભક્તિ થતી નથી. અહંકાર નિર્મૂળ કપાઈ ગયા છતાં ચિત્ત ક્ષણમાત્ર પણ તેને (ક્રોધને) લાવે, તો તે પાછો જીવતો થઈને, વર્ષાઋતુમાં વાયુએ પાછા આણેલા મેઘની પેઠે સેંકડો વિક્ષેપોને ઉત્પન્ન કરે છે. માટે તેના બીજરૂપ માયા, વાસના તથા તેના કાર્યરૂપ વિષયનો ત્યાગ કરવો ને આત્માનુસંધાનમાં તત્પર રહેવું.

૭૧. પરમાર્થ સાધવાની ઇચ્છામાં મનુષ્યમાત્રના કર્તવ્યનો અંત આવી જાય છે. તો તે કર્તવ્ય એજ છે કે, જેમ સમુદ્રમાં લહેરો સ્વભાવથીજ ઊઠે છે, તેમ બ્રહ્મના સ્વભાવથી થયેલું જગત બ્રહ્મરૂપ છે, પણ તેમાં કલ્પાયેલ મિથ્યા જડરૂપ અવિદ્યાના કારણથી નામરૂપ મિથ્યા છે અને સત્‌રૂપ અસ્તિ ભાસે છે તે, પ્રિયરૂપે આત્માજ છે એવું આત્માનુસંધાન રાખી, યથાર્થ સમજી, દ્વંદ્વધર્મો આત્માના નથી એવો નિશ્ચય કરી, સર્વ પ્રવૃત્તિ ભગવતસેવા માટે છે એમ માનીને શ્રીરાધાકૃષ્ણજીનું સ્મરણ કરવું એજ કર્તવ્ય છે.

૭૨. સર્વ ઇન્દ્રિયોના વિષયનું જ્ઞાન એકલી ચક્ષુ–ઇન્દ્રિયને થાય છે. સાધનવાળાના હૃદયને ક્ષોભ કરે એવા સ્ત્રી આદિ વિષયનું જ્ઞાન પણ ચક્ષુ ઇન્દ્રિયદ્વારાજ થાય છે. માટે ધ્યાન, ધારણા અને સમાધિમાં નાસાગ્ર દૃષ્ટિ રાખવી. હમેશાં દૃષ્ટિ નીચી રાખવી. વગરકારણે દૃષ્ટિ ફેલાવવી એ મહાહાનિકારક છે. જેમ કોઇ સજ્જન માટે દરવાજો ઊઘડે એટલે અસજ્જન અને પચીસ તોફાની પણ

દાખલ થઈ જાય છે અને સજ્જન ક્યાં ગયા તે તો કોઇ જાણી શકતું પણ નથી અને તોફાનીઓને સર્વત્ર કલેશ કરવા છતાં કાઢવા કઠણ પડે છે, તેમ ચક્ષુદ્વારા જે દુષ્ટ સંસ્કાર પડશે, તે ઘણા ઉપાયથી પણ મટશે નહિ, માટે દૃષ્ટિને નિયમમાં રાખવી.

૭૩. આપણે વર્તમાનમાં જે અનુકૂળતા–પ્રતિકૂળતા ભોગવીએ છીએ તે આપણાંજ કર્તવ્યનું ફળ છે; માટે ઈશ્વરનો ઉપકાર માની ધર્મપૂર્વક વધારે સમય વીતે તે માટે પ્રયત્નવાન રહેવું. જેલમાં કેદી જે શિક્ષા ભોગવે છે, તે પોતાના કૃત્યનું ફળ છે; તેમ છતાં જો તે તેમાં રાજી રહે નહિ અને ફરજ બજાવવામાં કસૂર કરે તો વધારે શિક્ષાને પાત્ર થાય છે; પરંતુ જો રાજી રહીને ફરજ બજાવે તો પરમ લાભ–શિક્ષાથી મુક્તિ–મેળવે છે. માટે અનુકૂળતા કે પ્રતિકૂળતાને પોતાનાં કર્તવ્યનું ફળ સમજીને અનુકૂળમાં રાજી અને પ્રતિકૂળમાં દુઃખી નહિ રહેતાં હમેશાં સમાનભાવે રહેવું.

૭૪. શ્રીગુરુમહારાજનો એજ સિદ્ધાંત છે કે, સ્વાર્થ–પરમાર્થમાં સર્વનું સારુંખોટું સહન કરવું. પોતે પ્રતિકૂળતા વેઠી કોઇના ગુણદોષ નહિ જોતાં સર્વને અનુકૂળતા કરી આપવી, એજ સ્વાર્થ–પરમાર્થમાં તથા ઈશ્વરપ્રાપ્તિમાં સાધનરૂપ છે.

૭૫. આપણને સુખ ભોગવવાં પ્રિય લાગે છે અને એમાં સમય વહી જતાં જણાતો નથી; તેમ દુઃખ, અપમાન આદિ પણ આપણાંજ કૃત્યોનું ફળ હોવાથી, તેમાં પણ મુમુક્ષુએ નિરાધાર રહીને શાન્તિ રાખવી અને ઈશ્વરનો ઉપકાર માનવો. આવા વિચારથી નિરાધારતામાં ધીરજ લાવતાં શીખવું એ સમાધિ કરતાં વિશેષ છે; એજ શ્રીગુરુમહારાજનો સિદ્ધાંત છે.

૭૬. આપણે પ્રથમ પુષ્ટ વિચાર કરી કર્મ કરવું; કેમકે મન,

વચન અને કર્મવડે થયેલું કર્મ ફળ આપ્યા વિના રહેતું નથી. જેમ દારૂડિયાના હાથમાં જ્યાંસુધી દારૂની બાટલી છે ત્યાંસુધી તેને તે જો ધારે તો ગટરમાં નાખી દઈ શકે છે, પણ જો તે તેનું પાન કરશે તો તે (દારૂની બાટલી) પોતાનેજ ગટરમાં નાખી દેશે. આથી બુધ્ધ વિચાર કરીને કર્મ કરવું.

૭૭. આ લોકના સુખની ઇચ્છા કરનારને પરલોકનું સુખ પ્રાપ્ત થતું નથી ને પરલોકના સુખની ઈચ્છાવાળાને મોક્ષ મળતો નથી. સર્વ વિષયસુખને કાગવિષ્ઠા સમાન ગણનાર વૈરાગ્યવાનજ ઈશ્વરની પ્રાપ્તિ કરી શકે છે.

૭૮. મોટા પુરુષો પારકાના સરસવ જેટલા દુઃખને મેરુ-સમાન માને છે અને પોતાના મેરુ સમાન દુઃખને સરસવ-સમાન જાણે છે.

૭૯. શરીરની અંદર વિકાર થવામાં એકલું તન નથી, મન પણ છે. માટે મનને ઉચ્ચ ભાવનાવાળું રાખતાં શીખવું એ શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિના કારણરૂપ છે.

૮૦. સામાના ઉપકારનો બદલો વાળી ન શકાય તો તેની સાથે પૂજ્યબુદ્ધિ રાખવી; નહિ તો કૃતઘ્નતાનો દોષ આવે છે.

૮૧. સમજ્યા વિનાનું વાંચ્યું તે વાંચ્યું કહેવાય નહિ, પણ સમજવાના દ્વારને ઢાંક્યું કહેવાય; માટે સમજીને વાંચવું.

૮૨. ઈશ્વરપ્રાપ્તિના ઉપાયને જાણનાર કરતાં ઈશ્વરપ્રાપ્તિના વિઘ્નને જાણનાર ઉત્તમ ગણાય છે.

૮૩. હમેશાં સ્વાભાવિક કર્મમાં પણ પાપ થાય છે. પાપ સિવાયનાં જે કર્મ થાય તેજ ધર્મને ઉત્પન્ન કરે છે; પરંતુ જે ધર્મથી ઈશ્વરપ્રાપ્તિ ન થાય તે ધર્મ નથી પણ નિષ્કામ-કર્મ એજ ધર્મ છે.

૮૪. ભૂંડી ભાર્યા, કુભાંડી મિત્ર, સામું બોલનારો ચાકર તથા કાચા કાનનો ઉપરી એ પ્રાણઘાતક છે.

૮૫. સામાના ક્રોધને શમાવવાને ખરો ઉપાય મૌન છે અને પોતાના ક્રોધને શમાવવાનો ઉપાય એ છે કે, જગત ઇશ્વરાધીન માનવું અર્થાત્ જગત પરતંત્ર હોઈ જે કરે છે તે બધું ઇશ્વરજ કરાવે છે, તેમાં બીજા ઉપર ક્રોધ કરવો વૃથાજ છે.

૮૬. દુર્જનોને જીતવાનો ઉપાય ક્ષમાજ છે, ક્ષમાવાન તો શાંત હોય છે. વિનયથી દુર્જન વશ થાય છે.

૮૭. પ્રાણીમાત્ર સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ માટે ઉદ્યમ કરે છે, પણ સુખની પ્રાપ્તિ નહિ થતાં દુઃખની પ્રાપ્તિ થાય છે તેનું કારણ અયથાર્થ ઉદ્યમજ છે. જો સત્શાસ્ત્ર અને સદ્ગુરુના ઉપદેશથી યથાર્થ ઉદ્યમ કરવામાં આવે તો નક્કી સુખ પ્રાપ્ત થાય છે અને દુઃખનો અંત આવે છે.

૮૮. સર્વનું–એટલે જાતિ, કુટુંબ કે સાધકવર્ગનું શ્રેય કરવું હોય, તેમણે ભેદ, દ્વેષ અને અહંકાર છોડી શુદ્ધ અંતઃકરણથી કરવું; નહિ તો આકાશથી ઉત્પન્ન થયેલા અંતઃકરણમાં જેમ રાગદ્વેષવાળા વિચારો બૂરાં ફળ આપે છે, તેમ ઉપલા દોષોવાળાં આંદોલનો ચિદાકાશમાં મળી, પોતાનાં સ્વજાતિ દોષોવાળાં આંદોલનોને આકર્પીને તે વિચારનાં આંદોલનોનું ફળ સમષ્ટિ જગતમાં દુઃખ અને કલેશને ઉત્પન્ન કરે છે.

૮૯. આપણને કોઈ પ્રમુખ ઠરાવે અથવા ઉત્તમ આસને બેસાડે, તો આપણે એ અધિકારને લાયક નથી પરંતુ સર્વેના કૃપાપાત્ર છીએ એમ જાણવું. સર્વેએ કૃપા કરીને એ અધિકાર આપ્યો છે, એમ માની ગુનેગાર માફક સંકોચ રાખવો અને ઇશ્વરનો આભાર માની સર્વેની કૃપાકાંક્ષા રાખવી.

૯૦. પ્રથમ કથાકારે, પ્રભુના ગુણાનુવાદ શ્રવણ કરનાર પ્રત્યે આવો વિચાર કરવો કે, "મને પ્રભુના ગુણાનુવાદનું વિસ્મરણ થઇ જાત, તે આપે કૃપા કરી યાદ કરાવ્યા કે જેથી કરીને મારું મન શુદ્ધ થશે." તે લાભ શ્રોતાથી થયો છે એમ માની, લાભ થયા પછી પણ કૃતઘ્નતા ન આવે માટે શ્રવણ કરાવવું તથા શ્રોતામાં પૂજ્યભાવ રાખી દર્શન કરવાં; નહિ તો અહંકાર ઉત્પન્ન થઇ સોનાની બેડી જેવું બંધન થાય છે. શ્રોતાએ વક્તાને શ્રીશુકદેવજીસમાન માની તેના દોષ ન જોતાં–તે વચન તો મોટા પુરુષનાં છે–એમ માની સારગ્રાહી થવું, તેમાં બન્નેને લાભ છે.

૯૧. જપ, તપ, વ્રતાદિ કરીને તેમાં જૂઠ, નિંદા, પ્રપંચ આદિ દુરાચરણ કરવાં નહિ; કેમકે તેમ કરવાથી શુભ કર્મનું ફળ મળતું નથી અને ઊલટો શુભકર્મ કર્યાનો અહંકાર બંધાય છે.

૯૨. શુભ કર્મ કરવાથી શુભમાં પ્રીતિ થાય છે; કેમકે શુભ કર્મ પ્રકાશરૂપ છે, એટલે પુષ્પની માળા, ચંદન, સ્ત્રી આદિ વિષયો પ્રાપ્ત થાય છે. જ્યારે એથી પણ વધારે શુભ કર્મનું પુણ્ય એકઠું થાય છે, ત્યારે સર્વ સુખના સ્થાનરૂપ શ્રીકૃષ્ણચંદ્રમાં પ્રીતિ થાય છે. એમ શુભકર્મ પરિણામે ઇશ્વિરપ્રાપ્તિ કરાવનારાં છે અને અશુભકર્મ અંધકારરૂપ છે. તેનું ફળ પાપ છે અને એ પાપથી તો દુઃખકર એવાં પરસ્ત્રી, ચોરી, મદિરાદિ અનિષ્ટ વિષયોમાં પ્રીતિ થાય છે અને નીચ ગતિને પમાય છે; માટે શુભકર્મી થવું.

૯૩. સંસારમાં મોક્ષમાર્ગનાં જે સાધનો છે, તે ધર્મ, અર્થ અને કામને તો જરૂર પ્રાપ્ત કરે છે. જેમ હીરો પ્રાપ્ત થતાં તેને રૂપિયા, આના ને પાઇ તો મળીજ ચૂકી ગણાય, પણ પારસમણિવાળાને તો તે ક્ષુદ્ર નાણામાં પ્રીતિ થાયજ નહિ. માટે મોક્ષની ઇચ્છાવાળાએ ધર્મ–અર્થમાં પ્રીતિ કરવી નહિ.

૯૪. મોક્ષની પ્રાપ્તિ વિચારથી કે કહેણીથી થતી નથી, પણ વિચાર પ્રમાણે કહેણી ને કહેણી પ્રમાણેજ રહેણીથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે મુમુક્ષુએ એ ત્રણેની પ્રાપ્તિ કરવી.

૯૫. જે સ્થિતિની પ્રાપ્તિ કરવા તથા જેનો અનુભવ લેવા ધાર્યો હોય તે સ્થિતિના સંસ્કારો આંતરમન ઉપર પાડવા; એટલુંજ નહિ પણ તે કરવામાં જોઈતું બળ, શ્રદ્ધા અને દૃઢ સંકલ્પ હશે, તોજ તે સ્થિતિનો અનુભવ થશે.

૯૬. વિશેષ ધર્માચરણ કરનાર કે અલ્પ ધર્માચરણ કરનાર એ બન્નેને ફળ વખતે પસ્તાવો થવાનો છે; કેમકે સ્વલ્પ આચરેલો ધર્મ મહાન ભયથી ઉગારે છે, એટલે સ્વલ્પ ધર્માચરણ કરનારને તે વધારે કરવાનો ને વધારે ધર્માચરણ કરનારને મોક્ષ નહિ મળ્યાનો પસ્તાવો થશે. માટે *સત્સંગમાં આળસ તજી દેવભૂમિ જેવા* વિશાળ અંતઃકરણવાળા થવું, જેથી ઉત્તમ વિચારરૂપી કલ્પવૃક્ષ જામે, પરંતુ ખારોડ-ભૂમિ જેવા આળસુ અંતઃકરણવાળા થવું નહિ કે જેથી તેમાં બીજ ઊગી શકેજ નહિ.

૯૭. મોક્ષમાર્ગમાં ઉત્સુક થનારને પણ પોતાપણાનું એટલે દેહાત્મભાવનું બલિદાન આપ્યા સિવાય ઈશ્વરપ્રાપ્તિ થતી નથી. માટે હું દેહ છું એ પ્રથમ છોડી, 'હું આત્મા છું' એમ માની આત્મભાવના કરવી.

૯૮. આપણા પ્રત્યેક વિચાર ગમે તે રીતે આપણા અંતઃકરણમાં, આપણા શરીરમાં તથા આપણા આધ્યાત્મિક જીવનમાં ફેરફાર કરે છે; માટે ઉત્તમ વિચાર કરી ઉત્તમ સ્થિતિ માટે ત્વરા રાખવી; કેમકે ઘણા માણસો ઉત્તમ વિચાર કરે છે, પણ તેને ફળ, ફૂલ, પત્ર વગેરેથી અલંકૃત કરનારી ન્યૂનતા રાખે છે. વૃક્ષ વાવવાથી ફાયદો નથી પણ પુષ્પ-પલ્લવથી ફલિત થયે

લાભ છે, તેથી માત્ર વિચાર નકામા છે.

૯૯. આ વિશ્વવિદ્યાલયમાં શિક્ષકો ઘણા છે. હર્ષ–શોક, સુખ–દુઃખ, જય–પરાજય ઇત્યાદિ સઘળા શિક્ષકનું કામ કરે છે અને પ્રત્યેક ભિન્નભિન્નરૂપે ઘણાં શરીર ધારણ કરીને આવે છે. તેમાં કોઈપ્રસન્નતાથી સુખપૂર્વક બોધ આપે છે અને કોઈ અપ્રસન્નતાથી ક્રોધે ભરાઇ બોધ આપે છે; પણ પ્રત્યેક કાંઇ ને કાંઈ હિતકર શિક્ષા આપી જાય છે. માટે જગતમાં સૂપડાની માફક સારગ્રાહી થવું. જેમ શ્રીદત્તાત્રય મહારાજે ચોવીસ ગુરુ કર્યા હતા, તેમ સારગ્રાહી થઈ શિક્ષા લેનાર ઉત્તમતાને પામે છે.

૧૦૦. દોષદર્શન એ નિંદા છે અને નિંદા કરનાર પારકાં પાપ પોતાને શિર લે છે અને પોતાનાં પુણ્ય સામાને અર્પણ કરે છે. માટે દોષદર્શનરૂપ નિંદા કરવાથી મહાહાનિ થાય છે.

૧૦૧. જેમને પોતાના કુટુંબમાં કે જાતિમાં સંપ રાખવાની તથા પોતાને અનુકૂળ વર્તાવવાની ઇચ્છા હોય, તેમણે તેમની પ્રીતિ, વર્તન કે તેમના દોષ સામું ન જોતાં, નિરંતર તેઓને તન, મન ને ધનથી સુખ થાય તેમ વર્તવું. એથી સંપ રહેશે, તેઓ આપણને અનુકૂળ વર્તશે અને પોતે પણ સુધરશે. તેમજ આપણને પણ શાંતિ તો રહેશેજ.

૧૦૨. વેપારીની તથા સંસારી મુમુક્ષુની (ઓછો આચાર, અન્નની ઓછી શુદ્ધિ તથા કુટુંબની શુદ્ધ જીવિકા નહિ હોવાથી) કમાઇ સારી નથી એવો ક્લેશ વેઠી ત્યાગી પણ અંતઃકરણ બગાડે છે; પરંતુ તેણે સમજવું જોઇએ કે, બધી દુનિયા પાપવાળી થઈ જાય તોપણ ઈશ્વરના જનને શુદ્ધ આહાર મળે છે. ત્યાગીએ ક્ષુધાથી ચાર આની ઓછું, શરીરને અનુકૂળ અને ઓછા રસકસવાળું ભોજન ભગવત–અર્પણ કરી લેવું એ પવિત્ર છે અને ભગવત–નૈવેદ થયેલી શુદ્ધ જીવિકા ઉપરના નિયમે

લેવી એજ શુદ્ધ છે; ભૂખ કરતાં વધારે ને તીખા-ખાટા રસકસવાળા પદાર્થ અંતઃકરણને બગાડે છે.

૧૦૩. સ્વાત્મબળમાં દૃઢ શ્રદ્ધા રાખનાર આજે સર્વ મૂડી ખરચી નાખે, તોપણ કાર્યપ્રસંગે જે જોઇએ તે તેને આવી મળે છે અને ભવિષ્યમાં અનિષ્ટની ચિંતાએ સંગ્રહ કરનાર અનિષ્ટને આમંત્રણ કરે છે, પણ આ વાતમાં અધિકારનો વિચાર રાખવાનો છે.

૧૦૪. ઘણા માણસ પારકાને સુધારવાને તથા બીજાના દોષ કઢાવવાના કલેશમાં પોતાના દોષ દેખી શકતા નથી. કાંટા વાગે નહિ તે માટે પૃથ્વીને ચામડાથી મઢવા કરતાં જોડા પહેરનાર સમજુ છે.

૧૦૫. દાન કરનારે આ લોક કે પરલોકના સુખની કે આબરૂની ઇચ્છા રાખવી નહિ. સર્વ શ્રીપ્રભુનુંજ અને તે આપણા હાથે અપાવે છે તેમાં તે પ્રભુની પોતાની કૃપાજ છે. તેણે જે કામ આપણને સોંપ્યું તે આપણી ફરજજ છે, એમ સમજવું અને વચ્ચે પોતાનું નામ દાતા તરીકે આવે તો તે ગ્લાનિની વાત છે.

૧૦૬. આત્મ-અનુભવનો થોડો પણ પ્રકાશ ઘણી બાબતોને પ્રત્યક્ષ જણાવે છે. જેમ સૂર્યના કિરણનું ચાંદરણું પાસે ઊડતા પરમાણુને પ્રત્યક્ષ દેખાડે છે તેમ.

૧૦૭. સર્વાત્મભાવ થાય ત્યારે સર્વ પોતાનેચાહે છેઅને વેરવાળા મનુષ્યો પણ તેમની નજીક સ્નેહભાવથી વર્તે છે. તેવીજ રીતે પ્રાણીમાત્ર તેની સાથે વેર છોડી સ્નેહભાવથી વર્તે, તે મહાદશા છે.

૧૦૮. સર્વથી અગત્યની બાબત તો એ છે કે, દરેક શુભ કર્મમાં કે ધ્યાનભજનાદિમાં પણ દીનતા-નમ્રતા આવે, અહંકાર મટે, દેહાત્મભાવ થાય અને સર્વમાં ઇશ્વબુદ્ધિપૂર્વક દાસભાવથી ઈશ્વરસ્મરણ થાય, તેજ છૂટવાનો ઉપાય છે.

શ્લોકઃ—अभिमानं सुरापानं गौरवं घोररौरवं ।
प्रतिष्ठा सुकरिविष्टा त्रयंत्यक्त्वा सुखी भवेत् ॥

અર્થાત્ઃ—અભિમાન એ મદ્યપાનરૂપ છે, ગૌરવ એ ઘોર નરકરૂપ છે અને પ્રતિષ્ઠા એ ભૂંડણની વિષ્ટારૂપ છે—એ ત્રણે છોડીને સુખી થવું.

૧૦૯. મોટા પુરુષો દરેક કાર્ય બહુજ ધીરજથી કરે છે અને એની એ વાત વારંવાર મુમુક્ષુને પણ કહે છે. તેથી જાણે પુનરુક્તિ દોષ જેવું દેખાય છે; પણ તેમ નથી. પોતાને જે ધર્મ સૂઝે છે તે સામાને સુઝાડવા માટેજ ઉલટાવીને કહે છે, તરત કહે તો શ્રદ્ધા રહે નહિ. કોઈ વાર ઊલટી લાગતી ક્રિયા હોય, પરંતુ તેના ફળ વખતે તે જણાવે છે તે ક્રિયા ધર્મવાળી ને સુફળવાળી હોય છે ત્યારે ઘણોજ સ્નેહ થાય છે.

શ્લોકઃ—नपाणिपाद चपलो न नेत्रचपलोऽनृजुः ।
न च वाक्चपलश्चैवमिति शिष्टस्य लक्षणम् ॥

અર્થાત્ઃ—હાથપગ હલાવ હલાવ ન કરવા, આંખ ફેરવ ફેરવ ન કરવી, કુટિલતા ન રાખવી અને બડબડ બોલ્યા ન કરવું, આ શિષ્ટનાં લક્ષણ છે.

૧૧૦. દસ ઇન્દ્રિયો તથા અગિયારમું મન વશ કરવાં. પોતાને તથા જગતને બ્રહ્મરૂપ માની, પરબ્રહ્મ એવા પરમાત્મા યુગલસ્વરૂપ શ્રીરાધાકૃષ્ણના શ્રવણ, કીર્તન, ભજન તથા ધ્યાનમાં રહેવું, એજ કલિયુગમા ઈશ્વરને પામવાનો રસ્તો છે.

૧૧૧. શબ્દને શ્રીરાધાકૃષ્ણના નામધ્વનિમા જોડવો. ટાઢ, તડકો અને ત્વચાને જીતવી. બધે શ્રીરાધાકૃષ્ણની ભાવના કરી અગર પ્રભુમૂર્તિ સામું ત્રાટક કરી, નેત્રઇન્દ્રિયને ( રૂપને ) જીતવી ને

ચાલતી વખતે નીચી દૃષ્ટિ રાખવી. દેહનિર્વાહ જેટલું ઓછા રસકસવાળું અને શરીરને અનુકૂળ ભોજન ક્ષુધાથી બાર આની લેવું. રૂપરસનો ત્યાગ કરી ભગવતનૈવેદ્ય જમીને રસના (જિહ્વા)ને જીતવી. જ્યાં જ્યાં દુર્ગંધ હોય ત્યાં ત્યાં આપણા શરીરથી તે સારું છે એમ સમજવું; કેમકે તે બીજી વસ્તુને બગાડતાં નથી; પરંતુ શરીરના સંગથી તો તમામ વસ્તુ બગડે છે. માત્ર તુલસી આદિની સુગંધી લેવી અને એ રીતે ગંધને જીતવી. સત્ય, હિતપ્રિય તથા ભગવતસ્મરણ વિના બીજું ન બોલતાં મૌનથી વાણીને જીતવી. ભગવતસેવા અને સંતસેવા કરવી કે માળા ફેરવવી અથવા વેપારવાળાએ શુદ્ધ જીવિકા મેળવવામાં હાથને રોકીને તેને જીતવા. પાદને આસનથી જીતવા. પાયુને સૂક્ષ્મ ભોજન કરી ધ્યાનભજનમાં અધોવાયુ કે મલોત્સર્ગ ન થાય તેમ જીતવી. મનને પ્રાણાયામથી એટલે પ્રાણ જીતવાથી કે ઉપસમ (વૈરાગ્ય) વડે જીતી પ્રભુનું સ્મરણ, શ્રવણ, કીર્તન, ભજન–ધ્યાન કરવું એજ કર્તવ્ય છે.

### श्लोक

अक्रोध वैराग्यजितेन्द्रियत्वं। क्षमा दया सर्वजनप्रियत्वं॥
निर्लोभ दाता भयशोकहर्ता। ज्ञानस्य चिह्नं दश लक्षणानि॥१॥

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहिता।
मित्रेऽव्यंचकता गुरौ विनयता चित्तेति गंभीरता॥
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेति विज्ञानिता।
रूपे सुन्दरता हरौ भजनिता सत्स्वेव संदृश्यति॥२॥
गर्वं नोद्वहति न निंदति परान्नो भाषते निष्ठुरं।
प्रोक्तं केनचिदप्रियं च सहते क्रोधं च नालंबते॥

श्रुत्वा काव्यमलक्षणं परकृतं संतिष्ठते मूकवत् ।
दोषांश्छादयते स्वयं न कुरुते ह्येतत्सतां लक्षणम् ॥३॥
वाञ्छा सज्जनसंगमे परगुणे प्रीतिर्गुरौनम्रता ।
विद्यायां व्यसनं स्वयोषितिरतिर्लोकापवादाद्भयम् ॥
भक्तिः शूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले-।
ष्वेते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नमः ॥४॥

अविरुद्धमनुद्वेगं समभावचराचरम् ।
अहं मम परित्यज्य परोधर्मः स उच्यते ॥५॥
अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥६॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥७॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥८॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥९॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१०॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥११॥
तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१२॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः॥१३॥

અર્થાત્:–ક્રોધ ન રાખવો, વૈરાગ્ય રાખવો, ઇંદ્રિયો જીતવી, ક્ષમા રાખવી, દયા રાખવી, માનવમાત્રને પ્રિય થવું, લોભ-રહિત રહેવું, દાન આપવું, ભય હરવો અને શોક હઠાવવો એ દશ જ્ઞાનનાં લક્ષણ છે. ૧.

ધર્મ વિષે પરાયણતા, વાણી વિષે મધુરતા, જ્ઞાન વિષે ઉત્સાહ, મિત્ર વિષે નિષ્કપટતા, ગુરુ વિષે વિનય, ચિત્ત વિષે ગંભીરતા, આચાર વિષે પવિત્રતા, ગુણ વિષે રસિકતા, શાસ્ત્ર વિષે જ્ઞાન, રૂપ વિષે સુંદરતા અને હરિ વિષે ભક્તિ એ સત્પુરુષોમાંજ દર્શન દે છે. ૨

ગર્વની ઝાળ કાઢતો નથી, પારકાના અન્નને નિંદતો નથી, નઠોર બોલતો નથી, કોઇ અપ્રિય બોલે તોય ક્રોધનો આશરો લેતો નથી, તેમજ બીજાનું બનાવેલું લક્ષણહીન કાવ્ય સાંભળીને મૂગાની જેમ રહે છે, પરાયા દોષોને ઢાંકે છે ને પોતે દોષ કરતો નથી–આ સત્પુરુષનું લક્ષણ છે. ૩.

જેને સજ્જન સમાગમનીજ ઇચ્છા છે, પારકાના ગુણ વિષે જેને નીતિ છે, જે ગુરુને વિષે નમ્રતા રાખે છે, જેને વિદ્યાનો વ્યાસંગ છે, જે સ્વપત્ની વિષે પ્રીતિયુક્ત છે, જે લોકના અપવાદથી ભય રાખે છે, જે શૂલધારી ભગવાન શંકરમાં ભક્તિ રાખે છે અને જે ખળોના સંસર્ગથી મુક્ત છે–તે નિર્મલ ગુણવાળા એ નરોને નમન હો. ૪.

સત્યથી વિરુદ્ધ નહિ એવું, કોઇનેય ઉદ્વેગ ન કરનારું ચર તથા અચરને વિષે સમભાવ રાખનારું, તેમજ અહંતા અને મમતાથી પર એવું જે વર્તન તે પરમ ધર્મરૂપ કહેવાય છે. ૫.

જે મારો ભક્ત સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનાર, મિત્રભાવે વર્તનાર, કરુણાવાળો, મમતારહિત, અહંકારરહિત, સુખ–દુઃખમાં સમદષ્ટિવાળો, ક્ષમાશીલ, સદા સંતોષી, સમાહિત ચિત્તવાળો મનને વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં અર્પણ કરેલાં મન–બુદ્ધિવાળો હોય છે તે મને પ્રિય છે. ૬,૭.

જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી તથા જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગથી મુક્ત છે, તે મને પ્રિય છે. ૮.

જે મારો ભક્ત સ્પૃહાવિનાનો, પવિત્ર, દક્ષ–ચતુર, પક્ષપાત રહિત, વ્યથાથી મુક્ત અને સર્વ આરંભોને તજનારો છે, તે મને પ્રિય છે. ૯.

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી અને શુભાશુભનો ત્યાગ કરનારો તથા ભક્તિમાન હોય છે, તે મને પ્રિય છે. ૧૦.

વળી જે શત્રુ કે મિત્ર ઉપર, માન કે અપમાનમાં તથા ટાઢ, તાપ, સુખ કે દુઃખમાં સમાન ભાવવાળો અને સંગરહિત હોય છે; તથા નિંદા અને સ્તુતિને સમાન માને છે, મૌન ધારણ કરે છે, જે કોઇ પણ પ્રકારે સંતુષ્ટ રહે છે, સ્થાન વિનાનો હોય છે અને સ્થિર બુદ્ધિવાળો તથા ભક્તિમાન હોય છે તે મનુષ્ય મને પ્રિય છે. ૧૧,૧૨.

મારા પરાયણ અને શ્રદ્ધાળુ એવા જે ભક્તો ઉપર કહેલા આ ધર્મરૂપ અમૃતનું સેવન કરે છે તેઓ મને અત્યંત પ્રિય છે. ૧૩.

૧૧૨. જીવન્મુક્ત અર્થાત્ જેને દેહનું ભાન નથી એવા પુરુષ વિના મુમુક્ષુએ એકલા કે એકાંતમાં રહેવું નહિ.

૧૧૩. થોડામાં થોડો પણ સ્વધર્મ આચર્યો હોય તો,

અર્થાત્ માતાપિતાની સેવા, ગુરુસેવા કે વર્ણાશ્રમધર્મ પણ આચર્યો હોય, તો તે મહાભયથી છોડાવે છે.

૧૧૪. મુમુક્ષુએ રોગ મટાડવા માટે કે પુષ્ટિ માટે ધાતુ, માત્રા આદિ ખાવું નહિ; કેમકે તેથી કામરૂપ પરમ વૈરી વૃદ્ધિ પામે છે અને જન્મમરણના રોગને પ્રાપ્ત કરે છે.

૧૧૫. આત્મચિંતનરૂપ વેલીને ઉદાસીનતારૂપ જળથી સિંચન કરવું.

૧૧૬. મુમુક્ષુએ કોઈ પ્રાચીન ગ્રંથના આધાર વિના વ્યાખ્યાન કરવું નહિ; જેથી મરજી મુજબ બોલાય નહિ.

૧૧૭. ઈશ્વરપ્રીત્યર્થે કર્મ કરવાં. ઈશ્વરભજનમાં વિરોધી વસ્તુનો ત્યાગ કરવો.

૧૧૮. હરિ ભજતાં દુઃખને અમૃતસમાન જાણવું અને પ્રભુવિમુખ વિષયસુખને વિષસમાન જાણવું.

૧૧૯. સ્વાર્થ–પરમાર્થમાં દેહાત્મભાવજ હાનિકારક છે. કેમકે દેહમાં અભિમાન થવાથી ભય–શોકાદિ થાય છે અને આત્મભાવ કરે તો ઉન્નતિ થાય છે; કેમકે આત્મા અજર–અમર છે તો ભય અને શોકનું કારણ શું છે?

૧૨૦. જ્યાં પૈસા સંબંધી આપવા–લેવાની તકરાર પડે અને લેણદાર અન્યાયથી વધારે લે અથવા દેણદાર ઓછા આપે, તો ત્યાં તકરાર નહિ કરતાં, તેટલી રકમ પરમાર્થમાં વાપર્યાનો ભાવ કરી આનંદ માનનાર કોટિગણા પુણ્યને અને પરમ શાંતિને પામે છે.

૧૨૧. જ્ઞાન થાય ત્યારેજ પારકા દોષ દેખાય નહિ. પોતાના સ્વરૂપમાં દોષ કે સંશય વિના પારકામાં દોષની પ્રતીતિ થતી નથી; કેમકે ચૈતન્ય વ્યાપક હોઈ પારકામાં દોષ જોતાં પોતેજ

દોષવાળો બને છે. એટલે અન્યમાં પણ રાગદ્વેષ ન થાય તેજ જ્ઞાન.

૧૨૨. સ્વપ્ન ન આવે ત્યારેજ નિરોધ દશા કહેવાય.

૧૨૩. મૂર્ખો સાથે વિશેષ લાભહાનિ ન હોય તો હાજી હાજી કરવું તેમાં પરમ શાંતિ છે.

૧૨૪-अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અર્થાત્:-એકત્વભાવને પામેલા અને મારું ચિંતન કરતા જે મનુષ્યો મને સંપૂર્ણ રીતે ઉપાસે છે, તે નિત્ય મારામાં જોડાયલા મનુષ્યોના યોગ (અપ્રાપ્તની પ્રાપ્તિ) તથા ક્ષેમ (પ્રાપ્તની રક્ષાને) હું ચલાવું છું.

આથી નરસિંહ મહેતા, મીરાંબાઇ આદિએ વેપાર સામું જોયુંજ નહિ; કેમકે શરીર સાથે પ્રારબ્ધ તો પહેલુંજ બંધાયું છે માટે પુરુષાર્થની જરૂર નથી. કર્તવ્ય તો ઈશ્વરપ્રાપ્તિ માટેજ છે; જેથી તેજ કર્તવ્ય કરવું કે જેથી ઈશ્વરપ્રાપ્તિ થાય.

૧૨૫. વિષ્ટા-મૂત્રના આ દેહમાં મમત્વ થાય તો બહાર પણ એવા પદાર્થો ઘણા છે. એ મલિન પદાર્થોમાં મમત્વ કરનારના જેવો, દેહ વિષે મમત્વ કરનાર અધમ કહેવાય; માટે આ દેહ અધમ છે એમ જાણી દેહમાં મમત્વ રાખવું નહિ.

૧૨૬. આવરદા રક્ષા કરે, પ્રારબ્ધ કરે સેવ;
મનમાં ધારજ ધાર કે, ભજો નિરંજન દેવ.

એટલે ધનાદિ પોતાની રક્ષા કરશે એવી આશા રાખવી નહિ, તેમજ સ્ત્રી-પુત્રાદિ કે શિષ્યાદિ સેવા કરશે એવી પણ આશા રાખવી નહિ. પણ આવરદાજ જિવાડશે ને પ્રારબ્ધમાં હશે તેજ સેવા કરશે એમ માની નિશ્ચિંત થઇ ભગવાનનું ભજન કરવું.

૧૨૭. ચાહ ચમારી ચૂહરી, ચાહ નીચ કી નીચ;
તૂ તો પુરણ બ્રહ્મ થા, ચાહ ન હુતિ બીચ.

એટલે જે પરમાત્મામાંથી યાવત્ સુખ ઉત્પન્ન થયાં છે તે રૂપ હું છું, તો બીજી કોઈ ચાહના માગમાં ન ઘટે. ચાહ એજ દુઃખ છે, એમ માની સ્વરૂપાનંદમાં રહેવુ.

૧૨૮. અમર થાય જે મગે પ્રીતે, જીવે તે મરી જાય;
અવળી વાણી સવળી સમજે, સદ્દગુરુ હોય સહાય.

ઉપર પ્રમાણે કામ, ક્રોધ, લોભથી રહિત થઇને, જે આત્મામા પ્રીતિથી મળી જાય તેજ અમર થાય. એટલે એને અ-જર-અમરે આનદરૂપ આત્મા પ્રાપ્ત થાય છે અને તે અમર થાય છે પરંતુ જ્યાં સુધી કામ-ક્રોધ-લોભને વશ થઇ તેના આધારરૂપ શરીરમા જીવવાની બુદ્ધિ રહે છે, ત્યાંસુધી જનમ મરણ થાય છે.

શ્લોક–श्लोकार्धे च प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम् ॥१॥
विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना ।
स्तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहंगताः॥
कामेन निर्जितो ब्रह्मा कामेन निर्जितो हरिः ।
कामेन निर्जितो विष्णुः शक्रः कामेन निर्जितः॥२॥
गजरथतुरगं गां भूमिदानं शतेन।
कनकरूपिपात्रं वेदग्रंथं तथैव ॥
उभयकुलविशेषं कोटीकन्याप्रदानं ।
न भवति शिवतुल्यं अन्नदानं समानम् ॥३॥

અર્થાત્ જે કરોડો ગ્રંથોએ કરીને કહેવામાં આવ્યું છે, તે

હું શ્લોકના એક અડધિયામાં કહીશ–બ્રહ્મ એ સત્ય છે, જગત એ મિથ્યા છેઃ જીવજ કેવલ બ્રહ્મ છે. ૧.

વાયુ, જલ, અને પાંદડાં ખાઇ રહેનારા વિશ્વામિત્ર તથા પરાશર આદિ ઋષિઓય સ્ત્રીઓનાં સુલલિત મુખકમલને જોઇને મોહવશ થયા છે. કામે કરીને બ્રહ્મા હાર્યો છે, કામે કરીને શિવજી હાર્યો છે, કામે કરીને વિષ્ણુ હાર્યો છે અને કામે કરીને ઇન્દ્ર હાર્યો છે. ૨

હાથી, રથ, ઘોડા, ગાય, ભૂમિ, સુવર્ણ, ઋષિપાત્ર અને વેદગ્રંથ, એ સેંકડોથી દાનમાં અપાય તેમજ બન્ને કુળને વિશેષકારી એવી કરોડો કન્યાઓનું દાન કરવામાં આવે, તોય શિવરૂપ જે અન્નદાન કરવામાં આવે છે, તેની સરખામણીમાં તે ઊભાં નહિ રહી શકે. ૩

૧૨૯. જ્યાં તકરારના પ્રસંગે સમાધાન કરવું હોય, ત્યાં આપણા સંબંધીએ અને આપણે શુદ્ધ અંતઃકરણથી ગુનેગાર થવું. આપણો દોષ ન હોય ને સંબંધીનો દોષ હોય, તો તેની શિક્ષા પોતે ભોગવવા સામા પાસે માગણી કરીને માફી માગવી. જેથી સામો માણસ ક્રોધ છોડીને શાંત થશે અને આપણને પણ તરત શાન્તિ વળશે. આમ બન્ને પક્ષને શાંતિ આપવી એ મહાન યજ્ઞ કરતાં શ્રેષ્ઠ છે.

૧૩૦. આયુષ નિરંતર અંજલિ, ટપકત શ્વાસોશ્વાસ;
ઐસેહિ ચલિ જાત હૈ, અવસર ઇશ્વરદાસ.
જ્ઞાન બઢે ગુણવાન કી સંગત, ધ્યાન બઢે તપસિ સંગ કીજે;
મોહ બઢે પરિવાર કી સંગત, લોભ બઢે ધન મે ચિત દીજે;
ક્રોધ બઢે નર મૂઢ કી સંગત, કામ બઢે ત્રિય કે સંગ કીને.
બુદ્ધિ વિવેક વિચાર બઢે, કવિ દીન સુસજ્જન સંગત કીને.
બોત ગઇ થોડી રહી; થોડી હિ અબ જાત;
કહે નાટ્ય સુણ માલદેવ, તાલભંગ ન થાય.

સ્થાવર જંગમ અવનિમેં, જાં લગી જીવ જહાન;
એકરૂપ નિશ્ચય ભયો સો અન્ય ન વિજ્ઞાન.

૧૩૧. કોઇના વચનમાં દોષ મૂકી વચનભેદ કરવો નહિ. એમ કરવામાં પોતાનું ગૌરવ અને સામાનું હલકાપણું દર્શાવાય છે. એથી સામાનું અપમાન થાય છે અને તે આત્મસાધનમાં હાનિકારક છે.

૧૩૨. જ્ઞાનીને ભેદ નહિ એમ માની સાધારણ આચાર કે ક્રિયામાં જે જડતા જણાય, તે પ્રમાદ એટલે તમોગુણની વૃત્તિ છે; વ્યવહાર ક્રિયામાં તથા ખાનપાનમાં પ્રીતિ અને પ્રવૃત્તિમાં આનંદ અને ચપળતા, તે રજોગુણની વૃત્તિનું કારણ છે અને અનુકૂળતાથી સુખ, શાંતિ ને ગંભીરતા એ સત્ત્વગુણી વૃત્તિ-સુખનું કારણ છે.

૧૩૩. આ શરીરમાં જે અધિકારી કર્તવ્યભોક્તવ્યનું અભિમાન માને છે, તેજ બંધન છે; કેમકે આત્મા શુદ્ધ છે, દેહ મિથ્યા છે. માટે તેમાં કર્તૃત્વ સંભવતું નથી. તેમજ જગતની ઉત્પત્તિ-સ્થિતિ-લયના કર્તા ઈશ્વર છે, એટલે કર્તા-કર્મ-કરણ પોતેજ છે. એટલે અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ છે. તો અધિકારીને બંધન તો માત્ર વાસનાનુંજ છે અને એ વાસના એક સ્વપ્ન માફક મિથ્યા છે. માટે મિથ્યા વાસનાનો ત્યાગ કરી ઈશ્વરની મરજીમાં રાજી રહેવું અને પ્રભુ જે કરે તે સારું માની કર્તાપણાનું અભિમાન મૂકી 'હું શુદ્ધસ્વરૂપ આત્મા છું' એમ માનવું, એજ પરમ શાંતિનું કારણ છે. કર્તા, કર્મ, કરણ ઈશ્વરરૂપ છે-એ શ્રીભગવાનનું વચન છે.

૧૩૪. श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥

અર્થાતઃ-અભ્યાસ (પઠન) કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતાં

ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાન કરતાં સર્વ કર્મનાં ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; (એ) કર્મફળના ત્યાગથી શીઘ્ર શાંતિ પ્રાપ્ત થાય છે.

માટે જે પ્રકારે શાંતિ મળે તેમ વર્તવું. કોઇ કોઇ વસ્તુ લઇ જાય તો સંતોષ માનવો. કોઇનો અપરાધ થાય તો માફી માગવી. કોઇ વસ્તુ ગ્રહણ કરવાથી ક્લેશ રહેતો હોય તો તેનો ત્યાગ કરવો. સંસર્ગથી રાગદ્વેષ થાય તો સંસર્ગથી દૂર રહેવું. વિહિત વસ્તુની અપ્રાપ્તિથી વિક્ષેપ રહે તો નીતિ તથા ઉદ્યમથી તે પ્રાપ્ત કરવી. પણ કોઇ પણ પ્રકારના ફળની ઇચ્છા વિના પ્રભુ મરજીથી મળેલા સર્વ સંજોગોમાં સર્વ સુખરૂપ માની શાંતિ રાખવી. બધે ભગવદ્ભાવના કે બ્રહ્મભાવના (પોતારૂપ ભાવના) કરી કર્મફળને મિથ્યા માનવાથી તે સ્વપ્નવત્ થાય છે. પછી શોક કે રાગદ્વેષ ક્યાં રહે? અર્થાત્ શાંતિ રહે છે.

૧૩૫. દરેક વસ્તુ ઇશ્વરરૂપે, બ્રહ્મરૂપે, સત્યરૂપે સત્યજ છે; પણ પુરુષને તેનો સંગજ દુઃખદ છે. પુરુષ શુદ્ધ ચૈતન્ય છે, માયા એ પણ શુદ્ધ શક્તિ છે, પણ જગત માયાના સંગેજ ઉદ્ભવે છે.

૧૩૬. વર્તુળનું મધ્યબિંદુ, વર્તુળના પરિઘ ઉપરની કોઇ પણ જગ્યાએ ઊભા રહીએ ત્યાંથી સરખુંજ દૂર હોય છે. કોઇ પશ્ચિમમાં, કોઇ ઉત્તરમાં કે કોઇ દક્ષિણમાં ઊભો હોય; તેમાંના દરેકને મધ્યબિંદુ તો સરખા અંતરે રહે છે. તેવીજ રીતે ઇશ્વર અગર બ્રહ્મનું સ્વરૂપ सत्यं ज्ञानमनन्तं ब्रह्म છે. એટલે વર્તુલાકારે અનંત છે. અનંત કહેતાં છેડો ન આવે તેવું. તે વર્તુળના મધ્યબિંદુ તરીકે બ્રહ્મધામને પહોંચવા માટે કોઇ કર્મમાર્ગી (પૂર્વદિશા)માં હોય, કે કોઇ જ્ઞાનમાર્ગી (ઉત્તરદિશા)-માં હોય, તોપણ તે બન્ને મધ્યબિંદુએ જવાના. પણ જો પોતાનો સ્વધર્મ છોડી, એટલે જેનો કર્મનો અધિકાર છે તે કર્મદિશા

છોડી દઇ, જ્યાં જ્ઞાનમાર્ગી ઊભો છે ત્યાં જાય, તો તેટલો ફેર તેને વિશેષ પડે છે. એટલે વર્તુળના મધ્યબિંદુને પહોંચવામાં જ્યાં જ્યાં ઊભા હોઇએ ત્યાં ત્યાંથી સીધા ચાલવું તેજ ટૂંકો રસ્તો છે, તેમ પોતાના વર્ણાશ્રમ અનુસાર ધર્મ પાળી ઈશ્વર ભજવા એ સહેલો રસ્તો છે. વૈરાગ્યવાનને માટે ટૂંકો રસ્તો ત્યાગ છે.

૧૩૭. દુઃખમાં ધીરજ ને સુખમાં પ્રભુને ધન્યવાદ એ ઉત્તમ ભજન છે.

૧૩૮. આપત્તિમાં ઉચ્ચ ભાવનાનો ઉદય થાય છે.

૧૩૯. સંપત્તિ એ વિપત્તિનું બીજ છે.

૧૪૦. અર્થ ને અનર્થથી બચીને વહેવાર કરવામાં આવે તો તે પરમાર્થરૂપ છે.

૧૪૧. મનુષ્યજન્મનું કર્તવ્ય સત્સંગદ્વારા ઈશ્વરપ્રાપ્તિ છે.

૧૪૨. ઇન્દ્રિયો જીતવાનો ઉપાય એ છે કે, ઇન્દ્રિયોના નાયક એવું જે મન તેને બાહ્યવિષયાકાર થતાં પહેલાં ઈશ્વરાકારક બ્રહ્માકાર કે નામાકાર રાખવું, એટલે જેમ દરિયામાં પડ્યા પહેલાં વહાણમાં બેસનાર બૂડે નહિ તેમ.

૧૪૩. સંસારનો ત્યાગ તે ઉપરનો ત્યાગ ને પાપકર્મનો ત્યાગ તે બુદ્ધિનો ત્યાગ અને તેજ અંતરનો ત્યાગ છે.

સાધનસહિત કર્મને છોડવાં તે ઉપરનો સંન્યાસ ને શુભાશુભ કર્મનાં ફળની ઇચ્છાનો ત્યાગ તે આંતરસંન્યાસ છે.

આંતરબાહ્ય બન્ને ત્યાગ શ્રેષ્ઠ છે; પરંતુ બહારના ત્યાગ કરતાં અંતરનો ત્યાગ વિશેષ અગત્યનો છે.

જે માણસ પ્રાપ્ત કરેલા ધર્મનો અધર્મથી નાશ કરે છે, તેની અધોગતિ થાય છે.

૧૪૪. પદાર્થોની પ્રાપ્તિ હો કિંવા ન હો, પણ જે થોડા

પદાર્થથી સંતોષ માને તે સુખી છે અને જે ઘણા પદાર્થ હોવા છતાં ઇચ્છા રાખે તે દુઃખી છે.

૧૪૫. કામાદિક દોષ સાધુપુરુષે સંગરહિત થઇને જીતવા, પણ સંગ રાખી જીતવા કઠણ છે. શાસ્ત્રનો સિદ્ધાંત પણ એમજ છે કે, સંગથી યતિનો એટલે યતિધર્મનો નાશ અને લોભથી લાજનો નાશ થાય છે; માટે અસંગ રહેવું. સિદ્ધપુરુષે કામાદિ જીત્યા હોય તોપણ મનનો વિશ્વાસ કરવો નહિ. દેહ છે ત્યાંસુધી મનનો નાશ થતો નથી.

૧૪૬. જે વસ્તુ ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળમાં નથી અને છે એમ દેખાય તે માયા. જેમ બાજીગરના હાથમાં ઠીકરામાં રૂપિયો ત્રિકાલાબાધિત છતાં દેખાય છે તેમ.

આત્મસ્વરૂપને પોતાના આવરણથી આચ્છાદિત કરી અન્ય સ્વરૂપે દેખાડે તે માયા. જેમ મદારીની માયા ઠીકરાનું આવરણ કરી રૂપિયો દેખાડે તેમ.

જે વસ્તુ યથાર્થ જ્ઞાન થયા પછી સમૂળથી નિવૃત્ત થઇ જાય તે માયા. જેમ મદારીને ને તે માયા જાણનાર જંબૂરાને યથાર્થ જ્ઞાન ન હોવાથી રૂપિયો છેજ નહિ.

જેમ જડ લોહું અગ્નિના સંગથી દાહ કરે, તેમ બ્રહ્મની અચિંત્ય શક્તિ તથા બ્રહ્મનો વિવર્તભાવે જગતરૂપ થવાનો સ્વભાવ તે માયા. જેમ જળના તરંગ અથવા પુરુષનું સ્વપ્ન પુરુષમાંથી બિનવિકારે થાય છે પણ તે મિથ્યા હોય છે તેમ.

અશુચિમાં શુચિબુદ્ધિ, અનાત્મમાં આત્મબુદ્ધિ, દુઃખમાં સુખ–બુદ્ધિ તે માયા.

બ્રહ્મથી શક્તિ જુદી નહિ પણ સામાન્ય વિશેષરૂપ અર્થાત્ રૂપાંતર તે માયા. જેમ સુવર્ણ ઘાટરૂપે હોય છે તેમ.

૧૪૭. સંસારનો ત્યાગ બીજા કોઇ પણ ઉપાયથી થતો નથી. પણ આ સંસારની ઉત્પત્તિના સ્થાનરૂપ મનના ત્યાગથીજ થાય છે. એટલે તે માયાનું કાર્ય છે ને તેનું કરેલું સર્વ મિથ્યાજ છે, એમ જાણી મનથી બ્રહ્માકાર સિવાય બીજો આકારજ કરવો નહિ. જ્યાં કાંઇ અન્યથા સ્ફુરણ થાય તે મનનુંજ પાખંડ છે અને તે દુઃખનું મૂળ છે એમ જાણીને મનનો સર્વથા ત્યાગ એટલે નિર્વિકલ્પ તેજ મોક્ષ. પછી તે ગમે તો સમાધિથી રહે કે જાગ્રતમાં વહેવાર કરતું રહે.

૧૪૮. સર્વેમાં મારો આત્મા છે, એમ સર્વાત્મભાવ રાખવો. આત્માનો એ નાતોજ સત્ય છે; પરંતુ મિથ્યા માયા કે તેથી બનેલા પદાર્થ માટે સાચો નાતો હોતો નથી.

દોહો–મિથ્યા માયા જાણીને આતમ શું ચિત્ત જોડ;
મિથ્યા માયા કારણે સાચો નાતો ન તોડ.

તેમજ વહેવારમાં સગાંસ્નેહિ સાચા નાતાવાળાં છે. લક્ષ્મી, જમીન અને સ્ત્રીઓ માટે પુરુષે સંબંધીમાં ક્લેશ કરવો નહિ, "જર, જમીન ને જોરૂ, ત્રણે કજિયાનાં છોરૂ." પોતે કામ ક્રોધાદિથી રહિત થઇ પૂર્ણ સમતાએ પહોંચવું એ બીજાને સુધારવાની કૂંચી છે.

૧૪૯. જ્ઞાનીએ પણ એ ત્રણે ઇષણાનો ત્યાગ કરવો. તેમાં મોટા માને મોટાઓ સાથે સંબંધ બાંધવારૂપી લોકૈષણા આત્મસુખમાં મહાન હાનિકારક છે. માટે ભગવતભરોસે રહેવું પણ મોટાઓની ઇચ્છા કરવી નહિ.

જ્ઞાનમાં ઉત્તમ ભૂમિકાએ જનારે અધ્યાત્મ, આધિભૌતિક અને આધિદૈવિક–આધિ, વ્યાધિ ને ઉપાધિ તથા ભૂત, ભવિષ્ય ને વર્તમાન દુઃખથી ન ડરવું; પણ પ્રારબ્ધનો તથા ભગવાનનો

ભરોસો રાખવો, સુખ માટે ઉદ્યમ કરવો નહિ.

૧૫૦. શરીરમાં નડતા એવા મળમૂત્રનો ત્યાગ કર્યો બાદ ફરી તેનું શું થશે તેની કોઈ ફિકર કરતું નથી ને તે મળત્યાગ માટે ઉત્સુક રહે છે તેમ આત્માને સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ ત્રણેનું અભિમાન જન્મ-મરણ આપનાર છે, માટે તેનો ત્યાગ કરવા ઉત્સુક રહેવું. અપમાનને અમૃત સમજી સેવનાર અને માનને ઝેર-સમાન સમજી તેનાથી સદા સાવચેત રહેનાર ઉત્તમ પુરુષ છે. માનથી દેહાભિમાન વધે છે.

असंमाने तपोवृद्धिः संमानाच्च तपक्षयः।
पूजया पुण्यहानिः स्यान्निन्दया सद्गति भवेत्॥

અર્થાત્:–માન ન મળ્યે તપની વૃદ્ધિ થાય, માન મળ્યે તપનો ક્ષય થાય, સત્કારથી પુણ્યની હાનિ થાય અને નિન્દાથી અસદ્‌ગતિ થાય.

त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठस्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात्।
न चलति भगवत्पदारविंदाल्लवनिमिषा धर्मप्रियः स वैष्णवाग्र्यः॥

અર્થાત્:–ત્રણે ભુવનના વૈભવના કારણે પણ જેની સ્મૃતિ કુંઠિત થતી નથી, અજિત મનવાળા દેવાદિઓ જેને શોધે છે, તે ભગવાન ચરણારવિન્દમાંથી એક તલમાત્ર પણ ચળતો નથી, તે ધર્મપ્રિય વૈષ્ણવોમાં અગ્રણી છે.

દુઃખ, ભૂખ, અપમાન ને પ્રતિયોગીમા પ્રીતિ રાખવાથી અનુકૂળતા પ્રિય હોવાથી સઘળે પ્રિયતા થાય છે ને સમાનત્વ પ્રાપ્ત થાય છે. એમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું પ્રમાણ છે કેઃ—

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ।
समदुःख सुखं धीरं सोऽमृतत्वाय कल्पते॥

અર્થાત્:–હે પુરુષશ્રેષ્ઠ! સુખદુઃખને સમાન માનનારા જે

ધીરજવાળા પુરુષને આ (ઇદ્રિયોના વિષયો સાથેના) સંબંધો વ્યાકુળ કરતા નથી, તે અમરપણાને પામવાને સમર્થ થાય છે.

દોહા—ચાલ ચલે સંસાર કી મિલન ચલે કરતાર,
કહો તુલસી કૈસે બને દો ઘોડે અસવાર.
ચાલ ચલે સંસાર કી રામનામ સે ટેક,
તુલસી તિન કી બન ગઈ દો ઘોડે રથ એક.
માલા મન સે લડ પડી તુ મત વિસારે મોય,
વિના શસ્ત્ર કે સુરમા લડતન દેર ન હોય.

## ભજન—વેદાંતી

બ્રહ્મદર્શી ગુરુ મળિયા મનના ભાવતા,
તેણે કીધો મુને દેહ છતાં વિદેહ જો;
'હું—મારું' એ ટળી ગઈ મનની માનતા,
જેથી ટળિયાં ચિત્તથી ધન—સુત ગેહ જો.
બ્રહ્મદર્શી ગુરુ મળિયા મનના ભાવતા ૧

પોતાનો જાણીને કૃપા મુજને કરી,
જોયા નહિ કાંઇ અપરાધીના ફંદ જો;
આપીને વરદાન ભવોભવ ટાળિયા;
પાયું મુજને અમૃત બ્રહ્માનંદ જો—બ્રહ્મદર્શી૦ ૨

ગુરુએ કીધું તું પૂરણ બ્રહ્મ પરમાતમા,
એ મારગમાં કીધો મેં પરવેશ જો;
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ મૂકી ચાલવું,
આગળ દીઠી તુર્યાવસ્થા છેક જો—બ્રહ્મદર્શી૦ ૩

તુર્યાથી આઘેરી ઉન્મુની પાંચમી,
તેને કહીએ નિર્વિકલ્પ સમાધિ નામ જો;
તે સ્થળ જોતાં આવાગમન ત્યાં વિરમે,
ત્યાં વાધ્યો મારો મહિમા નિજસુખધામ જો—બ્રહ્મદર્શી૦ ૪

જાગ્રતમાં હું ધરીશ ચોવીસ સંઘાતને,
ઇન્દ્રિયદ્વારે કરું નાના વહેવાર જો;
સ્વપ્નામાં નવ તત્ત્વ કલેવર આથડે,
તેના તે સુખદુઃખનો જાણનહાર જો—બ્રહ્મદર્શી૦ ૫

ભિન્ન જાને એ વાત સુષુપ્તિ પાધરી,
કોઇ નહિ ત્યાં હું જ પ્રકાશિત એક જો;
જાણનહારી તુરિયા ત્યાંથી વેગળી,
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય તણી ત્યાં ટેક જો—બ્રહ્મદર્શી૦ ૬

બોલું તોપણ મૌન્ય ટળે નહિ માહરું,
દેખીને નવ દેખું એવી રીત જો;
સાંભળું તોપણ સાંભળું નહિ કંઈ વાતને,
એ છે મારો અનુભવ વેદવિદિત જો—બ્રહ્મદર્શી૦ ૭

અગ્નિ સંગે શીતળ લોહું તાવિયું,
લોહ બળે પણ અગ્નિ તે કહેવાય જો;
મારી ચેતનતા એ લોહને આશરે,
તન-મન-ઇન્દ્રિય એ ત્રણ વ્રત કહેવાય જો—બ્રહ્મદર્શી૦ ૮

હું અસંગ છું સંગ નહિ મારા અંગને,
તક્ર પડે જેમ માખણ અળગું થાય જો;

ભાસું સૌ સરખો પણ સૌથી વેગળો,
રંગ તણો સ્ફાટિકમાં ભાસ ન કોઇ જો—બ્રહ્મદર્શી૦ ૯

સર્વે વ્યાપી અમલ જેમ આકાશ છે,
ઘટ મઠનો કાંઇ ભેદ કહ્યો નવ જાય જો;
અનઘટ હું પરિપૂરણ એક પરમાતમા,
જીવ ને ઈશ્વર ભેદ અવિદ્યા માંય જો—બ્રહ્મદર્શી૦ ૧૦

એવો હું પરિપૂરણ ચિદ્ઘન એકલો,
બીજું કલ્પિત જેવરીમાં જેમ સાપ જો,
વાચારંભણ નામ રૂપ પરપંચ છે,
વિલસ્યો કૈવલ્ય ચૈતન્ય આપોઆપ જો—બ્રહ્મદર્શી૦ ૧૧

ચેતન કહું તો જડતા બીજી કલ્પીને,
કાંઈ વિશેષણ દીધું નવ દેવાય જો;
મૂગો શું કહે સાકર કેરા સ્વાદને,
જેમનું તેમજ બાપુ તે કહેવાય જો—બ્રહ્મદર્શી૦ ૧૨

---



# શ્રીભૂધર ભક્તનું સંક્ષિપ્ત ચરિત્ર

[ આ ભૂધર ભક્તનું ચરિત્ર તેમના પુત્ર શ્રી. ઉત્તમભાઇએ પોતાની યાદદાસ્ત મુજબ લખાવ્યું છે. આ સિવાય બીજી વિગત જે કોઇ ગૃહસ્થની જાણમાં હોય તે લખી મોકલવા કૃપા કરે. જેથી તેનો નવી આવૃત્તિ વખતે યથામતિ ઉપયોગ થશે.]

શ્રીભક્તનો જય! ભગવાનને પણ ભક્તને આધીન કહેલા છે; એથી ભક્ત, ભગવાનથી મોટા ગણાય છે, માટે ભક્તનો જય! ભક્તનો જય!

ભૂધર ભક્તનો જન્મ સંવત ૧૯૦૧ માં ધોળકા તાલુકાના ચંડીસર ગામમાં થયો હતો. એમના પિતાનું નામ કિશોરભાઈ અને માતાનું નામ કંકુબહેન હતું. તેઓ ગામમાં પોતાનો લુહારી ધંધો સારી રીતે ચલાવતા હતા.

કિશોરભાઇને એક ભાઈ હતા જેમનું નામ મનોરદાસ હતું. બન્ને ભાઈઓ પોતાનો ધંધો–રોજગાર સારી રીતે ચલાવતા હતા. એવામાં એક દિવસ કંઇ કારણસર કિશોરભાઇને પોતાના ભાઈ સાથે અણબનાવ થયો અને મનોરદાસે તેમને કહી દીધું કે, "આજથી તમારે અમારા ઘરાકનું કામ કરવું નહિ અને કરશો તો તમને રામદુહાઇ છે." આ સાંભળતાંજ કિશોરભાઇએ પોતાનું કામકાજ બંધ કરી દીધું.

આ રીતે કામ બંધ તો કર્યું; પરંતુ પછી શું કરવું એ

વિચાર એમના મગજમાં ઘોળાવા લાગ્યો અને છેવટે ગામ છોડીને ચાલ્યા જવાનું નક્કી કર્યું. પોતાનાં પત્ની કંકુ તથા બે પુત્ર છગનલાલ તથા ભૂધરભાઇને સાથે લઇ તેમણે ગામ બહાર નીકળી એક ઝાડ નીચે મુકામ કર્યો.

કિશોરભાઈ પોતાના કુટુંબસહિત ગામ છોડીને ચાલ્યા જાય છે, એ વાતની ગામલોકોને જાણ પડી એટલે સર્વે ગામના મુખીને સાથે લઇ, તેમને જતા અટકાવવા, તેમણે જ્યાં મુકામ કરેલો તે સ્થળે આવી પહોંચ્યા અને કિશોરભાઇને સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ કિશોરભાઇએ જણાવ્યું કે, "મને કામ કરવાના સોગંદ દીધેલા હોવાથી હવે મારાથી પાછા આવીને કામ તો થવાનું નથી; તેથી મારું પાછા આવવું નિરર્થક છે."

આ સાંભળી ગામલોકોએ આગ્રહપૂર્વક કહ્યું કે, "કામ ભલે ન કરશો પણ એક વખત ગામમાં આવો તો સારું." છતાં કિશોરભાઈનું મન માન્યું નહિ અને ગામમાં આવવાની પણ ના પાડી દીધી.

મનોરદાસને પણ ભાઇના ગયા પછી ઘણો પસ્તાવો થવા લાગ્યો, એટલે તે પણ ત્યાં આવી પહોંચ્યા. પોતાથી થયેલી ભૂલની માફી માગી ભાઇને પાછા વળવા ઘણું સમજાવ્યા; પરંતુ કિશોરભાઇ એકના બે થયા નહિ. આ રીતે જ્યારે કોઇનો કાંઈ પણ ઉપાય ચાલ્યો નહિ ત્યારે ગામલોકો નિરાશ થઈ પાછા જવા લાગ્યા. પરંતુ તેમનાં પત્ની કંકુબ્હેનથી આ જોઇ શકાયું નહિ; એટલે એમણે ત્યાં આવેલા ગામના સજ્જનોને કહ્યું કે, "તમને માઠું લાગતું હોય તો તમે માત્ર તમારા કારીગરને એક રાત્રી માટે તેડી જાઓ. બીજે દિવસે તે પાછા આવશે ત્યાંસુધી અમે અહીંજ રહીશું અને સવારે એમના આવ્યા પછી આગળ જઇશું." ગામલોકો એ સાંભળી રાજી થયા અને કિશોરભાઇને ગામમાં

પાછા લઇ ગયા. કંકુબ્હેને એજ ઝાડ નીચે પોતાનાં બાળકો સહિત રાત્રિ વિતાવી.

બીજે દિવસે સવારે કિશોરભાઈ પાછા આવ્યા, એટલે સર્વેએ મળીને આગળ ચાલવા માંડ્યું. માર્ગમાં ચાલતાં નજીકના એક ગામના મુખીનો મેળાપ થયો. તે ઘોડા પર સવાર થઇને બીજે ગામ જતા હતા. તેમણે કિશોરભાઈને સહકુટુંબ દુઃખી હૃદયે જતા જોઈ પૂછ્યું, "તમે બધાં ક્યાં જાઓ છો?" કિશોરભાઈએ જવાબ આપ્યો કે, "જ્યાં પ્રભુ લઈ જાય ત્યાં. અમારો વિચાર અમદાવાદ તરફ જવાનો છે." આ સાંભળી મુખીએ કહ્યું, "ભલે, જાઓ સુખી થાઓ." તેમણે પોતાની પાસેથી (ગોળ, રોટલા, કોકડીઓ વગેરે) ખાવાનું આપ્યું. એ શુભ શુકન લઇ ત્યાંથી નીકળ્યા અને સરોડા ગામે આવી વિશ્રામ કર્યો. ત્યાં નદીકિનારે સ્નાન કરી ભોજન કર્યું અને ત્યાંથી પછી સર્વેએ અમદાવાદ તરફ ચાલવા માંડ્યું.

આ પ્રમાણે સંવત ૧૯૦૫ માં એ કુટુંબ અમદાવાદમાં આવ્યું. તે સમયે ભૂધર ભગતની ઉંમર માત્ર પાંચેક વર્ષની હતી. એ સમયે અમદાવાદ–કાલુપુરમાં લુવાલડીના નાગરદાસ નામના એક ગૃહસ્થ રહેતા હતા. એ ભૂધર ભક્તના મોસાળ તરફના સંબંધી હોવાથી કિશોરભાઈ કુટુંબસહિત તેમને ત્યાં ઊતર્યા. બેચાર દિવસ ત્યાં રહ્યા બાદ સર્વે આંબલિયાસણવાળા બહેચરદાસ ખુશાલદાસને ઘેર ગયા અને કિશોરભાઇએ તેમને પોતાના દુઃખની બધી વાત કહી સંભળાવી. બહેચરદાસે એમને આશ્વાસન આપ્યું અને તેમના છોકરાને કામે લગાડી આપવા જણાવ્યું.

બહેચરદાસ પોતે ઓવરસિયર હતા. કિશોરભાઇના મોટા પુત્ર છગનલાલને તેઓ પોતાની સાથે લઇ ગયા અને દરરોજના અઢી આનાના રોજથી તેને કામ પર ચડાવી દીધો.

આ સમયે અમદાવાદમાં રેશમનો ઉદ્યોગ સારો ચાલતો હતો. શેઠ અચરતલાલ વૈરાગીને ત્યાં રેશમની હાથની શાળો ચાલતી હતી. કિશોરભાઇએ પોતાના નાના પુત્ર ભૂધરભાઇને, ત્યાં દોરા ખેંચવાના કામ પર ગોઠવ્યો. ત્યાંથી મહેનતાણું રોજનું દોઢ આનો મળવા માંડયું. આ રીતે માત્ર ચાર આનાની આવકમાંથી તે કુટુંબનું ગુજરાન ચાલવા લાગ્યું અને દિવસો સુખેદુઃખે નિર્ગમન થવા લાગ્યા.

એ અરસામાં એક દિવસ દિલ્લી દરવાજે આવેલી હઠીભાઇની વાડીના ખાતમુહુર્તનો પ્રસંગ હતો. છગનલાલ તથા ભૂધરભાઈ એ ઉત્સવ જોવા ગયા હતા. ત્યાં મુહુર્ત વખતે સોના-રૂપાનાં ફૂલ ઉછાળવામાં આવ્યાં હતાં. તેમાંનું એક ફૂલ ભૂધરભાઇના હાથમાં આવ્યું. ભૂધરભાઇએ એ ફૂલ ગુલાબબાઇ કે જે અચરતલાલ વૈરાગીને ત્યાં શાળમાં કામ કરતાં હતાં તેમને આપ્યું. ગુલાબબાઇએ તેની કિંમત બદલ ભૂધરભાઇને સવા રૂપિયો રોકડો આપ્યો.× એમાંથી કિશોરભાઇએ ઘરવખરી વસાવી

× આ હઠીભાઇની વાડીનું ચણતર કામ તુરત ચાલુ થયું. એવામાં શેઠ હઠીભાઇ દેવલોક પામ્યા. પછી હરકોર શેઠાણીએ પોતાની જાતે કામ ચલાવવા માંડયું. તે પોતાના બેસવાના આસન નીચેથી પૈસા ગણ્યા સિવાય મૂઠી ભરીને દરેક મજૂરને મજૂરી આપતાં હતાં. આ પ્રમાણે દરરોજ મજૂરોને મજૂરી આપતાં હતાં, તેવામાં એક મજૂરની દાનત બગડી. તેને વિચાર આવ્યો કે શેઠાણીના આસન નીચે બહુ ધન છે. એટલે બધા મજૂરોના ગયા પછી તેણે પાછા આવીને તે આસન નીચે ખોદી જોયું તો તેમાંથી કંઈ નીકળ્યું નહિ. એટલે જમીન હતી તેવી સરખી કરીને તે ચાલ્યો ગયો. બીજે દિવસે તે કામ ઉપર પણ ચઢી ગયો. રોજના રિવાજ મુજબ મજૂરી લેવાનો તેનો વારો આવ્યો ત્યારે શેઠાણીએ તેને બે મૂઠી ભરીને પૈસા આપવા માંડયા, ત્યારે તે મજૂર બોલ્યો કે, "આજે મને બે મૂઠીઓ ભરીને કેમ આપો છો?" ત્યારે શેઠાણી

એક ઓરડી ભાડે રાખી અને ત્યાં સર્વે રહેવા લાગ્યાં. પછી કિશોરભાઇનાં પત્નીએ દરરોજ રેંટિયો કાંતવો શરૂ કર્યો અને તેની કમાણીમાંથી ઘરના ભાડા માટે દરરોજ ત્રણ પૈસા જુદા મૂકી રાખતાં. આ રેંટિયો તેમણે જિંદગીપર્યંત ચલાવ્યો હતો. પાછળથી આર્થિક સ્થિતિ સુધર્યા પછી પણ તેમણે આ રેંટિયો ચલાવ્યે રાખ્યો હતો. દિવસો જતાં બહારનું બીજું પરચૂરણ કામ પણ મળવા માંડ્યું અને ઘરનાં બધાં માણસો ખંતથી મહેનત કરવા લાગ્યાં. આથી એમની થોડી આવકમાંથી પણ બચત થવા લાગી અને એ રીતે અગિયાર વર્ષનો લાંબો સમય વીત્યા પછી (એટલે કે સંવત ૧૯૧૬ લગભગ) તેમને સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છા થઈ અને એ દિશામાં પ્રયત્નો કરવાની શરૂઆત કરી.

પ્રથમ તો તેમણે લોખંડની સાંકળો બનાવવાનું કામ શરૂ કર્યું. પછી ઑફિસોમાં વપરાતા પિત્તળના પટામાં નામ કોતરવાનું કામ કરવા માંડ્યું. ત્રણેક વર્ષ એ કામ ચલાવ્યા પછી ગુજરાતી ટાઇપો (છાપખાનાંમાં વપરાતા અક્ષરો) બનાવવાનું અને તે પછી જસતની બતકો (પીવાનું પાણી ભરવાની) બનાવવાનું કામ કરવા માંડ્યું. પાછળથી દિલ્લી ચકલામાં ચાંદીની એક દુકાન પણ ઉઘાડેલી; પરંતુ તે ઠીક નહિ પડવાથી દુકાન બંધ કરવી પડી હતી.

ધંધા–રોજગારમાં આ રીતે આગળ વધવાથી તેમની આર્થિક સ્થિતિ પણ કંઇક સુધરવા લાગી. તેઓ ધીકાંટા રોડ પર રહેવા આવ્યા અને ત્યાં નેતરની છત્રીઓના ખોખાં બનાવવાનું કામ ચાલુ કર્યું. પછી કસબ બનાવવાના સંચાઓ તૈયાર

બોલ્યાં કે, "તમે રાત્રે પણ મજૂરી કરી છે, તેથી આ બેવડી મજૂરી આપું છું." આ સાંભળી મજૂર શરમાયો અને માફી માગી. આ વાત [illegible]

કરવાનું તથા સુધારવાનું કામ કરવા માંડ્યું.

સંવત ૧૯૨૪માં વાસદ (મહીસાગર)નો પુલ બંધાતો હોવાની વાત કિશોરભાઇના સાંભળવામાં આવી; એટલે તેમને ત્યાં કામ કરવા જવાની ઇચ્છા થઇ આવી. ત્યાં જવા માટે તેમણે તેમની ઇષ્ટદેવીની અનુમતિ માગી, પરંતુ તે મળી નહિં; છતાં બીજા સાથીદારો જતા હોવાથી તે પોતાની ઇચ્છાને રોકી શક્યા નહિ અને બીજાં માણસોની સાથે તેઓ પણ ગયા. તેમના જવા પછી થોડાજ સમયમાં ત્યાં એકાએક કૉલેરા ફાટી નીકળ્યો. એથી તે પાછા ફર્યો; પરંતુ માર્ગમાંજ મહેમદાવાદ નજીક તેમનું શરીર બગડ્યું અને એક કોઠીના ઝાડ નીચે તેમના પ્રાણે નશ્વર શરીરનો ત્યાગ કર્યો.

કિશોરભાઇના અવસાનની ખબર તેમના પુત્ર ભૂધરભાઇને તેમનાં ઇષ્ટદેવી મારફત પડી. કહેવાય છે કે, ભક્તને ઇષ્ટદેવી પ્રસન્ન હતાં. ભૂધરભાઇને એવી પ્રેરણા થઈ કે "તારા પિતા મહેમદાવાદના રસ્તા ઉપર કોઠીના ઝાડ નીચે ગુજરી ગયા છે. તેમના મોં ઉપર છાણું મૂકેલું છે અને ખાદીની પછેડી ઓઢાડેલી છે. તમારે સંસ્કાર કરવા હોય તો જાઓ." ભૂધરભાઇએ એ વાત પોતાની માતા કંકુબહેનને જણાવી. કંકુમા વિચારમાં પડી ગયાં કે, હવે કરવું શું? તેમણે બહેચરદાસ ખુશાલદાસ નામના એક સજ્જનને આ વાત જણાવી અને પોતાની સાથે કોઈ એકાદ માણસને મોકલવા જણાવ્યું; પરંતુ સાથે આવનાર કોઈ મળ્યું નહિ. 'અમીના' નામની એક મુસલમાન બાઇ તૈયાર થઈ. કંકુમાએ તેને સાથે લીધી અને બન્ને મહેમદાવાદ તરફ ગયાં. ત્યાં જઈ તેમણે તપાસ કરી, તો ભૂધરભક્તના જણાવ્યા મુજબ એક કોઠીના વૃક્ષ નીચેથી કિશોરભાઇનું શબ મળી આવ્યું. તેમના શબ ઉપર પછેડી ઓઢાડેલી હતી. વિશેષ ખાત્રી કરી જોવા

માટે તેમના ખભા ઉપર મસાનું ચિહ્ન હતું, તે તપાસી જોયું અને ખાત્રી થતાં અગ્નિસંસ્કાર શી રીતે કરવો, એ પ્રશ્ન કંકુમાના મનમાં ઉત્પન્ન થયો. એમણે પળવારમાં વિચાર કરી લીધો અને ગામમાં જઈ પોતાના જ્ઞાતિબંધુઓને બોલાવવાનું નક્કી કર્યું. પોતાની સાથે આવેલી બાઈ અમીનાને ત્યાં બેસાડી કંકુમા ગામમાં ગયાં અને જ્ઞાતિના બે-ચાર માણસોને ભેગા કરી તેમને તેડી લાવ્યાં. સર્વેએ મળી એ કોઠીના ઝાડ નીચેજ કિશોરભાઈને અગ્નિસંસ્કાર કર્યો. આમ પોતાના પતિનો અગ્નિસંસ્કાર કરાવી કંકુમા અમદાવાદ પાછાં ફર્યાં.

કિશોરભાઈનો આમ એકાએક દેહાન્ત થઇ જવાથી ઘરની ચિંતાનો તમામ ભાર તેમના બે પુત્રો છગનભાઇ તથા ભૂધરભાઈ ઉપર પડ્યો. આ સમયે ભૂધરભાઇની ઉંમર લગભગ બાવીસેક વર્ષની હશે. તેમણે કુનેહથી પોતાનું કામકાજ ચલાવવા માંડ્યું અને સુખ-શાંતિપૂર્વક દિવસો ગુજારવા માંડ્યા.

કેટલોક સમય આવી રીતે વીતી ગયા પછી ભૂધરભાઇ, તેમના ભાઈ છગનલાલ તથા માતા કંકુમા સાથે અંબાજીની યાત્રાએ ગયા. ત્યાંથી પાછા આવતાં, અમદાવાદ પાસે આવેલા વાડજ નામના ગામમાં-કાશ્મીરી મહાદેવના મંદિરમાં મુકામ કર્યો. ત્યાં રાત્રે ભજન ગવાતાં હતાં અને મંદિરના મહંત નારાયણગીરજી પણ તેમાં હાજરી આપતા હતા. ભૂધરભક્તના ગળામાં (માતાજીની પ્રસાદીરૂપે બાંધેલી) નાડાછડી જોઇને નારાયણગીરજી મહારાજે તેમને કહ્યું કે, " ભક્તોના ગળામાં તો રુદ્રાક્ષ અથવા તુલસીની માળા જોઇએ; તેને બદલે તમે આ નાડાછડી કેમ બાંધી છે? નાડાં તો બાઇઓ બાંધે, એ તો સ્ત્રીઓનો શણગાર છે!" આ સાંભળી ભૂધરભક્ત શરમાયા અને બીજેજ દિવસે તેમણે રુદ્રાક્ષની માળા ધારણ કરી.

આ રીતે ભક્ત તો પલટાયા પણ કંકુમાએ રુદ્રાક્ષ ધારણ કર્યો નહિ અને મહારાજને જણાવ્યું કે, "મારે તો એક ગોસાંઈજી મહારાજ ગુરુ છે; એટલે હું એક ભવમાં બે ગુરુ કરવાની નથી."

આ સાંભળી મહારાજે જણાવ્યું કે, "તમારા ગુરુ ગમે તે હોય, પરંતુ એથી રુદ્રાક્ષ ધારણ કરવામાં બાધ આવતો નથી. ગોસાંઈજી પણ રુદ્રાક્ષ તો પહેરે છે; જો તમારે ખાતરી કરવી હોય તો ચાલો ગોસાંઈજીના મંદિરમાં."

એમ કહી નારાયણગીરજી મહારાજ કંકુમાને ગોસાંઈજીના મંદિરે લઈ ગયા. ગોસાંઈજી મહારાજ એ વખતે પ્રભુ સેવામાં બેઠા હતા અને તેમના ગળામાં રુદ્રાક્ષની માળા તથા શરીર ઉપર ભસ્મ શોભી રહ્યા હતાં. કંકુમાએ આ દૃશ્ય જોયું એટલે તેમના મનનો સંશય ટળી ગયો અને પોતાના ગુરુ છોટાલાલજીના હાથેજ એમણે રુદ્રાક્ષની માળા ધારણ કરી.

આ પછી ભૂધરભક્તને ભક્તિનો રંગ ધીમે ધીમે ચઢવા લાગ્યો. તેમને વેદાન્તના પુસ્તકો વાચવાની તથા સાંભળવાની ઇચ્છા થઈ ભક્ત પોતે તો ભણેલા નહોતા; એટલે નારાયણગીરજીના શિષ્ય અમરપુરી મહારાજ પાસે એમણે અભ્યાસ શરૂ કર્યો. તેમણે ભક્તને વાચતાં-લખતાં શીખવ્યું. ભૂધર ભક્તે આ અમરપુરી મહારાજને પોતાને ત્યાંજ રાખ્યા હતા.

આ અરસામાંજ ઊમતા ગામથી સ્વામી આત્માનંદ (જાડિયા) અમદાવાદ આવેલા અને જાદા ભગતની પોળમાં આવેલા નારણ ભક્તને ઘેર ઊતર્યા હતા, પરંતુ ત્યાં તેમને જોઈએ તેવી અનુકૂળતા જણાતી નહિ. વાતચીતમાં નારણ ભક્તના મુખે ભૂધરભક્તનું નામ તેમણે સાંભળ્યું હતું. એટલે તેમણે ત્યાં જવાની ઇચ્છા જણાવી. આથી નારણભાઈ તેમને ભૂધર ભક્તને ત્યાં તેડી લાવ્યા. એ સમયે

ત્યાં યોગવાસિષ્ઠની કથા વંચાતી હતી, તે જોઈ આત્માનંદ સ્વામી ખુશી થયા અને ત્યાં રહેવાની પોતાની ઇચ્છા દર્શાવી; પછી ભૂધરભક્તની અનુમતિથી તેઓ ત્યાંજ રહ્યા.

સ્વામી આત્માનંદજીએ ત્યાં રહીને ભૂધરભક્તને વિચારસાગર અને પંચીકરણની પ્રક્રિયાઓ શીખવી. ભક્તને આ રીતે સત્સંગનો પ્રભાવ દિવસે દિવસે વધતો જતો હતો. ચાતુર્માસ ત્યાં રહ્યા પછી સ્વામી આત્માનંદજી સિદ્ધપુર તરફ પ્રયાણ કરી ગયા. તે પછી ગામ વાલમથી આવેલા રામમહારાજ સાથે ભૂધર ભક્તનો મેળાપ થયો. આ રામમહારાજે ભૂધર ભક્તને ગીરધર કવિના કુંડળિયા બહુજ સારી રીતે કહી સંભળાવ્યા, જે ભક્તને ઘણા ગમી ગયા. ભક્તે રામમહારાજને પોતાને ત્યાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ ગૃહસ્થના ઘરમાં રહેવાની મહારાજે અનિચ્છા જણાવી. આથી અચરતલાલ વૈરાગીના અન્નક્ષેત્રમાં તેમને રહેવાની સગવડ કરી આપવામાં આવી. રામ મહારાજ દરરોજ સાંજે ભૂધરભક્તને ઘેર આવીને સત્સંગનો લાભ આપતા અને સવારમાં શ્રીસરયુદાસજી મહારાજની કથામાં જતા.

સંવત ૧૯૩૮માં એક દિવસ ભૂધરભક્ત વાડજ–કાશ્મીરી મહાદેવના મંદિરે પોતાના ગુરુનાં દર્શન કરવા ગયા હતા અને રાત્રે ત્યાં રોકાયા હતા. અહીં ઘર આગળ તેમનો ત્રણેક વરસનો પુત્ર (ઉત્તમભાઈ) એકાએક માંદો થયો અને તેને તાણુ આવવા લાગી. પળે પળે મંદવાડ વધતો જતો માલૂમ પડચો. એથી ઘરનાં માણુસોએ ભૂધર ભક્તને બોલાવવા માટે વાડજ એક માણુસ દોડાવ્યો. તેણે જઈને ભક્તને સઘળી હકીકત કહી. ત્યારે ભક્તે જવાબ આપ્યો કે, "એમાં મારું શું કામ છે? એ તો ગુરુ મહારાજ સારું કરી દેશે. તેમ છતાં

કદાપિ તેનો દેહ પડી જાય, તોપણ તેને આખરે તો અહીંજ (હડેશ્વર) લાવવાનો છે, પછી હું ત્યાં આવીને શું કરવાનો છું?"

આમ કહીને તેડવા આવેલા માણસને તેમણે વિદાય કર્યો અને પોતે પ્રભુભજનમાં તલ્લીન બની ગયા.

પેલા માણસે ઘેર જઈ સઘળી હકીકત કહી સંભળાવી. એવામાંજ કોઇ એક મહાત્માપુરુષ ત્યાં આવી ચઢ્યા અને પૂછ્યું, "આ બાળકને શું થયું છે?" ત્યાં એકત્ર થયેલાં માણસોમાંથી એકે કહ્યું કે, "એને ઘણી તાણ આવે છે." આ સાંભળી તે મહાત્માએ કહ્યું કે, "કાંઇ ફિકર નહિ, હમણાંજ આરામ થઈ જશે."

પછી તેમણે થોરનાં પાંદડાં મગાવ્યાં અને તેનો રસ કાઢી પેટે તથા ડુંટી ઉપર ચોપડ્યો; હાથ–પગના નખે પણ થોડો ચોપડયો અને થોડોક પાયો પણ ખરો. આથી એકાદ કલાકમાંજ તેને આરામ થતો જણાવા લાગ્યો.

બીજે દિવસે ભૂધર ભક્ત જ્યારે ઘેર આવ્યા ત્યારે તેમણે પુત્રને સાજો–સમો જોઇ કહ્યું: "આવી સારી તબિયત હોવા છતાં મને તેડવા શું કામ માણસ મોકલ્યું હતું?" ત્યારે ઘરમાંથી જવાબ મળ્યો કે, "મંદવાડ તો ઘણો વધી ગયો હતો, પરંતુ કોઈ એક મહાત્માએ આવીને દવા કરી અને તેથી સારું થઈ ગયું."

## યાત્રાપ્રસંગ (૧)

સંવત ૧૯૫૦મા ભૂધરભક્તનું કુટુંબ યાત્રાર્થે નીકળેલું. સાથે બીજાં પણ ઘણા માણસો હતાં; જેમાં મહારાજ અમરપુરી તથા જેસિંગ ઠાકોર વગેરે મુખ્ય હતા. તેઓ સર્વે પ્રથમ શ્રીઅંબાજી તરફ ગયા. ત્યાં આઠેક દિવસ રહી આબુ ઉપર ગયા અને ત્યાં પંદર દિવસ રહ્યા. ત્યાંથી અજમેર (પુષ્કરરાજ)

ગયા. રસ્તામાં જતી વખતે એક ગાડાનું પૈડું તૂટી જવાથી, સોમનાથ નાગર નામના એ સંઘમાંના એક સજ્જનને ઇજા થઇ, એટલે તેમને પંદરેક દિવસ અજમેરમાં રોકાવું પડયું. ત્યાંથી સર્વે જયપુર તરફ ઊપડયા અને ત્યાંથી આગ્રા ગયા. આગ્રામાં ભૂધરભક્તના તારકસબના ગ્રાહકો હતા. તેઓ આખાય સંઘને ઘણાજ આગ્રહપૂર્વક પોતાને ત્યાં તેડી ગયા અને ઘણીજ સારી મહેમાનગીરી કરી પાંચ દિવસ ત્યાં રાખ્યા. આગ્રાથી એ આખોય સંઘ કાશી તરફ ગયો. ત્યાં ગોર રણછોડજી રઘનાથજીને ત્યાં વીસેક દિવસ સર્વે રહ્યા. રામનવમીના દિવસે સર્વે ગંગાજીમાં સ્નાન કરી મણિકર્ણિકાના ઘાટ ઉપર બેઠાં હતાં. ગામ ચંદીસરનાં એક બ્રાહ્મણ–ડોશી બાઇ સૂરજ પણ સાથે હતાં. વૃદ્ધાવસ્થાને લીધે સૂરજડોશી જરા આડે પડખે થયાં. એ જોઈને જેસિંગ ઠાકોરે વિનોદમાં કહ્યું: "સૂરજ આથમ્યો કે શું?" સૂરજ ડોશી એ સાંભળી બોલ્યાં કે, "મારું એવું સદ્ભાગ્ય ક્યાંથી હોય કે 'સૂરજ' અહીં આથમે?" એ પછી બધાં મુકામે આવ્યાં ને થોડા સમયમાંજ સૂરજ ડોશીએ કહ્યું કે," મારા પેટમાં બહુ દરદ થાય છે. માટે તમે સર્વે અહીં આવો ને હું લખાવું તે લખી લો." એમ કહી ડોશીએ પોતાની તમામ મિલકતની વિગત લખાવી. પછી તરત ડોશીની વાચા બંધ થઇ ગઇ અને સૂરજ ખરેખર આથમી ગયો! ડોશી દેવલોક પામ્યાં!!

મરતી વખતે ડોશીએ કહ્યું હતું કે, "મારી મિલકતમાંથી ચોરાશી કરજો અને બાકી વધે તેમાંથી સંતસાધુઓને જમાડજો તથા ચકલાંને દાણા નાખજો." મણિકર્ણિકાના ઘાટ પર તેમના શબનો અગ્નિસંસ્કાર કર્યો અને ઉત્તરક્રિયા પણ ત્યાંજ કરી.

બીજે દિવસે બધાં માણસો ગયાજી જવા સાંજની ગાડીમાં બેઠાં. કંકુમા જઇ શકે તેવાં નહિ હોવાથી, તે તથા ઉત્તમભાઇ

તથા ચુનીલાલ તથા તેમની માતુશ્રી બાઇ લક્ષ્મી કાશીમાં રહેલાં. તેઓ બધાં સ્ટેશન સુધી મૂકવા ગયેલાં. ત્યાંથી પાછાં ફરતાં બાઇ લક્ષ્મીને એક-બે વાર ઊલટી થઇ અને ઉતારે આવ્યા પછી તેમનું શરીર ઠંડું થઇ ગયું. ડૉક્ટરને બોલાવ્યો પણ કાંઈ ચાલ્યું નહિ અને તેમનો દેહ છૂટી ગયો. બીજે દિવસે સવારમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર તેમનો અગ્નિ સંસ્કાર કર્યો અને ગયાજી ગયેલાં માણસોને તાર કર્યો, કે ચુનીલાલનાં માતુશ્રી દેવલોક પામ્યાં છે માટે તમે જલદીથી પાછાં આવજો. તે તાર તેમને મળ્યો પણ કદાચ કંકુમા ગુજરી ગયાં હશે માટે આપણે જમીને વાંચીશું એમ સમજી તાર વાંચ્યા વિના રાખી મૂક્યો અને જમ્યા પછી તાર વાંચ્યો તો કંકુમાને બદલે લક્ષ્મીબાઈ ગુજરી ગયાં છે એમ જાણી સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો! તેઓ પાછાં કાશીમાં આવ્યાં.

## યાત્રાપ્રસંગ (૨)

સંવત ૧૯૫૨ માં ભૂધર ભક્ત અને તેમનાં કુટુંબીઓ તથા મહારાજ અમરપુરી વગેરે દ્વારકાની જાત્રાએ ગયાં હતાં. સૌથી પહેલાં તેઓ ગિરનાર તરફ ગયાં. ત્યાં ગોમુખીમાં મુકામ કરી રસોઈપાણી કર્યાં. જમવાની તૈયારી કરવા માંડી એટલીમાં દસ-પંદર સાધુઓ ત્યાં આવી ચડ્યા અને કહેવા લાગ્યા કેઃ "અમે ભૂખ્યા છીએ માટે અમને કાંઈ ખાવાનું આપો." આ સાંભળી ભૂધરભક્તે વિચાર કર્યો કે, "આ લોકોને બીજું સીધું અપાવવું તે કરતાં આ રસોઇ તૈયાર છે, તે જમાડી દેવી એ સારું છે." એમ વિચારી તેમણે તરતજ બધા સાધુઓને જમવા બેસાડી દીધા. આ વખતે ભક્તની સાથેના બીજા સાથીઓએ તકરાર ઉપાડી કે, "આ રીતે સાધુઓને જમાડી દેવા અમને નહિ પાલવે." ભક્તે જણાવ્યું કેઃ

"તમે સઘળા શાંતિથી જમી લો, હું અને મારાં કુટુંબીઓ પાછળથી બેસીશું." આવો જવાબ સાંભળી સઘળા માણસો જમવા બેસી ગયા. સાથીઓ અને સાધુઓના જમી રહ્યા બાદ જે કાંઈ વધ્યું હતું, તેમાંથી ભક્તે અને તેમનાં કુટુંબીઓએ પ્રસાદ લીધો.

ત્યાંથી સર્વે વેરાવળ જવા નીકળ્યા અને સ્ટીમરમાં બેઠા. સ્ટીમર થોડેક દૂર ગઈ હશે, ત્યાં તો તેમાં કંઇક નુકસાન માલમ પડયું. સ્ટીમર અધવચ્ચેજ રોકાઈ ગઇ. બે–ત્રણ કલાક સ્ટીમરમાં કામ કરવા છતાં તે ચાલુ થઇ નહિ. એટલે ભગતે સ્ટીમરના કપ્તાનને વિનતિ કરી કહ્યું કે, "અમોને જો કામ કરવાની રજા આપો તો અમારી પાસે પણ એ કામ જાણનારા માણસો છે." પરંતુ કપ્તાને જણાવ્યું કેઃ "તુમ કાલા માણસ એ કામમેં ક્યા સમજે?" પછી ઘણી મહેનત કરવા છતાં જ્યારે કાંઇ વળ્યું નહિ, ત્યારે આખરે કંટાળીને કપ્તાને ભક્તને કહ્યું: "જાઓ, તુમેરે કરના હો સો કરો."

ભક્તની સાથે ગામ ધાધરેટના મિસ્ત્રી લલ્લુ ગોવિંદ હતા. તેમણે એ કામ હાથમાં લીધું અને ક્યાં ભૂલ છે તે પકડી. પછી શાંતિથી તેને દુરસ્ત કર્યું એટલે સ્ટીમર ચાલુ થઇ. સ્ટીમર ચાલુ થતાંજ ઉતારુઓના હર્ષનો પાર રહ્યો નહિ. કપ્તાન પણ રાજી થયો અને ભક્ત તથા તેમના સાથીઓને ઘણી રાહત આપી. લલ્લુ મિસ્ત્રીને એક સોનાનું ઘડિયાલ ઈનામમાં આપ્યું. થોડાં ફળફળાદિ પણ આપ્યાં. પછી ઊતરતી વખતે પણ કપ્તાને તેમને મદદ આપી અને તેમને ઊતરવા માટે એક નાવ પણ આપ્યું; પરંતુ દૈવયોગે નાવ પવનને લીધે આગળ ખેંચાઈ ગયુ અને સોનાની દ્વારકાં ડૂબી હોવાનું જે સ્થળ મનાય છે તે ભયવાળા સ્થાન તરફ નાવ જવા લાગ્યું. આથી નાવમાં બેઠેલા બધાના હોશકોશ ઊડી ગયા. સર્વે પ્રભુસ્મરણ કરવા લાગ્યા.

પ્રભુએ આખરે એમની વિનતિ સાંભળી. નાવિકના પ્રયત્નથી નાવને સ્ટીમર પાસે પાછું લાવવામા આવ્યું અને ત્યાંથી બીજી બે હોડીઓ લઈ સર્વેને પાર ઉતાર્યા ત્યારે રાત્રિના બાર વાગી ગયા હતા. પછી ત્યા એક ધર્મશાળામા જઇને મુકામ કર્યો.

નાવની મુસીબતો અને તેથી ઉત્પન્ન થયેલી ગભરામણુની વાતોમાંજ આખી રાત્રી વીતી ગઇ. પ્રભાતમાં ઊઠ્યા બાદ ધર્મશાળામાં રસોઇ કરવાનું નક્કી કર્યું અને છગનલાલ તથા ભૂધર ભાઈ, મોદીને ત્યાં સરસામાન લેવા ગયા. સરસામાન લઇને આવ્યા તો ખરા, પરન્તુ દુર્ભાગ્યવશાત્ નાણાંની કોથળી વેપારીને ત્યાંજ ભૂલી આવ્યા! ધર્મશાળામાં આવીને પોતાના સંઘમાંના બ્રાહ્મણને ખીચડી તૈયાર કરવાનું કહ્યુ બ્રાહ્મણ થાકેલો હોવાથી ખીચડીનું તપેલું ચૂલા પર ચઢાવી આડો પડ્યો અને ઊંઘી ગયો. ખીચડી ખદખદી ને ઊભરાઈ નીચે પડતાં બ્રાહ્મણ (છાંટા ઊડવાથી) દાઝ્યો ત્યારે જાગી ઊઠ્યો. તે વધારે દાઝ્યો નહોતો એટલે ખાસ કાંઈ હરકત આવે તેમ નહોતું. પછી સર્વે જમી પરવારીને થોડો આરામ લીધા બાદ દર્શન કરવા ગયા. મંદિરમાં કોઇ બદમાસે ભક્તના ગળામાથી રુદ્રાક્ષની સોને ગાંઠેલી કંઠી કાઢી લીધી અને તેની શોધાશોધ થઈ રહી. એટલામાં તો બીજી તરફથી બૂમ આવી કે, "છગનલાલની છોકરીના પગમાંથી સાંકળા કોઈ કાઢી ગયું!" દુર્ભાગ્યની આ પરંપરાએ સર્વે મૂઝાયા અને નિરાશ બની ધર્મશાળામા પાછા આવ્યા સર્વે આ બની ગયેલી બાબતો પર વિચાર કરતા બેઠા હતા, ત્યા તો મંદિરમાંથી એક માણસ ભક્તને તેડવા આવ્યો. તેણે જણાવ્યુ કે, "તમારી કંઠી મળી છે, માટે ત્યાં ચાલો અને ઓળખીને લઈ જાઓ" આ સાંભળી ભક્ત પોતાની સાથે થોડાક માણસોને લઇ મંદિરમાં ગયા. ત્યાં જોયું તો કંઠી લેનારો બદમાસ ત્યાં ઊભેલો નજરે પડ્યો. તેને

જરાક વધારે દમદાટી આપતાં તેણે જણાવ્યું કે, "ભાઈસાબ, મેં તો એકલી કંઠીજ લીધી હતી, સાંકળાં લીધાં નથી; કોઇ બીજો બદમાસ ઉઠાવી ગયો હશે!" આખરે કંઠી લઇને તેને જવા દીધો. પાછળથી સાંકળાં પણ મળી આવ્યાં અને રૂપિયાની કોથળી પણ એક માણસ આવીને આપી ગયો હતો. આમ ગયેલી વસ્તુઓ પાછી મળવાથી સર્વેને આનંદ થયો. પછી શ્રીદ્વારકાનાથજીનાં દર્શન કરી ત્યાંથી બેટ દ્વારકા ગયા અને દર્શન કરીને તરતજ ત્યાંથી પાછા ફર્યા.

ત્યાંથી સર્વે સીંગડી ગામે ગયાં. ત્યાં મોદીખાનાનો બંદોબસ્ત નહિ હોવાથી શ્રીરણછોડજીનાં દર્શન કરીને ત્યાંથી પોરબંદર પહોંચ્યાં. ત્યાંથી સુદામાપુરીમાં દર્શન કરી મોરબી ગયાં. મોરબીમાં મીઠા ભગત રહેતા હતા. તેમને મોરબીના ઠાકોર સાથે સારો સંબંધ હતો. પોતે સત્સંગી હોવાને લીધે ભક્તને આગ્રહ કર્યો, એટલે આખા સંઘને પાંચેક દિવસ ત્યાં રોકાઇ જવું પડયું. તે પછી ત્યાંથી વાંકાનેર આવ્યા. ત્યાં માધવજી નામના એક ભક્ત રાસમંડળના ઘણા પ્રેમી હતા. તેમણે "પ્રીતમના મહિના" ગાઈ સંભળાવ્યા. માધવજી ભક્ત માસિક એંસી રૂપિયા પગાર મેળવતા હતા. તેમાંથી માત્ર પંદર રૂપિયા પોતાના ખર્ચ માટે રાખી બાકીની સઘળી રકમ તેઓ ધર્માદામાં વાપરી નાખતા અને આ ધર્માદાની સઘળી વ્યવસ્થા ભૂધરભક્ત કરતા હતા. વિદાય થતી વખતે તેઓ વળાવવા સારુ સ્ટેશન ઉપર આવેલા અને ગાડી ઊપડવાની થોડી વાર હોવાથી ડબામાં બેસીને તેમણે "પ્રીતમના મહિના" ગાવા માંડ્યા. તે ભજન ગાતા ગાતા એવા તલ્લીન બની ગયા કે ગાડી ઊપડી તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. છેવટે એક ભક્તના કહેવાથી તે નીચે ઊતરવા લાગ્યા; પરંતુ ગાડી ઊપડી ચૂકેલી હોવાથી તેઓ દરવાજાનો હાથો પકડીને લટકી રહ્યા! ગાર્ડે આ જોયું અને તેઓ

ભક્તને ઓળખતા હોવાથી તેમને અંદર બેસી જવા કહ્યું. એટલે ભક્ત ગાડીમાં બેસી ગયા અને આગળના સ્ટેશને ઊતરી પડ્યા.

મોરબીથી નીકળીને એ સંઘ વઢવાણ પાસે આવેલા દૂધરેજ ગામે ગયો. ત્યાં મહારાજ શ્રીરઘુવરદાસજીસહિત રાસમંડળનો અતિશય આનંદ ભોગવી ત્યાંથી મૂળી ગામે ગયો. ત્યાં સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ નિષ્કુળાનંદજીનાં ભજનો સારાં ગાતા હતા, તેમની સાથે આખી રાત્રિ ભગવદ્ભજનમાં વિતાવી. ત્યાંથી થાધાં તરણેતર મહાદેવ ગયાં. ત્યાં બે સંન્યાસીઓ રહેતા હતા; જેઓ શ્રીમદ્ ભગવદ્ગીતાની કથા સંભળાવતા હતા. એ સંન્યાસી એવા મધુરસ્વરે અને સરળ રીતે કથા કરતા કે ત્યાંથી ઊઠવાની ઈચ્છાજ થાય નહિ. ત્યાં બે દિવસ રહી સંઘનાં માણસોએ ખૂબ આનંદ કર્યો અને પછી ત્યાંથી વિરમગામ આવ્યા. સ્ટેશને ઊતરી સર્વે ગામમાં જવાની તૈયારી કરતા હતા; એટલામાં પોલીસે, તેમની પાસે દાણચોરીનું મીઠું હોવાનો આરોપ મૂકી તેમને મામલતદાર પાસે લઈ જવા જણાવ્યું. સંઘનાં માણસોએ પોલીસ સાથે ઝઘડો કરવાનું ઠીક માન્યું નહિ અને તેમાંના કેટલાક (પોલીસ સાથે) મામલતદાર પાસે ગયા. મામલતદાર પોતે વાડજ-કાશ્મીરી મહાદેવના ભક્ત હોવાથી ભૂધરભાઈને ઓળખતા હતા. તેમને જોતાંજ તેઓ ભેટી પડયા અને કહ્યું કે: "તમે અહીં ક્યાંથી?" ત્યારે ભક્તે જવાબ આપ્યો કે, "તમારા સિપાઈઓ પકડી લાવ્યા છે." આ સાંભળી મામલતદાર સાહેબે કહ્યું કે, "ચાલો સારું થયું. એ બહાને તમે મારે ઘેર પધાર્યા, તેથી આનંદ થયો." પછી તેમણે ઑફિસ ઉઘાડી આપી અને સર્વેને ત્યાં ઉતારો આપ્યો. એમને પકડી લાવનાર પોલીસો પાસે પાણી વગેરે મંગાવી, રસોઈ બનાવરાવી સર્વેને જમાડયા. બીજે દિવસે તેમણે જમીને ત્યાંથી

વિદાયગીરી માગી અને પછી સર્વે અમદાવાદ આવ્યા.

એ સમયે દર મહિનાની પૂનમે અમદાવાદથી ભજનમંડળી વાડજ ભજન કરવા માટે જતી હતી અને ત્યાં જમીને રાત્રે ભજન-કીર્તન કરી સવારમાં શહેરમાં આવતી. એ નિયમ મુજબ એક પૂનમની રાત્રે ભજન-કીર્તન થઈ રહ્યા પછી મંદિરના મહંત શ્રીનારાયણગીરજીએ મંડળીનાં સર્વે માણસોને રાત્રે ને રાત્રે ઘેર ચાલ્યા જવા કહ્યું. કારણ પૂછતાં મહારાજે જણાવ્યું કે, "સવારમાં સાબરમતી-નદીમાં ભારે પૂર આવશે અને તમારાથી જઈ શકાશે નહિ." આ સાંભળી મંડળીનાં તમામ માણસો ઘેર ચાલ્યાં ગયાં. માત્ર મગનલાલ પટેલ નામના એક ભક્ત મહારાજની પાસે રહ્યા. મહારાજે તેમને પણ ઘેર જવા કહ્યું પરંતુ તેઓ ત્યાંજ રહ્યા. પછી સવાર થતાંજ નદીમાં પૂર ચઢવા લાગ્યું. પૂરનો વેગ એટલો તો પ્રબળ હતો કે, બપોર થતા સુધીમાં તો મહાદેવની જગામાં પણ પાણી ભરાવા લાગ્યું. આ જોઈ મહારાજે રસોઈની સઘળી સામગ્રી મંદિરના ધાબા ઉપર મોકલી દીધી. આખો દિવસ વીતી ગયો છતાં પાણીનો પ્રવાહ અટક્યો નહિ કે ઓછો થયો નહિ; પરંતુ ઊલટો વધવા લાગ્યો. સાંજ પડતાં સુધીમાં તો મંદિરના ધાબા સુધી પાણી આવી ગયું. આ જોઈને મગનલાલ પટેલ તો ગભરાઈ ગયા. મહારાજે ધાબા ઉપરજ રસોઈ બનાવી લઈ જમી લીધું. બીજા દિવસથી પાણી ઊતરવા માંડયું અને ત્રીજે દિવસે પાણી બિલકુલ ઊતરી ગયું. તે પછી મહારાજે માણસોને બોલાવીને મહાદેવની આસપાસ જામી ગયેલી રેતી કઢાવી સરખું કરાવ્યું. મગનલાલ પટેલ ત્યાં સાત દિવસ સુધી રહ્યા.

ઉપર જણાવ્યા મુજબ ભજન મંડળી દર મહિનાની પૂનમે વાડજ જતી હતી, ત્યારે ભૂધરભક્ત પણ તેમની સાથે જતા. મહારાજ શ્રીનારાયણગીરજી સાથે પરિચય વધ્યા પછી એક

દિવસ મહારાજે ભૂધર ભક્તને કહ્યું કે, "કોઇ પણ માણુસ તમને ઘર રાખવા સંબંધી વાત પૂછતો આવે તો તમારે તેને ના પાડવી નહિ." ત્યારે ભક્તે જવાબ આપ્યો કે, "એ તો ઠીક, પણ મારી પાસે રૂપિયા નથી તેનું શું?" મહારાજે જવાબ દીધો કે, "ભગવાન ભોળાનાથ સૌ સારુંજ કરશે."

આ વાત થયા પછી બીજે દિવસે શેઠ છગુભાઇ અચાનક ભૂધરભાઇ પાસે આવ્યા અને તેમને ઘર રાખવા સંબંધી વાત કરી. મહારાજે જણાવ્યા મુજબ ભૂધર ભક્તે ઘર રાખવા હા પાડી. એટલે છગુભાઇ શેઠે રૂપિયા માગ્યા. ભક્ત પાસે એ સમયે માત્ર પચીસ રૂપિયા હતા તે તેમણે આપ્યા. શેઠે એ રૂપિયા લઇને આઠસો રૂપિયામાં ઘર વેચાણ લખી આપ્યું. પછી કહ્યું કે, "બાકીના રૂપિયા તમને જ્યારે મળે ત્યારે આપજો."

એ ઘરમાં પાણીનું એક ટાંકું હતું. તે વખતે શહેરમાં પાણીના નળ હતા નહિ, તેથી તેમાંથી આજુબાજુના માણસોને પાણી પૂરું પાડવાનું કામ એમણે શરૂ કર્યું. જેને જેટલું જોઇએ તેટલું પાણી એ પૂરું પાડતા અને ટાંકામાં પાણી ખૂટતું ત્યારે પોતે નદીમાંથી ભરી મંગાવી એ ટાંકામાં રેડાવતા. આ રીતે દશેક વરસ સુધી ચાલ્યું હશે. શહેરમાં નળ શરૂ થયા પછી પણ ઘણા માણસો ભક્તને ઘેર પાણી લેવા આવતા. હાલ તો એ ટાંકું પુરાવી દેવામાં આવ્યું છે.

મકાન મળ્યા પછી ભૂધર ભક્તને દિનપ્રતિદિન શ્રીનારાયણગીરજી મહારાજ પ્રત્યે શ્રદ્ધા વધવા લાગી. પૂનમના દિવસે એક વખત તેઓ વાડજ ગયા હતા, ત્યારે મહારાજને તેમણે ધ્યાનમાં બેઠેલા જોયા. જે ધ્યાનસ્થ સ્થિતિમાં એ બેઠા હતા, એજ સ્થિતિમાં ત્રણ દિવસ વીતી ગયા; છતાં મહારાજ જરા પણ હાલ્યા નહિ કે મોઢેથી કાંઇ બોલ્યા નહિ. આથી ભૂધર ભક્તના

તથા ત્યાં રહેતા બીજા માણસોના મનમાં એવી શંકા થઈ કે, મહારાજે જરૂર સમાધિ ચડાવી હશે—અર્થાત્ એમના આત્માએ દેહ તજી દીધો હોવો જોઈએ. છતાં વધુ ખાતરી કરાવવા માટે નીલકંઠ મહાદેવના મોટા મહારાજને તથા બીજા પણ કેટલાક સાધુઓને બોલાવ્યા. સર્વેનો એકજ અભિપ્રાય મળ્યો; એટલે એમની સમાધિ કરવાનો વિચાર નક્કી કરીને તે મુજબની સઘળી ગોઠવણ કરવામાં આવી. ત્રણ વર્ષ બાદ એ સમાધિ પાકી કરવાનું નક્કી થયું. તે મુજબ જ્યારે ચણતર કામ શરૂ કરવામાં આવ્યું, ત્યારે માટી કાઢતાં જાણે તેઓ આજેજ વિદેહ થયા હોય એવો તેમનો દેહ જણાયો. શહેરમાં આ વાત ફેલાઇ ગઇ અને તેમનાં દર્શન કરવા હજારો માણસો આવ્યાં. પાંચ દિવસ સુધી સમાધિ ખુલ્લી રાખવામાં આવી હતી.

આમ મહારાજશ્રીના વિદેહ થયા પછી તેમની ગાદી પર આત્માનંદ સ્વામીને બેસાડવામાં આવ્યા. તેઓ પૂર્વાશ્રમમાં નાગર બ્રાહ્મણ હતા અને કાશી જઈ એમણે સંન્યસ્ત ધારણ કર્યું હતું. તેઓ ઘણાજ પ્રેમી અને ભગવદ્ભક્ત હતા. તેમને સર્વ પ્રકારે સુયોગ્ય જાણી શ્રીનારાયણગીરજી મહારાજની ગાદી સુપરત કરવામાં આવી.

## રામ રાખે તેને કોણ ચાખે ?

નવરાત્રના દિવસોમાં એક વખત આસો સુદિ આઠમની રાત્રે અસારવા—નીલકંઠ મહાદેવમાં શ્રીઅન્નપૂર્ણા માતાનો હવન થતો હતો. ભૂધર ભક્ત પાંચ-પચીસ માણસો સાથે દર્શનાર્થે પણ આવેલા હતા. ઠંડીનું પ્રમાણ કંઈક વધુ જણાવાથી એક તરફ થોડાંક લાકડાં સળગાવીને સર્વે તાપવા બેઠા. તેમાંનું એક લાકડું પોલું હતું અને બન્ને બાજુથી સળગતું હતું. એ પોલા-

ણમાંથી એક ઊંદર કૂદકો મારી બહાર નીકળ્યો, એ જોઇને સર્વને આશ્ચર્ય થયું. બાજુમાંજ એક કૂતરું બેસી રહ્યું હતું, તેણે પેલા ઊંદરને પકડવા તરતજ તરાપ મારી; પરંતુ એટલામાંજ ત્યાં બેઠેલાં માણસોના શોરબકોરથી કૂતરું ઊંદરને પડતો મૂકી નાઠું અને ઊંદર પણ જીવ લઇને સામેની વાડ તરફ નાઠો; પણ સામેથી દોડી આવતા એક બિલાડાએ તેની ઉપર તરાપ મારી. તેજ વખતે પાછળથી આવેલા એક કૂતરાએ બિલાડા ઉપર તરાપ મારી એટલે ઊંદર નાસી ગયો! આમ ઊંદરને ત્રણ વખત કાળના મુખમાંથી બચેલો જોઈ બધા ઇશ્વરની દયાનો વિચાર કરવા લાગ્યા અને બોલવા લાગ્યા કે, "રામ રાખે તેને કોણ ચાખે?"

× × × ×

ભૂધર ભક્તના મોટાભાઇ છગનલાલની લગભગ પિસ્તાળીસ વર્ષની ઉંમર થવા આવી હતી. તેમને નાની ઉંમરમાં એક દીકરો થયેલો પણ કૂતરું કરડવાથી મરી ગયો હતો. ત્યાર બાદ કાંઈ સંતાન નહિ હોવાથી તેમણે બીજું લગ્ન કરવા વિચાર કરેલો; પરંતુ એ વિચાર તરતને માટે તો મુલતવીજ રાખ્યો હતો.

સંવત ૧૯૪૩ ના ચોમાસામાં એક દિવસે ઘણો વરસાદ પડયો અને તે લાગલાગટ ત્રણ દિવસ સુધી એકધારો ચાલુ રહ્યો. એ વખતે ભૂધર ભક્તના મકાનની સામેના રસ્તાની બાજુના એક નાળામાં એક ડોશીમા અચાનક ફસાઇ પડેલાં. વરસાદને લીધે આ બનાવની કોઇને ખબર પડી નહિ અને બે દિવસ સુધી ડોસીમા એવી સ્થિતિમાં નાળામાંજ પડી રહ્યાં; ત્રીજે દિવસે ત્યાં થઇને ભૂધર ભક્ત જતા હતા તેમની નજર પડી. ભક્તે ઘેર આવી છગનભાઇને તથા બીજાં માણસોને મોકલ્યાં અને ડોસીમાને બહાર કઢાવ્યાં. ડોસી તદ્દન બેશુદ્ધ હતાં અને શરીર પણ ઠંડું થઇ

ગયું હતું. છગનભાઇ ડોશીને ઉપાડીને ઘરમાં લઇ ગયા. ત્યાં લાકડાં તથા છાણાંનો તાપ કરીને આખી રાત્રિ ડોશીને શેક કર્યો. ચોવીસ કલાક પછી ડોશીમાને કંઇક શુદ્ધિ આવી, એટલે રાબ બનાવી ચમચા વડે તેમના મોંમાં રેડવા માંડી. પછી ધીમે ધીમે ડોશીમાની હાલત સુધરી. છગનભાઇની આવી સેવાથી પ્રસન્ન થઇને ડોશીએ તેમને આશીર્વાદ આપ્યો કે, "જા, તારે ઘેર છોકરો થશે." ત્યાર બાદ થોડાજ સમયમાં ડોશીનો એ આશીર્વાદ ફળ્યો અને ફરી લગ્ન કરવાની ઉપાધિમાંથી છગનભાઈ છૂટી ગયા!

## ડૉક્ટર નારાયણરાવનો પરિચય

સંવત ૧૯૫૩ માં અમદાવાદમાં પ્લેગ ચાલતો હતો. સ્થળે સ્થળે ક્વૉરેન્ટીનની (રોગવાળાં મનુષ્યોને જુદાં રાખવાનું સ્થળ) સ્થાપના થઈ હતી. એ વખતે ગાયકવાડની હવેલીમાં પણ એવું એક સ્થળ રાખવામાં આવ્યું હતું. ત્યાં નારાયણરાવ નામના એક સૌથી મોટા ડૉક્ટર હતા. દૈવયોગે તેમને પણ તાવ લાગુ પડ્યો. એક દિવસ બાજુના ક્વૉરેન્ટીનમાં રહેલા બે મારવાડીઓનાં ભજનનો સુંદર ધ્વનિ પથારીમાં સુતાં સુતાં ડૉ. નારાયણરાવને કાને અથડાયો અને તે સાંભળીને એમને મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ એમણે પોતાના મન સાથે એવો નિશ્ચય કર્યો કે, "મને જો સારું થઈ જશે તો હું ઘણા પ્રેમપૂર્વક શ્રીરામદેવજીનું ભજન કરાવીશ."

શ્રીપ્રભુની કૃપાથી તેમનો તાવ ઊતરી ગયો અને થોડાક દિવસોમાં શરીર સારું થઇ ગયું. આથી શ્રીરામદેવજી પ્રત્યેની તેમની શ્રદ્ધામાં વધારો થયો અને પોતે ધારી રાખેલું ભજનનું કામ કરાવવાની એમને ઇચ્છા થઇ. પરંતુ ભજન કોની

પાસે કરાવવું એ પ્રશ્ન એમના મનમાં ઉત્પન્ન થયો. એમણે એવા ભજન કરનાર માણસોની શોધ કરવા માંડી. એક દિવસ તેઓ ભૂધરભાઇના મકાન પાસે થઇને જતા હતા ત્યારે ભગતને ઘેર ભજન ચાલુ હતું. એ સાંભળી ન.રાયણરાવ ડૉક્ટર પણ અંદર ગયા અને થોડીવાર બેસીને ભજન સાંભળ્યાં. પછી જ્યારે ભજન પૂરું થયું, ત્યારે એમણે પોતાની ભજન કરાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ભૂધરભક્તે તેમજ અન્ય ભક્તોએ તેમની એ ઇચ્છાને વધાવી લીધી. એટલે બીજે દિવસે એક-બે પટાવાળાને સાથે લઇ તેઓ ભૂધર ભક્તની પાસે આવ્યા. ભક્તના કપાળમાં ચંદનનું ત્રિપુંડ્ જોઇને ડૉક્ટર સાહેબે ઘણાં વખાણ કર્યાં અને રવિવારે પોતાને ત્યાં તેમની મંડળી સાથે આવવાનું આમંત્રણ આપી ચાલ્યા ગયા.

ઠરાવેલે દિવસે ભક્ત પોતાની મંડળીનાં માણસોને સાથે લઇને નાની રંગીલા પોળમાં ડૉક્ટર સાહેબને ત્યાં ગયા. એક તો એ મોટા માણસ હતા અને વળી હોદ્દેદાર એટલે પૂછવું જ શું ? આ લોકો પોતાને ત્યાં શા માટે આવ્યા હશે તે એ પોતે પણ ભૂલી ગયા અને પૂછ્યું: "તમે કેમ આવ્યા છો ?" આ સાંભળી ભગતે જવાબ દીધો કે, "તમે અમને આમંત્રણ આપી ગયા છો તે મુજબ અમે ભજન કરવા માટે આવ્યા છીએ. શું એ વાત તમે ભૂલી ગયા ?"

ડૉક્ટર સાહેબ બોલ્યા:–"હા, બરાબર છે. તમને શ્રીરામદેવજીનાં ભજન આવડે છે ?"

ભૂધર ભક્તે જવાબ આપ્યો : "તમે કયા રામદેવજીની વાત પૂછો છો ?"

આ વાત સાંભળી ડૉક્ટર સાહેબ આશ્ચર્ય પામ્યા અને તેમણે સામો પ્રશ્ન કર્યો કે, "રામદેવજી કેટલાક છે ?"

ત્યારે ભકતે કહ્યુ કે, "એક રામદેવજી તો અયોધ્યામા થઇ ગયા, બીજા રણુજા (ગામ)મા થઇ ગયા, ત્રીજા મથુરામાં થયા, અરે, રામદેવજી તો ઘટઘટમા વ્યાપી રહેલા છે, પરંતુ તમે કયા રામનુ ભજન કરવાની વાત કરો છો?"

ભક્તની આ વાત સાંભળી ડૉકટર સાહેબ વિચારમા પડી ગયા. ભક્તને શો જવાબ આપવો તે તેમને સમજાયુ નહિ, એટલે છેવટે કહી દીધું કે, "તમે જે રામના ભજન ગાતા હો, તેમાનું એકાદ સંભળાવો એટલે પછી હુ નિર્ણય કરી શકીશ"

આ સાંભળી મંડળીના બધા માણસો ત્યાજ જમીન ઉપર બેસી ગયા ડૉકટર સાહેબ પલગ પર બેઠેલા હતા ભક્તોએ ભજનની શરૂઆત કરી —

"સખી સહિયરો આવોને આ ગરબે બેલીએ રે,
જેથી મળિયે આપણે ત્રણે ભુવનના નાથને રે;
કુળનું કામ, લોકની લાજ-મર્યાદા મૂકીએ રે."

ભજન પૂરુ થયુ એટલે ડૉકટર સાહેબે કહ્યુ કે, "હવે એનો અર્થ સમજાવો" ભૂધર ભકતે એ ભજનનો અર્થ સમજાવવા માડ્યો, પરતુ ડૉકટર સાહેબ સમજી શક્યા નહિ કારણ કે એ વિષય એમને પોતાની સમજશક્તિ બહારનો લાગ્યો હોવો જોઇએ ત્યાર પછી ભકતે તેમને જણાવ્યુ કે, "તમારા મહોલ્લાના બીજા માણસોને ભજન સાભળવા બોલાવો" એટલે સાહેબે પટાવાળાને મોકલીને મહોલ્લાના માણસોને ભેગાં કર્યાં

ભજન સાભળવા આવનાર માણસોમાના કેટલાકે ડૉકટર સાહેબને જણાવ્યુ કે, "આ ભક્તમંડળી જમીન પર બેઠી છે તે યોગ્ય નથી, નીચે કઈક પાથરીને એમને બેસાડવા જોઈએ" આ સાભળી ડૉકટરે ચાદરો પથરાવી અને આસન આપ્યા

ફરી પાછું ભજન શરૂ થયું; આ વખતે તો ડૉકટર પણ પલંગ પરથી ઊઠીને આસન પર સૌની સાથે બેસી ગયા.

કેટલીક વાર સુધી ભજનની રમઝટ ચાલ્યા પછી એક ભક્તે ડૉકટરને સમજ પાડી કે, "આ બધા આપણે ઘેર ભજન કરવા માટે પધારેલા છે; માટે ભક્તોની પૂજા થવી જોઈએ અને ભગવાનને નૈવેદ્ય (પ્રસાદ) ધરાવવું જોઈએ." ડૉકટરને એ વાત પણ ઠીક લાગી અને તરતજ તેમણે ફૂલહાર મગાવ્યા તથા દૂધ, બરફી, પેંડા વગેરે મંગાવી સર્વેને પ્રસાદ વહેંચ્યો. તે પછી ઘણુંખરાં માણસો ત્યાંથી ઊઠી ચાલ્યાં ગયાં. બાકીનાં જે બેઠેલાં હતાં તેમને ડૉકટર સાહેબે પૂછ્યું કે, "તમે ભજન તો સારાં ગાયાં; પરંતુ મને પરમેશ્વર કેવી રીતે અને ક્યારે મળે, તે જણાવી શકશો?" આ સાંભળી એક ભક્તે કહ્યું કે, "એ વાત તો સાહેબ, તમે કોઈ સંત-મહાત્માને પૂછજો, તે તમને રસ્તો બતાવશે." ડૉકટર સાહેબે આ વાત સાંભળીને તરતજ પટાવાળાને હુકમ કર્યો કે, "કોઈ સારા સંત-સાધુને પકડી લાવો."

બીજે દિવસે નદીએથી સ્નાન કરીને પાછા વળતા શ્રીરામબાવા, પટાવાળાની નજરે પડ્યા. પટાવાળાએ તરતજ તેમને જણાવ્યું કે, "તમને ડૉકટર સાહેબ બોલાવે છે." પરંતુ રામબાવાએ તો જવાબ આપ્યો કે, "મારે તેમની પાસે આવવાની શી જરૂર છે? મને કોઈ પ્રકારનું દરદ થયું નથી; જો તેમને કંઈ કામ હોય તો મારી પાસે આવે."

પટાવાળાએ જઈને ડૉકટરને એ વાત જણાવી. એ સાંભળી ડૉકટર નવાઈ પામ્યા અને એ સાધુની મુલાકાત લેવાનું પોતાના મન સાથે નક્કી કર્યું. મહારાજ તો પોતાના નિત્ય નિયમ મુજબ નદીએ સ્નાન કરવા માટે જતા હતા. બીજે

તમારી ઇચ્છા હશે તો પાંચ દિવસમાં પણ પૂરું થઈ શકશે" અને ખરેખર પાંચજ દિવસમાં તેમણે પ્રક્રિયા સાથે પંચીકરણ ભણાવવાનું કામ પૂરું કર્યું. તે પછી "વિચાર ચંદ્રોદય" વાંચવાનું શરૂ કર્યું. તેમાં કામિની–ત્યાગનું વર્ણન વાંચતાં વાંચતાં ડૉક્ટર સાહેબને ખરેખરો વૈરાગ્ય ઉત્પન્ન થયો; તેમણે પોતાનાં પત્નીને જણાવી પણ દીધું કે, "આજથી આપણો પતિ–પત્નીનો સંબંધ પૂરો થાય છે. આપણે બન્ને એક સાથે સાચા મિત્રની માફક રહીશું અને પરમાત્માના ભજનકીર્તનમાં આપણી બાકીની જિંદગી આનંદપૂર્વક ગુજારીશું." તેમનાં પત્નીએ પણ એમાં પોતાની સંપૂર્ણ અનુમતિ દર્શાવી; એટલે તરતજ માદરપાટ મંગાવી એ દંપતીએ શ્વેત વસ્ત્રો ધારણ કરી લીધાં.

દિવસે દિવસે સંસાર ઉપરની આસક્તિ દૂર થતાં આ દંપતીનો લક્ષ્મી ઉપરનો મોહ પણ દૂર થવા લાગ્યો. ડૉક્ટરનાં પત્નીએ એક દિવસ તેમને કહ્યું કે, "મારા સોના–ચાંદીના જે દાગીના છે, તે તમામ વેચીને ધર્માદા કરી નાખો." એ વાત ડૉક્ટરને ગળે ઊતરી ગઈ અને તરતજ તમામ દાગીના તેમણે બજારમાં વેચી દીધા. એનાં જેટલાં નાણાં આવ્યાં તે તમામ તેમણે પટેલ આશારામ અને પટેલ બુલાખીદાસ નામના બે ભક્તોને પરોપકારનાં કામોમાં ખર્ચવા સારુ સોંપ્યાં. તદુપરાંત પોતાની સ્થાવર–જંગમ મિલકત તથા રોકડ સિલક હતી તે પણ તેમને સોંપી દીધી.

આ રીતે પોતાની તમામ માલ-મિલકતની ધર્માદાના કાર્યમાં વાપરવાની ગોઠવણ કરી, બન્ને પરમાનંદમાં મગ્ન રહેવા લાગ્યાં. એ સમયે આત્માનંદ સ્વામી ભૂધર ભક્તને ત્યાં હંમેશાં આવતા હતા અને 'આત્મપુરાણ' તથા 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા' તેમને ભણાવતા હતા. શ્રીરામબાવા પણ એ સમયે

તેમને ત્યાં આવતા હતા; એટલે નારાયણરાવ ડૉકટરે પણ ત્યાં આવવાનું શરૂ કર્યું અને સત્સંગનો લહાવ લૂંટવા માંડ્યો.

એ રીતે દેઢેક માસ પસાર થઈ ગયો એટલે ડૉકટર સાહેબના ઉપરી અધિકારી તરફથી એવી મતલબનું લખાણ આવ્યું કે, "તમારું કામ સંતોષજનક થતું નથી." એટલે ડૉકટરે એનો જવાબ વાળતાં લખી જણાવ્યું કે, "નોકરી કરવાની મારી ઇચ્છાજ નથી એટલે પેન્શનનો બંદોબસ્ત થવો જોઇએ." આ જવાબ વાંચી એમના ઉપરી અધિકારીએ એમને લાહોર–રૂબરૂમાં બોલાવ્યા. નારાયણરાવ પોતાનાં પત્નીને સાથે લઇને ત્યાં ગયા અને પેન્શનનો બંદોબસ્ત કર્યો. પરંતુ ત્યારબાદ થોડાજ દિવસ ત્યાં રોકાયા અને એકાએક તેમનો દેહ ત્યાંજ પડી ગયો! તેમનો અમર આત્મા અમરધામને પંથે પ્રયાણ કરી ગયો!

તેમની મરણક્રિયા કરીને તેમનાં પત્ની લાહોરથી અમદાવાદ આવ્યાં અને ભૂધર ભક્તને સર્વ વાત કહી સંભળાવી પતિની ઉત્તરક્રિયા કરવાની પોતાની ઇચ્છા જણાવી. ભૂધર ભક્તે તેમની ઇચ્છા મુજબ શહેરના બ્રાહ્મણોની ચોરાશી જમાડવાની સર્વ તૈયારી કરવાની ગોઠવણ કરી આપી; પરંતુ એ ઇચ્છા પાર પડે તે પહેલાં એટલે કે તેમના પતિના અગિયારમાને દિવસેજ એ પ્રેમાળ પત્નીનો આત્મા પણ પતિ પાછળ પરલોક પ્રયાણ કરી ગયો! અને પછી તો એ બંનેની ઉત્તરક્રિયા બીજાં મનુષ્યોએ સંભાળપૂર્વક સમાપ્ત કરી.

આમ એ બંને સરળ હૃદયનાં પરમભક્તની જીવનયાત્રા સમાપ્ત થઈ.

## શ્રીરામ મહારાજ સાથેનો પરિચય

શ્રીરામ મહારાજ મૂળ તો ગામ વાલમના હતા. વાલમથી

અમદાવાદ આવ્યા ત્યારે ભગત ભૂધરભાઇનું ઘર પૂછતા પૂછતા આવેલા. એ સમયે એમની સાથે બીજા સંન્યાસીઓ પણ હતા. તેઓ સર્વે ભૂધર ભક્તના મકાન પાસે આવ્યા અને શ્રીગીરધર કવિના કુંડળિયા ગાતા ગાતા બહાર ઊભા રહ્યા. એ સાંભળી ભક્તના ઘરનાં તમામ માણસો બહાર આવ્યાં અને એ સર્વે સંતોને ઘરમાં બોલાવી આસન આપી બેસાડ્યા. તે પછી શ્રીરામ મહારાજે 'આદ્ય શંકરાચાર્ય' અને 'તત્ત્વબોધ' નામનાં બે પુસ્તકો પોતાની સાથેના બે સંન્યાસીઓને અપાવ્યાં અને સર્વેને વિદાય કર્યા. પછી રામમહારાજે ભક્તને કહ્યું કે, "મારે તો હવે અમદાવાદમાંજ રહેવું છે, પરંતુ ગૃહસ્થના ઘરમાં રહેવાય નહિ માટે મને બીજી કોઇ યોગ્ય સગવડ કરી આપો." એ વાતચીત ચાલતી હતી તેવામાં સુરશ્યામ મહારાજ ત્યાં આવી પહોંચ્યા. તે અચરતલાલ વૈરાગીના અન્નક્ષેત્રમાં રહેતા હતા. તેમણે શ્રીરામ મહારાજને અન્નક્ષેત્રમાં રહેવાની સગવડ કરી આપી. આ રીતે રામમહારાજ અન્નક્ષેત્રમાં રહેતા અને દરરોજ સાંજના ભૂધરભાઇને ત્યાં કથામાં આવતા તથા સવારમાં શ્રીસરયુદાસ મહારાજની કથામાં જતા હતા.

એક દિવસ પ્રેમદાસ નામના એક સંન્યાસી શ્રીરામ મહારાજને મળવા માટે ભૂધર ભક્તને ઘેર આવેલા. તેઓ અધ્યાત્મ રામાયણની કથા સારી રીતે કહેતા હતા અને શ્રીરામ મહારાજના ગુરુભાઇ હતા. અમદાવાદ આવ્યા પછી એમણે પણ અહીંજ રહેવાનું પસંદ કર્યું અને લુણસાવાડમાં રહેતા પ્રજાપતિ હીરા સ્વામીને ત્યાં મુકામ કર્યો. આ પ્રેમદાસ સ્વામી પણ ભૂધર ભક્તને ત્યાં સાંજની કથામાં હાજરી આપતા અને પાછળથી ત્યાંજ સાંજના સમયે અધ્યાત્મ રામાયણની કથા કહેવાની તેમણે શરૂ કરી હતી.

આ કથાનો ઘણાં સ્ત્રી–પુરુષો લાભ લઇ શકે એ સારુ

પ્રેમદાસ મહારાજે કથાનો સમય બદલીને સવારનો રાખ્યો; પછી રાત્રે કથા વાંચવા માટે ગામ નાયકાના એક ચુનીલાલ નામના પંડિતને બેસાડયા. બારેક માસ તો આ પ્રમાણે ચાલ્યું હશે; તે પછી એક દિવસ ચુનીલાલ પંડિતને કાંઇ કારણસર બહારગામ જવાનું થયું. આથી તેમની જગ્યાએ કથા વાંચવાને માટે શ્રીરામ મહારાજને બેસાડવામાં આવ્યા.

ત્રણેક દિવસ પછી ચુનીલાલ પંડિત પાછા આવ્યા અને ભક્તને ત્યાં કથાના સમયે હાજર થયા. એ સમયે શ્રીરામ મહારાજે કથા શરૂ કરી દીધી હતી. એટલે ભૂધર ભક્તે પંડિતને જણાવ્યું કે, "આજનો દિવસ શ્રીરામ મહારાજ ભલે કથા વાંચતા, તમે આવતી કાલથી વાંચવાનું શરૂ કરજો." આ સાંભળી પંડિતને માઠું લાગ્યું અને બીજે દિવસે તેઓ કથામાં આવ્યાજ નહિ. આથી શ્રીરામ મહારાજે હમેશાં કથા કહેવાનું ચાલુ રાખ્યું.

પરંતુ ચુનીલાલ પંડિતનો ક્રોધ આટલેથીજ અટકયો નહિ. તેમણે અન્નક્ષેત્રમાં ગુલાબબાઇને શ્રીરામ મહારાજ વિરુદ્ધ આડું-અવળું સમજાવવા માંડયું અને મહારાજનું આસન ત્યાંથી ખસેડવાની યુક્તિઓ રચી. આખરે તે ફાવ્યા અને એક દિવસ રાતના નવ વાગે રામમહારાજને પોતાનો મુકામ ત્યાંથી ઉપાડવો પડયો. રાત્રિના સમયે એકાએક કયાં જવું તેની તેમને ચિંતા થવા લાગી. તેમણે ભૂધર ભક્તને બોલાવી કહ્યું કે, "હાલ ને હાલ કોઇ બીજી ધર્મશાળામાં સગવડ કરાવી આપો." ભક્તે તરતજ શાહપુર-સત્યનારાયણના મંદિરમાં તેમનું આસન મોકલાવ્યું અને ત્યાંજ રહેવાનું નક્કી કરી આપ્યું.

બીજા દિવસે મહારાજ ભક્તને ત્યાં આવ્યા અને તેમને કહ્યું કે, "ચુનીલાલ પંડિતનો મેં શો અપરાધ કર્યો છે, કે

જેથી તેમણે આવી ખટપટ ઊભી કરી? તેમ છતાં મારાથી જો કાંઇ પણ અપરાધ થયો હોય તો તમે માફી અપાવો." આ વાત સાંભળી ભૂધર ભકતે ચુનીલાલને પોતાને ત્યાં બોલાવ્યા. શ્રીરામ મહારાજ પણ ત્યાં હાજર હતા. ભક્તે પંડિતજીને બેસવા માટે આસન આપ્યું; પરંતુ પંડિતજીએ તેનો અનાદર કર્યો અને શ્રીરામ મહારાજની ગાદી ,ઉપર બેસી ગયા. શ્રીરામ મહારાજે એ વાત ધ્યાનમાં લીધી નહિ અને ઊલટી તેમની પ્રદક્ષિણા કરી તેમને પગે પડ્યા. આટલું કરવા છતાં પંડિતજીનું મન માન્યું નહિ અને તેમણે જણાવ્યું કે, "તમે સાતે જણા (તે વખતે ત્યાં સાત માણસો હાજર હતા) એકેક રૂપિયો ભેટ મૂકો તો હું શ્રીરામ મહારાજને ક્ષમા આપુ." આ સાંભળી સર્વે નિરાશ તો થયા, પરંતુ શ્રીરામ સ્વામીને ક્ષમા અપાવવા સારુ તેમણે સર્વેએ એકેક રૂપિયો ભેટ મૂકચો. એટલે ચુનીલાલ પંડિતે શ્રીરામ સ્વામીને ખુશી થઇને ક્ષમા આપી.

આ બનાવ બની ગયા પછી ભૂધર ભકતે પંડિતજીને કયા કહેવા માટે ફરી બોલાવ્યાજ નહિ. શ્રીરામ મહારાજ તો હંમેશની માફક ત્યાં આવતા અને ભક્તના પુત્ર ઉત્તમભાઈ, જેચંદભાઇ તથા તેમની સાથેના બીજા સાથીઓને 'વિચાર ચંદ્રોદય'ની પ્રક્રિયાઓ શીખવતા.

અચરતલાલના અન્નક્ષેત્રમાંથી શ્રીરામમહારાજે પોતાનું આસન ખસેડચા બાદ ગુલાબબાઇને તેમની સેવાની કિંમત સમજાવા લાગી. તેમને સમજાયું કે, આ કામ ખોટું થયું છે અને મહારાજને પાછા લાવવા જોઇએ. આથી સુરશ્યામજી, મહારાજ સરયુદાસજી, શિવાનંદજી તથા મનોરભારતી વગેરે મહાત્માઓને સાથે લઇને ગુલાબબાઇ શ્રીરામ મહારાજને તેડવા ગયાં. તેમને પગે પડી વારંવાર માફી માગી અને પોતાની

ભૂલ કબૂલ કરી; છતાં શ્રીરામ મહારાજે અન્નક્ષેત્રમાં પાછા ફરવાની નાજ પાડી. મહારાજે જ્યારે કોઇ પણ પ્રકારે માન્યું નહિ ત્યારે ગુલાબબાઈ ભૂધર ભક્ત પાસે આવ્યાં અને તેમને વિનતિ કરી કે, "તમે મહારાજને સમજાવો." ત્યારે તેમણે જવાબ આપ્યો કે, "એમને માટે આજ સુધી નહિ અને હવે તમને એકાએક કયાંથી એટલું બધું લાગી આવ્યું કે, આજ એમને પાછા લઈ જવા માટે તૈયાર થયાં છો?"

ગુલાબબાઇએ જવાબ આપ્યો કે, "એમની સેવાની ખરી કિંમત આજેજ અમને સમજાઇ છે. એમનું શરીર સો વરસ જેટલું વૃદ્ધ છતાં સવારના ચાર વાગે ઊઠીને એ અન્નક્ષેત્રની જગ્યા સાફ કરતા હતા, આજુબાજુનાં લૂલાં-લંગડાં તથા સંત-સાધુઓનાં કપડાં નદીએ ધોઈ લાવીને તથા તેમનાં મળમૂત્ર ધોઇને સેવા કરતા હતા. તે કોઇનું પણ કામ કરી છૂટતા. અને આજ સુધી એ વાતની ખબર હતી નહિ. આવા મહાત્મા સાધુનું આસન અન્નક્ષેત્રમાંથી ઉપડાવવાથી સર્વે નિરાશ બની ગયાં છે."

આ સાંભળી ભૂધર ભક્તે શ્રીરામ મહારાજને અન્નક્ષેત્રમાં પાછા પધારવા વીનવી જોયું; પરંતુ મહારાજની મરજી નહિ હોવાથી તેમને પણ નિષ્ફળતાજ મળી.

શાહપુર-સત્યનારાયણના મંદિરમાં રહ્યા પછી પણ શ્રીરામ સ્વામીનું સેવાનું કામ તો રાતદિવસ ચાલુજ હતું. દરરોજ સવારના તે શ્રીસરયુદાસ મહારાજની કથામાં જતા અને પછી ભૂધર ભક્તને ત્યાં કથા વાંચવા આવતા. એ રીતે આઠ વર્ષ આનંદપૂર્વક વીતી ગયાં. એ પછી એમના સાથી અને ભક્તને ત્યાં રામાયણની કથા વાંચવા આવનાર શ્રી. પ્રેમદાસ મહારાજ-નો સ્વર્ગવાસ થયો. શ્રીરામ મહારાજે એમની ઉત્તરક્રિયામાં

ભંડારો કરવાનો વિચાર કર્યો અને શાહપુર–નવી પોળમાં રહેતા શંકરલાલ ભક્તને એ ઇચ્છા જણાવી. તેમણે મહારાજને અગિયાર રૂપિયા આપ્યા અને બાકીની જરૂરી ગોઠવણ પણ કરી. પરંતુ મનુષ્ય ધારે છે કાંઈ ને પ્રભુ કરે છે કાંઇ. જે દિવસે ભંડારો થવાનો હતો, તેના બેએક દિવસ અગાઉજ શ્રીરામ મહારાજ એકાએક દેવલોક પામ્યા. પરલોકમાં પણ જાણે તેઓ સાથે રહેવા ઇચ્છતા હોય, તેમ આ નશ્વર દેહનો ત્યાગ કરી તેઓ ચાલ્યા ગયા. શ્રીરામ મહારાજે ૧૦૫ વરસ જેટલી મોટી ઉંમરે દેહત્યાગ કર્યો હતો. પછી એ બન્ને મહારાજની પાછળ એકસાથે ભંડારો કરવામાં આવ્યો.

## સોની ભક્ત પાનાચંદનો પરિચય

પાનાચંદ નામના એક સોની ભક્ત સાથે પણ ભૂધર ભક્તને સારો પરિચય થયેલો. એ ભૂધર ભક્તને ત્યાં હંમેશાં યોગવાસિષ્ઠની કથા સાંભળવા આવતા હતા. હંમેશના કથાશ્રવણથી તેમને ઘણીજ નાની ઉંમરમાં આ સંસાર પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થઇ ગયો અને એક દિવસ તો તેમણે સંન્યાસદીક્ષા લેવાની ઇચ્છા પણ ભૂધર ભક્તને જણાવી. ભક્તે જણાવ્યું કે, " તમારી ઉંમર હજી ઘણી નાની છે, તમે હજી સંન્યાસ લેવાને લાયક થયા નથી, વળી તમારે ગૃહસ્થાશ્રમ ભોગવવાનો બાકી છે અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા સિવાય સંન્યાસ લેવાનો ધર્મશાસ્ત્રોનો પણ મત નથી. " પણ પાનાચંદના ગળે આ વાત ઊતરી નહિ. ત્યારે ભક્તે કહ્યું કે, "તમારા પિતા જો તમને રજા આપતા હોય તો ભલે સંન્યાસ ગ્રહણ કરો."

તે પછી પિતાની રજા મેળવીને પાનાચંદ ભૂધર ભક્ત પાસે આવ્યા અને પોતાની મહિમ્ન ભણવાની ઇચ્છા પ્રગટ કરી. ભક્તે કહ્યું કે, "એ તો તમે કોઈ મહાત્માને શોધી કાઢીને તેમની પાસે ભણો!" આ સાંભળી તેઓ ગામ કડી ગયા

અને ત્યાંથી ભૈરવાનંદ સ્વામીને બોલાવી લાવી પોતાને ઘેર રાખ્યા અને તેમની પાસે મહિમ્ન ભણવા માંડ્યું.

એ રીતે આખો દિવસ વાચન-અધ્યયનમાં ગાળી, રાત્રે પાનાચંદ ભક્ત તથા ભૈરવાનંદ સ્વામી બન્ને ભૂધર ભક્તને ત્યાં કથા સાંભળવા આવતા. એક દિવસ ભૂધર ભક્તે પોતાને ત્યાં ભિક્ષા લેવા માટેનું શ્રીભૈરવાનંદ સ્વામીને આમંત્રણ આપ્યું. સ્વામીએ જણાવ્યું કે, "જ્યારે મારી ઇચ્છા થશે ત્યારે એક દિવસ હું જરૂર ત્યાં આવીશ." તે પછી એક દિવસે સાંજના સાત વાગે સ્વામી ભક્તને ત્યાં આવી પહોંચ્યા અને કહ્યું કે, જે કાંઇ તૈયાર હોય તે મને પીરસી દો. એ સમયે ખીચડી તૈયાર હતી તે પીરસી અને સાથે દૂધ આપ્યું. જમી પરવારીને સ્વામીજી કથા સાંભળવા બેઠા. નિત્યના એ કાર્યક્રમથી પરવારી સ્વામીજીએ રાત્રે શયન પણ ત્યાંજ કર્યું.

રાત્રે વાતો કરતાં સ્વામીજીએ ભક્તને કહ્યું કે, "ભગત! એક વાત સાંભળો. મારું આ શરીર પડી જાય તો તેને જળ-સમાધિ દુધેશ્વરમાં કરજો અથવા તો મારા શબને ઊંડા પાણીમાં પધરાવજો અથવા નદીની ભેખડમાં ગુફા જેવું બનાવી તેમાં સ્થાપજો." ભક્તે કહ્યુ કે, "તમારું શરીર અહીં હશે અથવા જ્યાં હશો ત્યાંથી અહીં લાવી શકાશે તો તેની વ્યવસ્થા આપની ઇચ્છા મુજબ થશે."

## મંગળ ભક્ત સાથેનો પરિચય

મંગળ ભક્ત કડીમાં રહેતા અને તે એવા તો સંતોષી હતા કે, તેમની પાસે જ્યાંસુધી પૈસા પહોંચતા ત્યાંસુધી તે કામ કરતા નહિ. જ્યારે તેમની પાસે પૈસા ખૂટે ત્યારે તે કામ કરતા અને તેનાં નાણાં પહોંચે ત્યાંસુધી બીજું કામ હાથ પર નહિ લેતાં,

આખો દિવસ ઈશ્વરભજનમાં તથા ધર્મનાં પુસ્તકો વાંચવામાંજ ગાળતા. તેમના ઘરમાં તે પોતે, તેમનાં પત્ની શિવકોર તથા પુત્ર વિઠ્ઠલદાસ મળી કુલ ત્રણ માણસ રહેતાં હતાં. શ્રીભૈરવાનંદ સ્વામીજી અહીંથી કડી ગયા ત્યારે આ ભક્તને ત્યાંજ મુકામ કર્યો હતો. એવામાં મંગળદાસ દેવલોક પામ્યા. તેમનાં પત્ની શિવકોર અમદાવાદ આવ્યાં અને ભૂધર ભક્તને જણાવ્યું કે, "મંગળ ભક્ત દેવલોક પામ્યા છે અને તેમની ક્રિયા કરવા જેટલા મારી પાસે પૈસા નથી. ભક્તે એ સાંભળી ક્રિયા કરવા પૂરતી રકમ આપવાની પોતાની ઇચ્છા જણાવી; પરંતુ શિવકોરે તે સ્વીકારવા ના પાડીને કહ્યું કે, "મારી પાસે સોના-ચાંદીના દાગીના છે તે વેચી આપો; તેની જે કાંઇ રકમ આવશે તેમાંથી હું તેમની ઉત્તરક્રિયા કરીશ."

ભૂધર ભક્તે તેમ કરવા ના પાડી, પરંતુ શિવકોર એકનાં બે ન થયાં. આખરે તેમની મરજી પ્રમાણેની ગોઠવણ ભક્તે કરી આપ્યા પછી તે કડી પાછાં ગયાં. પરંતુ પતિના અગિયારમાને દિવસેજ તે દેવલોક પામ્યાં અને મંગળ ભક્તની ઉત્તરક્રિયા અપૂર્ણજ રહી.

માતાના મરણ બાદ તેમનો પુત્ર વિઠ્ઠલદાસ પાછો નાણાંની જોગવાઈ કરવા માટે ભૂધર ભક્તને ત્યાં આવ્યો. સર્વ પ્રકારની ગોઠવણ કરી કડી પાછો ગયો અને માતાપિતાની ક્રિયા કરી. એ ક્રિયા સંપૂર્ણ થયાને ત્રણેક દિવસ થયા ત્યાં તો એ ભક્તકુટુંબનું એકનું એક રત્ન-વિઠ્ઠલદાસ પણ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા.

આમ એ કુટુંબનાં ત્રણે માણસો એક પછી એક સ્વર્ગસ્થ થવાથી સ્વામી ભૈરવાનંદજી એકલા પડયા. એથી કેટલાક પાટીદાર ભક્તો તેમને માથાસોર ગામે લઇ ગયા. ત્યાં ગયા પછી પંદરેક

દિવસમાં એમનો દેહ પણ પડી ગયો. મરતી વખતે સ્વામીજીએ પોતાની સમીપનાં માણસોને જણાવેલું કે, "આ શરીરને અમદાવાદ લઈ જવું અને તેની વ્યવસ્થા કરવાનું કામ ભૂધરભક્તને સોંપવું." એ મુજબ સ્વામીજીના મૃતદેહને પાલખીમાં બેસાડી અમદાવાદ લાવવામાં આવ્યો. ભૂધર ભક્તે સ્વામીજીની ઇચ્છા મુજબ તેમના શરીરને, નદીકાંઠે એક ભોંયરું કોરાવીને તેમાં ગુફા બનાવી તેમાં પધરાવ્યું હતું.

## મૂંડિયા બાવાનો પરિચય

એક દિવસ ભૂધર ભક્તને ત્યાં ભજન થતું હતું, તેવામાં અચાનક ત્યાં મૂંડિયા બાવા આવી ચડયા. એ એજાર ગામના વતની હતા અને ભૂધર ભક્ત જ્યારે દ્વારકાની યાત્રાએ ગયેલા ત્યારે એમની મુલાકાત થયેલી. ત્યાં મૂંડિયા બાવાએ ભક્તિભાવનો ઘણો સારો સત્સંગ કરાવેલો હોવાથી ભૂધર ભક્ત તેમને ભૂલી ગયા નહોતા. તેમને મળીને મૂંડિયા બાવા પોતે પોતાના મુકામ પર જવા તૈયાર થયા. એ વખતે તેમની સાથે બીજા આશરે ચાલીસેક સાધુ હતા અને એ સર્વેએ સપ્તઋષિના આરે મુકામ કરેલો હતો.

નીકળતી વખતે ભક્તે પોતાને ત્યાં ભિક્ષા લેવાની તેમને વિનતિ કરી. ત્યારે મહારાજે જવાબ દીધો કે, "કોઇક દિવસ આવીશું." થોડી રસોઇ કરી ઘણા માણસોને જમાડવા એવી યોગસિદ્ધિનું આ મૂંડિયા સ્વામીને અભિમાન હતું.

તે પછી એક દિવસે મહારાજને ભિક્ષાનું આમંત્રણ આપી ભક્તે પોતાને ત્યાં દૂધપાક–પૂરીની રસોઇ કરાવી. આ મૂંડિયા બાવાનો એવો નિયમ હતો કે, તેઓ જ્યાં ભિક્ષા માટે જાય ત્યાં રસ્તામાં જે કોઈ સંત–સાધુ મળે તેમને પણ સાથે

લેતા જાય. જ્યારે તે ભિક્ષા માટે પધાર્યા, ત્યારે તેમની સાથે લગભગ દોઢસો સાધુઓ હતા. આ સર્વેને જોયા છતાં ભૂધર ભક્ત ગભરાયા નહિ અને મહાત્માને કહ્યું કે, "તમે સર્વે જમવા બેસી જાઓ!" રસોઇ તો માત્ર ચાલીસ-પચાસ માણસો જમી શકે એટલીજ તૈયાર કરાવેલી હતી; છતાં મહાત્માએ સર્વે સાધુઓને જમવા બેસાડયા અને પોતે ઓટલા ઉપર આસન નાખી બેઠા. આ વખતે ત્યાં થઇને જતો-આવતો કોઇ પણ સાધુ જો તેમની નજરે પડતો, તો તેને પણ બોલાવીને તરતજ જમવા બેસાડી દેતા. આ રીતે ચાલીસ માણસની રસોઇમાંથી પોતાના યોગબળથી એ મહાત્માએ લગભગ બસો માણસ જમાડયા. સર્વે જમી રહ્યા બાદ મહાત્માએ ભક્તને પૂછ્યું કે, "હવે કોઇ જમનાર બાકી છે?" ત્યારે ભૂધર ભકતે કહ્યું કે, "આપણે બેજ બાકી છીએ." મહાત્માએ જણાવ્યું કે, "મને મારા પાત્રમાં ભિક્ષા આપો અને તમે પણ જમી લો." ભક્તે તેમના કહેવા પ્રમાણે કર્યું. એવામાં બેત્રણ બીજા સાધુ ત્યાં આવી ચડયા. તેમને જોઇ ભૂધર ભકતે મહારાજને જણાવ્યું કે, "હવે આમને આપી શકીએ એવું કાંઇ વધ્યું જણાતું નથી." મહારાજે કહ્યું કે, "ઓરડીના ખૂણામાં તપેલીમાં દૂધપાક ને પૂરી છે, તે લાવી એમને આપો." ભૂધર ભકતે ઓરડીમાં જઇને જોયું તો, મહારાજના કહેવા મુજબ નીકળ્યું. ભક્તના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પછી તે લાવી તેમણે સાધુઓને જમાડયા. તે પછી મૂડિયા મહારાજે ત્યાંથી વિદાય લીધી.

## પૂજ્ય સરયુદાસ મહારાજ સાથેના કેટલાક પ્રસંગો

પૂજ્ય સરયુદાસ મહારાજે પ્રેમ દરવાજા પાસે એક પતરાંનું છાપરું બંધાવવાનું કામ શરૂ કરેલું. ત્યારે પંચાલ છગનલાલ કિશોર તથા મંછારામ ભક્ત એ બન્ને છાપરું બાંધતા અને

મહારાજ પોતે પતરાં ઊંચકી ઊંચકીને આપતા હતા.. એવામાં વીસ-પચીસ વર્ષની ઉંમરનો એક મજૂરનો છોકરો છાપરા ઉપરથી કામ કરતાં નીચે પડયો અને તેને એવું સખ્ત વાગ્યું કે તે બેભાન બની ગયો. સરયુદાસ મહારાજ તરતજ પોતાનું કામ પડતું મૂકી તેની પાસે દોડી ગયા. તેના શરીરે હાથ ફેરવી તેને ભાનમાં લાવવાના પ્રયત્ન કરવા માંડ્યા. ધીમે ધીમે તે કંઈક શુદ્ધિમાં આવ્યો એટલે તેને સરયુદાસ મહારાજ પોતાની ખાંધે ઉપાડી મંછારામને કારખાને પહોંચાડવા ગયા. ત્યાં તેનાં માબાપને બોલાવ્યાં; છતાં તેની સારવાર તો પોતે પોતાની જાતેજ કરવા લાગ્યા. ચાલુ ત્રણ દિવસ સુધી મહારાજે ભોજન લીધા સિવાય તેની સારવાર કર્યા કરી. ચોથે દિવસે છોકરાને કંઈક આરામ જણાયો ત્યારે તેને થોડીક રાબ પાઈને પછી મહારાજે ભોજન કર્યું. તેને સંપૂર્ણ આરામ થયો, ત્યાંસુધી મહારાજશ્રીએ પોતે જાતેજ તેની સેવા કરી હતી.

મહારાજ સરયુદાસના ગુરુભાઈ લાલદાસજી અમદાવાદમાં ધીકાંટે આવેલા-રણછોડજીના મંદિર પાસે રહેતા હતા. મહારાજ હમેશાં ત્યાં જતા. માર્ગમાં કોઈ ગરીબ કે ભૂખ્યો માણસ મળી જાય, તો ગમે ત્યાંથી માગી લાવીને પણ તેમને ભોજન કરાવતા,

એક દિવસ રાતના ભૂધર ભકતને ત્યાં મહારાજ ખાવાનું માગવા માટે આવ્યા. ભકતે મહારાજને ઓળખ્યા ને કહ્યું: "અત્યારે શું ખાવાનું હોય?"

"જે હોય તે આપો, મારા દાદા માંદા છે." મહારાજે જણાવ્યું.

ભકતે પૂછ્યું: "તે કયાં છે? મને બતાવો, હું આપી આવીશ."

મહારાજે કહ્યું કે, "પ્રેમ દરવાજે જાઓ. ત્યાં એક દુઃખી માણસ પડેલો છે, તેને પહોંચાડો."

ભક્ત તે સ્થળે ખાવાનું લઇને ગયા અને તેને જમાડ્યો.

× × × ×

ભૂધર ભક્ત હમેશાં શ્રીસરયુદાસ મહારાજની કથા સાંભળવા માટે જતા હતા. ભક્તની નજર એક દિવસ મહારાજનાં ફાટલાં વસ્ત્રો ઉપર પડી. બપોરના એક માદરપાટનો તાકો અને ફૂલનો હાર લઇ ભૂધર ભક્ત મહારાજ પાસે પહોંચ્યા અને મહારાજને હાર પહેરાવવા માંડ્યો. મહારાજે તેમ કરતાં તેમને અટકાવી કહ્યું કે, "એ હાર ઠાકોરજીને પહેરાવો. મારા કરતાં ઠાકોરજી એને માટે વધારે યોગ્ય છે અને એથી મારું મન ઘણું પ્રસન્ન થશે."

મહારાજનાં એ વચનો સાંભળી ભક્તે ઠાકોરજીને હાર પહેરાવ્યો. પછી માદરપાટનો તાકો ફાડી તેનાં ધોતિયાં બનાવ્યાં અને તે મહારાજને અર્પણ કર્યાં; ત્યારે મહારાજે જણાવ્યું કે, "મારે એની કાંઈ જરૂર નથી. દયા કરીને એ તાકો પાછો લઈ જાઓ."

ભક્તના મોટા પુત્ર ઉત્તમભાઇ આ સમયે ત્યાં હાજર હતા. તેમણે ઘણીજ વિનતિપૂર્વક કહ્યું કે, "આ તાકો હું સાધુઓના ઉપયોગ માટેજ લાવ્યો છું, માટે આપ પ્રથમ અંગીકાર કરો."

મહારાજે ઘણો આગ્રહ કરવા છતાં જ્યારે ભૂધર ભક્તે કોઇ પણ ઉપાયે નજ માન્યું, ત્યારે મહારાજે કહ્યું કે, "તમારી આટઆટલી ઇચ્છા છે, તો મને માત્ર એક કોપીન જેટલુંજ વસ્ત્ર ફાડી આપો; બાકીનાનાં કપડાં સિવડાવી ગરીબ બાળકોને પહેરાવી દેજો. બાળકોની સેવા કરવી એ પણ પ્રભુની સેવા કર્યા

બરાબરજ છે. એમ કરવાથી પ્રભુ પ્રસન્ન થશે."

× × × ×

એક દિવસ રાત્રે નવેક વાગ્યાના શુમારે મહારાજ સરયુદાસજી તથા સ્વામી સુરશ્યામજી, ભૂધર ભક્તને ઘેર આવ્યા. થોડીવાર ભક્તિવિષયક વાર્તાલાપ કર્યા પછી એક પ્રશ્ન ઊઠયો કે, "જ્ઞાનીને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય કે નહિ?"

સુરશ્યામ મહારાજે જણાવ્યું કે, "જ્ઞાનીને પણ સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે."

સરયુદાસ મહારાજે જણાવ્યું કે, "જ્ઞાનીને સ્વપ્નાવસ્થા હોય નહિ."

ભૂધર ભક્ત જણાવ્યું કે, "ત્રણ અવસ્થા તો જ્ઞાની અને અજ્ઞાની એ દરેકને હોય; માટે જ્ઞાનીને સ્વપ્નાવસ્થા પણ અવશ્ય પ્રાપ્ત થાયજ."

આથી સર્વના મનનું સમાધાન થયું અને ત્યાંથી સર્વ છૂટા પડ્યા.

## મહાત્મા બમ્ભોળાનો પરિચય

એ સમયે દૂધેશ્વર–ચંદ્રભાગાના આરા ઉપર એક મહાત્મા રહેતા હતા. લોકો તેમને બમ્ભોળા કહેતા. તેઓ પંચકેશ રાખતા અને ભિક્ષાવૃત્તિથી પોતાનો નિર્વાહ ચલાવતા. તે શહેરમાં જ્યારે ભિક્ષા માગવા નીકળતા ત્યારે છોકરાં બમ્ભોળાનો પોકાર કરીને તેમની પાછળ દોડતાં અને મૂઠી મૂઠી લોટ તેમના ભિક્ષાપાત્રમાં નાખતાં. આ રીતે ભિક્ષામાં જેટલો લોટ મળે તેટલા ઉપર તે નિર્વાહ ચલાવતા અને જે દિવસે કાંઇ ન મળે તે દિવસે ઉપવાસ કરી લેતા. મળેલા લોટના ક્યારેક

રોટલા બનાવી લેતા, તો કયારેક કાચો લોટ પણ ફાકી ને ચલાવી લેતા.

એક દિવસ ભૂધર ભક્તને ત્યાં જમણવાર હતું. તે સમયે વરસાદ પડવા લાગ્યો અને બધે પાણી પાણી થઇ ગયું. જમવા આવેલા મહાત્માઓ સડક ઉપર ઊભા હતા. એવામાં તો બમ્ભોળાનો અવાજ તેમના કાને અથડાયો. જોતજોતામાં મહાત્મા બમ્ભોળા ત્યાં આવી ઊભા રહ્યા અને સર્વેને ભેગા થયેલા જોઇ પૂછવા લાગ્યાઃ "તમે સઘળા અહીં કેમ ઊભા છો ?"

તેમાંના એકે જવાબ આપ્યો કે, "વરસાદથી જમીન પાણી પાણી થઇ ગઈ છે. અમારે જમવા બેસવું છે, પરંતુ શી રીતે બેસીએ ?"

આ સાંભળતાંજ મહાત્મા બોલ્યા કે, "નૈવેદ્ય લાવો અને પછી દેવતા લાવી આપો."

માણસોએ તરતજ તેમણે માગેલી ચીજો હાજર કરી. મહાત્માએ ધૂપ કર્યો અને છાપરા ઉપર મૂક્યો. તે સાથેજ વરસાદ બંધ થઇ ગયો અને થોડીવારમાંજ જમીન કોરી પડવા લાગી.

એટલે સર્વે જમવા બેઠા અને આ મહાત્મા ત્યાંથી ઉતાવળા ચાલ્યા ગયા. કેટલોક સમય વીત્યા બાદ મહાત્માની તુરાઇનો અવાજ સંભળાયો અને તરતજ વરસાદ પહેલાંની માફક વરસવા લાગ્યો ! જેઓ પંગત ઉપરથી ઊઠી ગયા હતા તે સિવાયના બાકીના પલળી ગયા.

## મહારાજ જયકૃષ્ણનો પરિચય

મહારાજ જયકૃષ્ણ મુંબઈથી આવેલા હતા અને અમદાવાદ દાણાપીઠમાં દેસાઇભાઇ વકીલને ત્યાં અદ્વૈતામૃતની કથા કહેતા હતા. ચિદાનંદ મહારાજે એ વાત સાંભળી. તેમણે ભૂધરભાઇને

વાત કરી અને કથામાં આવવા કહ્યું. ભૂધરભાઈ પોતાના મોટા પુત્ર ઉત્તમભાઈને સાથે લઈને કથામાં ગયા. કથામાં વિષયાકાર-વૃત્તિ ને વિવેકરૂપી સંન્યાસનો પ્રસંગ ચાલતો હતો. કથા કહેવાની મહારાજની ઢબ અનોખી હતી. સર્વે શ્રોતાજનોનાં મન એમની વાણીનું અમૃત પીતાં ધરાતાં નહોતાં.

કથાપ્રસંગ પૂરો થયા બાદ ભૂધરભાઈએ મહારાજને ભિક્ષા માટે પોતાને ત્યાં પધારવાનું આમંત્રણ આપ્યું. મહારાજે કહ્યું કે: "હું કોઈને ત્યાં જમવા જતો નથી." ભક્તે કહ્યું કે, "કોઈને ઘેર જવાનું નથી, પરંતુ વાડજ કાશ્મીરી મહાદેવમાં જવાનું છે." એ સાંભળી જયકૃષ્ણ મહારાજે ત્યાં આવવાનું કબૂલ કર્યું અને કહ્યું કે, "હું રવિવારે આવીશ; પરંતુ મારે માટે દૂધ લાવજો."

પછી રવિવારે સર્વે સત્સંગીઓ તથા બીજા આમંત્રિત વકીલ, બૅરિસ્ટરો ઇત્યાદિ મળી લગભગ સોએક માણસો ત્યાં આવ્યા હતા. શ્રીસરયુદાસજી, શિવાનંદજી, સુરશ્યામજી, ભજનાનંદજી, વગેરે મહાત્માઓ પણ પધાર્યાં હતા. સમય થતાં જયકૃષ્ણ મહારાજ ત્યાં પધાર્યા એટલે ભૂધર ભક્ત તેમને લેવા માટે ઝાંપા સુધી સામા ગયા અને તેમને તેડી લાવ્યા.

જયકૃષ્ણ મહારાજે આત્માનંદ સ્વામીને નમસ્કાર કરી મહાદેવનાં દર્શન કર્યાં અને પછી નંદી પાસે બેઠા. ભક્તે તેમને જણાવ્યું કે, "આપ અંદર પધારો. આપને માટે આસન તૈયાર છે અને સર્વે આપની રાહ જુએ છે."

એ સાંભળી મહારાજ ઊઠીને પોતાના આસને ગયા તો ખરા, પરંતુ તેમની મુખમુદ્રા જોતાં એમ જણાયું કે, સાધુ મહાત્માઓ એમનો સત્કાર કરવા માટે દરવાજા સુધી સામા ન

ગયા હોવાથી એમને કંઇક માઠું લાગ્યું છે; પરંતુ હવે શું થાય?

આ સમયે એક પ્રશ્ન ભૂધર ભક્તના મનમાં ઊઠયો કે, "હવે પૂજન કોનું કરવું? સ્વામીજીનું કે પંડિતજીનું?" આ પ્રશ્નનું નિરાકરણ પોતે મનમાં કરી લીધું. પૂજનનો એક થાળ પોતે ઉપાડયો અને બીજો તેમના પુત્ર ઉત્તમભાઇને આપ્યો પછી બન્ને પિતા-પુત્રે એક સાથેજ બન્ને મહાત્માઓનું પૂજન કર્યું.

પૂજનવિધિ થઈ રહ્યા બાદ સર્વે મહાત્માઓએ જયકૃષ્ણ મહારાજને કહ્યું કે, "હવે કંઇક ઉપદેશ સંભળાવો." તેમણે કહ્યું કે, "જેમ અક્ષરમાં શાહી છે, પરંતુ શાહીમાં અક્ષર નથી તેમ ઈશ્વર જગતમાં વ્યાપેલો છે, પરંતુ ઈશ્વરમાં જગત વ્યાપેલું નથી." એ પછી તેમણે શ્વેતકેતુ અને ઉદ્દાલક મુનિનો પ્રસંગ સુંદર રીતે મધુર વાણીમાં કહી સંભળાવ્યો. તે પછી પ્રસાદ તથા દૂધ આપવામાં આવ્યું અને ત્યાર બાદ સર્વે ત્યાંથી વેરાયા.

## પંડિત પીતાંબર પરસોતમદાસજીનો પરિચય

પંડિત પીતાંબરભાઇ ભગવદ્‌ભક્ત અને મહાવિદ્વાન હતા. તેમણે 'વૃત્તિપ્રભાકર' અને 'વિચારસાગર' નામનાં પુસ્તકોની ટીકા પણ લખેલી, જે મુંબઈવાળા શરીફ સાલે મહમદે છપાવી પ્રગટ કરી હતી. અમદાવાદમાં હાજા પટેલની પોળમાં તેઓ કથા કરતા હતા. ભૂધર ભક્ત ત્યાં પણ નિત્ય કથાશ્રવણ કરવા જતા હતા. એક દિવસ ભૂધર ભક્તના મનમાં પંડિતજીને પોતાને ત્યાં પધરાવવાની ઈચ્છા ઉત્પન્ન થઈ, તેથી તેમણે જમવા પધારવાનું નિમંત્રણ આપ્યું. ભક્તનો ભાવ જોઇને મહારાજે પણ હા પાડી.

ત્યારે ભક્તે પૂછયું કે, "રસોઇમાં શું બનાવું?"

પંડિતે કહ્યું કે, "મગની દાળનાં વડાં, તેલ-મરચાં વિના બનાવજો."

રસોઇ તૈયાર કરાવી ભૂધરભક્ત પંડિતજીને તેડવા ગયા. પંડિતજી તદ્દન નિરભિમાની હતા. તેઓ તરતજ તૈયાર થઇ ગયા અને પગે ચાલીને ભક્તની સાથે તેમને ત્યાં આવ્યા. ભોજનકાર્યથી પરવાર્યા પછી ભક્તે કહ્યુંઃ "કોઇ કથા-પ્રસંગ સંભળાવો." એટલે પંડિતે ચિદ્દઘનાનંદ સ્વામીની ગીતા લીધી અને તેમાંથી 'ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિભાગ યોગ' શરૂ કર્યો. સર્વે શ્રોતાજનો એકચિત્તે સાંભળવા લાગ્યા. પંડિતજીએ એ અધ્યાય ઘણીજ સારી રીતે કહી સંભળાવ્યો.

તે પછી ભૂધરભક્તની દૃષ્ટિ પંડિતજીની કામળી તરફ ગઇ તો તે ફાટેલી જોવામાં આવી. આથી ભક્તે એક નવી કામળી મંગાવી પંડિતજીને આપવા માંડી. પંડિતે આગ્રહપૂર્વક સ્વીકારવા ના પાડી, પરંતુ ભૂધર ભક્તે પણ માન્યું નહિ; આખરે પોતાની ફાટેલી કામળી ભક્તને આપી અને તેના બદલામાં નવી કામળી લેવા તેમણે કબૂલ કર્યું. ભક્તે એ વાત મંજૂર રાખી અને તેમને નવી કામળી આપી વિદાય આપી.

## કીશનપ્યારીનો પરિચય

કીશનપ્યારી આગ્રામાં વસતાં હતાં અને ભૂધર ભક્તને ઘેર તારકસબના સંચા સુધરાવવા આવતાં હતાં. તેઓ ઘણાંજ ભગવદ્પ્રેમી હતાં. પગે ઘૂઘરા બાંધી, હાથમાં મંજીરા લઇને અથવા તો ઢોલક કે ખંજરી સાથે તે શ્રીકૃષ્ણની ગરબીઓ સુંદર રાગરાગણીમાં ગાતાં હતાં અને શ્રીકૃષ્ણના પ્રેમમાં તલ્લીન થઈ જતાં હતાં. તેઓ જ્યારે જ્યારે આવતાં ત્યારે ત્યારે પંદર-વીસ દિવસ રહેતાં અને સર્વેને તેમનાં ભજનોનો આનંદ

આપતાં. તેમનું શરીર હૃષ્ટપુષ્ટ અને સ્વભાવ આનંદી હતો. તેમને બોલતાં જોઇને સામા માણસને હસવું આવ્યા સિવાય રહે નહિ, એવી રીતે તે હસીને બોલતાં. તેમની ગરબીઓમાંનો એકાદ નમૂનો નીચે આપેલો છે.

સોનેકા ઘડુઆ, ગંગાજલ પાણી,
　　સ્નાન કરો ગરીબી જાન—ગરીબી દેખા કરો.
સોનેકી થાળીમાં ભોજન પીરસું,
　　જરા હસ કે ખા લો જાન—ગરીબી દેખા કરો.
સોનેકી ઝારી મેં જળ ભરી લાવું,
　　જરા આચમન કર લો જાન—ગરીબી દેખા કરો.
ચુન ચુન કલિયાં સેજ બિછાવી,
　　જરા હસકે સો લો મેરી જાન—ગરીબી દેખા કરો.

બીજાં ઘણાં ભજન તેઓ ગાતાં હતાં. વરસમાં એકાદ વખત તો તે આવતાંજ અને તેમનાં ભજન સાંભળવાને ઘણાં સ્ત્રી-પુરુષો એકઠાં થતાં હતાં. દશ-પંદર દિવસ સુધી પ્રભુભજનનો લાભ આપી તેઓ પાછાં આગ્રા ચાલ્યાં જતાં.

## મહાત્મા રામદાસનું વૃત્તાંત

મહીકાંઠા એજન્સીમાં ગામ સાદગ પાસે આવેલા અલુઆની ગુફામાં રહેતા મહાત્મા રામદાસ સમાધિ ચડાવતા હતા. સમાધિમાં બેઠા પછી બરાબર એક મહિને તે જાગ્રત થતા; પછી તેઓ ભૂધર ભક્તને ત્યાં આવીને અતિશય પ્રેમથી માગીને બાજરીનો રોટલો અને ડુંગળીનું શાક જમતા. ભોજન લીધા પછી તરતજ મહારાજ ત્યાંથી ચાલ્યા જતા. એક વખત શ્રાવણ વદિ ૧૧ ના દિવસે ભક્તના ઘરનાં માણસોમાં કોઈ નહોતું અને અચાનક મહારાજ ભિક્ષા લેવા આવી પહોંચ્યા. ભિક્ષા લેવા આવનારને પાછા તો કઢાય નહિ એટલે ભક્તે પોતે ડુંગ-

ધીનું શાક બનાવ્યું અને તેમની સામે રહેતા રા. પુંજારામ વનમાળીદાસે બાજરીનો રોટલો બનાવી આપ્યો અને એમ રસોઈ તૈયાર કરીને મહારાજને સારી રીતે જમાડયા.

એક વખત એ મહારાજ એક તૂમડું લઈને ભૂધર ભક્તને ઘેર આવ્યા અને કહ્યું કે, “આ તૂમડાનો હાલને હાલ મને તંબૂરો બનાવરાવી આપો. આજ રાત્રે મારે એજ તંબૂરાથી ભજન ગાવાં છે.” ભક્તે તરતજ તેમની ઇચ્છા પ્રમાણે ગોઠવણ કરી દીધી. પછી એજ તંબૂરા વડે રાતના તેમણે ખૂબ પ્રેમથી પ્રીતમના મહિના તથા સાખીઓ ગાઈ. એ વખતે શ્રીરામ મહારાજ ત્યાં બેઠેલા હતા. મહાત્મા રામદાસનાં ભજન સાંભળી પરમહંસજી ખૂબ પ્રેમમાં આવી ગયા અને ઊભા થઈ નાચવા લાગ્યા. આખી રાત એ પ્રમાણે ભજનનો આનંદ કરી સવાર થતાં તેઓ પોતાની ગુફામાં જતા રહ્યા.

આ રામદાસ મહારાજ એકવડા બાંધાના અને સાડાસાત ફૂટ ઊંચા હતા. જ્યારે તેઓ સુઈ રહેતા ત્યારે કહેતા કે, “બાવો કેટલો લાંબો છે તે જોઇ લેજો!” સૂતા પછી તેઓ લાંબો તાડ હોય એવા જણાતા હતા.

## મહાત્મા ખુશાલદાસજીનો પરિચય

મહાત્મા ખુશાલદાસજી અમદાવાદ–શાહપુર–રંગીલા પોળમાં આવેલા શ્રીરાધાકૃષ્ણના મંદિરમાં રહેતા હતા. દરેક મહિનાની સુદિ નવમીને દિવસે એ મહાત્મા ભૂધર ભક્તને ત્યાં ભજનમાં પધારતા હતા.

મહાત્મા ખુશાલદાસ હડકાયાં કૂતરાંની પરીક્ષા કરવામાં ઘણા પ્રવીણ હતા. જો કોઇને કૂતરું કરડયું હોય તો તે મહાત્મા પાસે જઇ તેમને પૂછતા કે, “બાપજી! આને કેવું

આવતા. તેઓ શરીરે ઘણાજ પુષ્ટ હતા. એમના શરીરનું વજન બાર મણ હતું. ચાર માણસો તેમને ઊંચકીને સ્નાન કરાવતા. તેમનો હાથ પકડીને તેમને પાટ ઉપર બેસાડવામાં આવતા. તેઓ પોતાની જાતે સારી રીતે હલનચલન કરી શકતા નહિ. જ્યારે કથા કહેવા બેસતા ત્યારે એમની વાણીનો અજબ પ્રભાવ પડતો. એમને જે કાંઇ પ્રશ્ન પૂછવામાં આવે તેનો ખુલાસો એ કથા પૂરી થયા પછી કરતા. ભૂધર ભક્ત હમેશાં એમની કથામાં જતા હતા. આ મહાત્મા પણ કોઇનો પાઇ-પૈસો લેતા નહોતા.

## નારાયણસિંહજી ભગતનો પરિચય

નારયણસિંહજી નામના એક ભક્તરાજ દરિયાપુરમાં રહેતા હતા અને પોતાના ઘરમાંજ શ્રીરાધાકૃષ્ણની મૂર્તિ પધરાવી તેની સેવા કરતા હતા. સવાર-સાંજ બન્ને સમય શ્રીમદ્‌ભાગવતની કથા કરતા હતા; ઉપરાંત સવારે બીજી કથાઓ અને રાત્રે ભજન-કીર્તન પણ કરતા હતા. એ સિવાય બહારનો કોઇ ભક્તજન એમને ભજન-કીર્તન કરવા બોલાવે, તો ત્યાં પણ તે ઘણા પ્રેમથી જતા હતા. તેઓ કોઇ પણ પ્રકારની ભેટ સ્વીકારતા નહિ; તેમજ ફૂલહાર વગેરેનો ઉપયોગ પણ ઠાકોરજી માટેજ કરતા હતા. તેઓ ઘણી વખત ભૂધરભાઇને ત્યાં આવતા અને સત્સંગ કરતા. ભૂધર ભક્ત પણ ઘણી વખત તેમને ત્યાં જતા. શ્રી-સરયુદાસ મહારાજની કથામાં તે બન્ને સાથે જતા હતા.

## ભક્ત જેસિંગ ઠાકોરનો પરિચય

ભૂધર ભક્ત તથા જેસિંગ ઠાકોર એ બે સત્સંગી ભાઇબંધ હતા. જેસિંગ ઠાકોર ટપાલખાતામાં ટપાલ વહેંચનાર તરીકે નોકરી કરતા હતા. પોતાનું કામ પૂરું થયા પછી બાકીનો સમય તે સત્સંગમાંજ ગાળતા હતા. રાતના સમયે

ઠાકોર ભૂધર ભક્તને ઘેર આવતા અને સત્સંગ કરતા. દર અઠવાડિયે જેસિંગ ભક્તને ત્યાં ભજન થતાં, ત્યારે ભૂધર ભક્ત તેમને ત્યાં જતા અને ઘણાજ પ્રેમપૂર્વક ભજનોમાં ભાગ લેતા.

નોકરીની મુદત પૂરી થયા પછી જેસિંગ ભક્ત પેન્શન ઉપર ઊતરી પડયા. પેન્શનની જે રકમ એમને મળતી, તેનો ઉપયોગ તે ધર્માદાનાં કાર્યોમાં કરતા. સંવત ૧૯૫૦ ની સાલમાં ભૂધર ભક્ત પોતાના કુટુંબ સાથે જ્યારે યાત્રાએ ગયેલા, ત્યારે જેસિંગ ઠાકોર પણ તેમની સાથે ગયા હતા. એ સમયે તંબૂરો, ઢોલક, મંજીરા, કરતાલ વગેરે ભજનનાં સાધનો પણ તેમણે પોતાની સાથે રાખેલાં અને જે ગામમાં ઊતરતા, ત્યાં ભજનની ધૂન લગાવતા લગાવતા ગામમાં જતા અને રાત્રે પણ ધૂન મચાવતા. ત્યાર પછી એકાદ કલાક પુસ્તકોના વાચનમાં ગાળતા, પછી ભજનો ગાતા અને તે પછી આરામ લેતા. યાત્રાએ નીકળ્યા પછી ઘર સંબંધી કોઇ પણ પ્રકારની ચિંતા નહિ કરતાં, તે શાંતિથી પ્રભુભજનમાંજ આનંદપૂર્વક રહેતા હતા. મથુરામાં ગેયા ત્યારે બિહારીલાલ ફક્કડ નામના એક ભક્તસજ્જન મારફત મથુરાની ભક્તમંડળીઓને બોલાવી રાસમંડળ સાથે રસપૂર્વક ભજન કરતા. મથુરાથી પ્રયાગરાજ ગયા ત્યારે ત્યાં કુંભનો મેળો ભરાયલો તે પૂરો થવાની તૈયારીમાં હતો. દારાગંજમાં એક–બે વખત તેમણે ભજન પણ કરાવેલાં અને એમ ભગવદ્‌ભક્તિનો રસ લૂંટતા તેઓ ચૌદપંદર દિવસ ત્યાં રહેલા. ત્યાંથી કાશીપુરીમાં જઇ, શ્રીગોકુળચંદ્રમાજીના મંદિરમાં મુકામ કર્યો ને બીજે દિવસે રામનવમી હોવાથી નિરંજની અખાડામાં રસોઇ આપી. ત્યાંથી અયોધ્યા જઈ પાંચેક દિવસ રહ્યા અને સરયુ નદીના કિનારા ઉપર રહેતા એક મહાત્માની સાથે આનંદ ભોગવી ત્યાંથી હરદ્વાર ગયા. ત્યાં મનીષાનંદ નામના એક

કૂતરું કરડ્યું છે ?" આ સાભળતા મહાત્મા મદિરમાં જઈ ધ્યાનમાં બેસતા અને થોડી વારમાં પાછા આવી કહેતા કે, "એને હડકાયું અથવા તો અમુક પ્રકારનું અને અમુક રંગનું કૂતરું કરડ્યું છે."

કૂતરું જો હડકાયું કરડ્યું હોય તો પોતેજ તેનો ઉપાય કરતા. જે જગ્યાએ કૂતરું કરડ્યું હોય, તે જગ્યા પોતેજ મોંવડે ચૂસી લેતા અને પછી ત્યાં દવા ચોપડતા ત્યાર પછી સાતઆઠ દિવસમાજ તેને સારું થઈ જતું.

## મહારાજ પૂર્ણાનંદજીનો પરિચય

મહારાજ પૂર્ણાનંદજી ગામ લુણાવાડાના રહીશ હતા. તેઓ સવત ૧૯૫૨ મા અમદાવાદ આવ્યા ત્યારે સ્વામી શિવાનંદજી તેમની સાથે હતા પ્રસગોપાત્ત ભૂધર ભક્તને તેઓ મળ્યા ત્યારે સ્વામી શિવાનંદજીએ ભૂધર ભક્તને કહ્યું હતું કે, "પૂર્ણાનંદ મહારાજ ભજન બહુ સારાં ગાય છે." આથી ભક્તે એક દિવસ રાતના તેમને ભજન ગાવા માટે આમંત્રણ આપ્યું. તેઓ ભજન બહુ રસદાયક અને મધુરી ભાષામાં ગાતા હતા. સર્વને એમનાં ભજન સાંભળવાનો એટલો રસ પડતો હતો કે બેસવાની જગ્યા મળતી નહિ. આથી શામળ બહેચરના મહાદેવમાં ભજન કરવાનું નક્કી કર્યું હતું. સતાર, ફિડલ અને હારમોનિયમ એ ત્રણેની મિલાવટ સહિત પૂર્ણાનંદજી ભજન ગાતા હતા. ભજનની પ્રત્યેક લીટીનો અર્થ પણ વચ્ચે સમજાવતા હતા. "જાગ નગ કેસરી, કર મન ભજન મે સંગ્રામ"નું ભજન ગાતા ત્યારે રાતના બાર વાગી જતા છતાં સાંભળનારને ત્યાંથી ઊઠવાનું મન થતુ નહિ કોઈની પાસેથી એ પાઈ-પૈસો લેતા નહિ. જો કોઈ આમંત્રણ આપે તોજ તેને ત્યા એ માત્ર જમવા જતા.

જ્યાં જ્યાં એમનાં ભજન થતાં, ત્યાં ત્યાં ભૂધરભાઈ પોતાના પુત્ર ઉત્તમભાઇને સાથે લઇને જતા. સ્વામી શિવાનંદ તો હંમેશાં એમનાં ભજનમાં હાજર હોયજ. કોઈ કોઇ વખત તો મહાત્મા સરયુદાસજી, સુરશ્યામજી તથા મનોહરભારતીજી પણ એમનાં ભજન સાંભળવા આવતા.

## મહારાજ શ્રીકૃષ્ણાનંદજીનો પરિચય

શાહપુર દરવાજા બહાર આવેલી છોટાલાલની ધર્મશાળામાં કૃષ્ણાનંદજી આવીને ઊતર્યા હતા અને એજ ધર્મશાળામાં તેઓ કથા કહેતા હતા. તેમની સાથે બીજા પણ એક મહાત્મા હતા. એમની કથામાં શ્રીસરયુદાસજી તથા બીજા પણ ઘણા સંત–મહાત્માઓ આવતા હતા. ભૂધર ભક્ત તો હમેશાં તેમની કથામાં જતા હતા. કથામાં તેઓ સરળ અને સચોટ દૃષ્ટાંતો કહેતા. તેમની વાણી પ્રભાવશાળી હતી. તેઓ શરીરે ઘણાજ પ્રચંડ અને હૃષ્ટપુષ્ટ હતા, હિંદી ભાષા બોલતા હતા અને કથા–વાર્તા પણ હિંદીમાંજ કરતા હતા. તેઓ વારંવાર એવો ઉપદેશ દેતા કે, "ડોલ–દોરી કૂવામાં નાખવા છતાં ચાર આંગળ દોરી હાથમાં રાખવાથી પણ કૂવામાંથી ડોલ કાઢી શકાય છે; તેમ થોડું ભજન કરવાથી પણ સારો લાભ મેળવી શકાય છે. માટે થોડો સમય પણ ભજન–કીર્તનમાં ગાળવો જોઇએ."

આ મહારાજ પણ કોઇની પાસેથી પાઈ–પૈસો લેતા નહોતા. એ લગભગ સંવત ૧૯૫૫ માં થઇ ગયા.

## ઉદાસી મહાત્માનો પરિચય

આ ઉદાસી મહારાજ કાંકરિયા તળાવ પાસે કથા કરતા હતા. એમની કથામાં શેઠ રણછોડભાઇ તથા તેમના પુત્ર માધુભાઇ પણ હાજરી આપતા; તેમજ બીજા અનેક સજ્જનો

મહાત્મા સાથે એમને મુલાકાત થયેલી. આમ યાત્રા પૂરી કરી, અમદાવાદ પાછા આવ્યા પછી, એમણે ભૂધર ભક્તને કહેલું કે, "મારું મન હવે આ સંસાર ઉપરથી ઊઠી ગયું છે અને મારે સંન્યસ્ત લેવું છે." એમની આ ઇચ્છામાં જાણે પ્રભુની પણ સંમતિજ હોય એમ દૈવયોગે બેચાર દિવસમાંજ હરદ્વારવાળા મનીષાનંદ સ્વામી ત્યાં આવી ચડયા; એટલે તેમની પાસેથીજ જેસિંગ ઠાકોરે સંન્યસ્તની દીક્ષા લીધી. તે પછી તે કયાં ચાલ્યા ગયા તેની વધુ માહિતી મળી શકી નથી.

## ભીમગર સ્વામીનો પરિચય

મહાત્મા ભીમગર સ્વામીનું આસન રખિયાલમાં હતું. ભૂધર ભક્તને ગોમતીપુર પાસે એ મહાત્માનો પરિચય થયો હતો. પછી એક દિવસ અચાનક એ મહાત્મા ભક્તને ઘેર આવી ચઢ્યા અને કહ્યું કે, "મારી ઓરડીના તાળાની ચાવી ખોવાઈ ગઈ છે, માટે તમારે ત્યાં આવ્યો છું. કોઈ માણસને મોકલો તો તાળું ઊઘડે અથવા તોડી નખાય."

ભક્તે પોતાના પુત્ર ઉત્તમભાઈને જવા કહ્યું. તેમણે જવાબ આપ્યો કે, "મને દાદારસીનું દરદ છે એટલે મારાથી જઈ જવાશે નહિ." આ સાંભળી મહાત્માએ જણાવ્યું કે, "તમારું દરદ ઈશ્વરકૃપાથી મટી જશે."

"તો હું ખુશીથી આવીશ." ઉત્તમભાઈએ જવાબ આપ્યો:

મહાત્મા ત્યાંથી ચાલ્યા ગયા અને થોડીજ વારમાં દવા લઈ પાછા આવ્યા. દવા ઘસીને ઉત્તમભાઈના દરદ ઉપર લગાડી. દવા સુકાયા પછી તેનું ભીંગડું ઊખડી ગયું અને તે સાથે તેમનું દરદ પણ ચાલ્યું ગયું. આમ માત્ર એકજ દિવસમાં તેમને આરામ થઈ ગયો. ઉત્તમભાઈએ એ દવાનું નામ પૂછ્યું એટલે મહા-

રમાએ જણાવ્યું કે, એ સરગવાનો ગુંદર* હતો.

દવા ચોપડીને મહારાજ ત્યાંથી ચાલ્યા ગયા તે ફરી પાછા જણાયાજ નહિ. તેમની ઘણી ઘણી તપાસ કરી, તોપણ પછી તેમની કાંઇ ભાળ મળી નહિ.

## મહાત્મા ચિદ્‌ઘનાનંદજી સાથેનો પરિચય

આ મહાત્મા સાથે ભૂધર ભક્તને લગભગ સંવત ૧૯૫૩-માં પરિચય થયો હતો. શ્રીગજકર્ણ મહાદેવના મંદિરમાં તેઓ રહેતા હતા. ભૂધર ભક્ત ત્યાં મહાદેવનાં દર્શનાર્થે જતાં હતા અને મહાત્મા પાસે શ્રીમદ્ ભગવદ્‌ગીતાના અઢારમા અધ્યાયનો પાઠ કરીને ઘેર આવતા. સાથે સાથે શિવમહિમ્નસ્તોત્ર-નો પાઠ પણ કરતા અને તે પછી ભોજન લેતા.

મહાત્મા ચિદ્‌ઘનાનંદજી, ગુલાબબાઇના અન્નક્ષેત્રમાં ભોજન લેતા હતા; પરંતુ પાઠ-પૂજા આદિ નિત્યકર્મ કરતાં કરતાં તેમને ઘણું મોડું થઇ જતું; આથી અન્નક્ષેત્રમાં ભિક્ષા લેવા જતાં મોડું થતું તે અન્નક્ષેત્રના અધિપતિથી સહન થયું નહિ. તેથી તેણે એક દિવસ એમને કહી દીધું કે, "તમે મોડા આવો છો તેથી અમને ઘણીજ તકલીફ પડે છે; માટે હવેથી તમે આવશોજ નહિ."

મહાત્માએ જવાબ આપ્યો: "ભલે, જેવી આપની ઇચ્છા."

એમ કહીને તે દિવસથી એમણે ત્યાં જવાનું બંધ કર્યું અને કૌપીન કાઢીને ફેંકી દીધું. ત્યારે અન્નક્ષેત્રનાં માલિક ગુલાબબાઇએ હસીને કહ્યું કે, "પશુઓ પણ વસ્ત્રને ધારણ કરતાં નથી; માટે તમે આમાં વિશેષ શું કર્યું?"

* દાઢરસીના દર્દમાં ગાલની અંદર કાણું પડે છે. તેના ઉપર એક પૈસાભાર સરગવાનો ગુંદર પાણી સાથે ઘસીને ચોપડવો. તે સુકાઇ જાય એટલે બે-ચાર રોજમા મટી જઇને ભિંગડું ઊખડી જશે.

તેમને યોગાનંદજી નામે એક શિષ્ય હતા. તેમણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, "બાર વરસ સુધી કોઈની પાસે ભોજન કે વસ્ત્ર વગેરે કંઇ માગવું નહિ. કોઈ સ્વેચ્છાપૂર્વક આપે તો લેવું, નહિ તો તેના વિના ચલાવી લેવું." આ નિયમને લીધે કેટલીક વખત તો તેમને ચાર-છ દિવસ ભૂખ્યા પણ રહેવું પડતું. છતાં તેમણે પોતાનો નિયમ બરાબર સાચવી રાખ્યો હતો. એમ બાર વર્ષ સુધી પ્રતિજ્ઞાપાલન કર્યા પછી તેમણે ભેખ લીધો હતો.

આ રીતે ભૂધર ભક્ત અનેક સંતમહાત્માઓના પરિચયમાં આવ્યા હતા અને તેમની તન, મન અને ધનથી સેવા કરતા હતા.

એક સમયે ધોળકા તાલુકાના કેળિયાવાસણા ગામના પંચાલ બહેચરભાઈ, ભીખાભાઇ, રણછોડભાઇ અને ડાહ્યાભાઈ ઠક્કર એ ચારે જણાને પરમેશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. એટલે તેઓ ઘેરથી નીકળી આગળ જવા સારુ અમદાવાદ આવ્યા. પરમેશ્વરનાં દર્શન કર્યા વિના પાછા નહિ ફરવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો હતો. તેઓ ભૂધર ભક્તને મળ્યા અને તેમણે તેમને પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યો. ભક્તે કહ્યું કે, "અત્યંત પ્રેમ અને ચિત્તની એકાગ્રતાપૂર્વક સ્મરણ કર્યા વિના ભગવાન મળતા નથી; માટે તમારી નજર પહોંચે તેમ કરો."

આ સાંભળી એ ચારે જણા ચાંદોદ-કરનાળી ગયા અને ત્યાંથી આગળ એક જંગલમાં ચાલ્યા ગયા. સુરપાણની ઝાડીના જંગલમાં એક મહાદેવનું જૂનું-પુરાણું મંદિર હતું અને એ સ્થળ તદ્દન નિર્જન-એકાંતમાં હતું; જેથી એ ચારે જણા ત્યાંજ ઈશ્વર-સ્મરણ કરતા બેઠા. બિલકુલ ભોજન લીધા સિવાય ત્રણ દિવસ એમણે ઈશ્વરભજનમાં ગાળી નાખ્યા. ચોથા દિવસની મધ્ય-રાત્રિના સમયે બે ઘોડેસવારો ત્યાં આવી પહોંચ્યા અને પેલા

ચાર જણાને ભજન કરતા જોઇ ત્યાંથી ચાલ્યા જવાને કહ્યું. વધુમાં તેમણે જણાવ્યું કે, "આ જંગલમાં હિંસક જાનવરોની ઘણી બીક છે, માટે તમારે અહીં રહેવું નહિ. તમે નહિ માનો તો પછી તમને હાથકડી પહેરાવી અહીંથી લઇ જવા પડશે." આટલી વાત સાંભળવા છતાં પેલા ચારમાંના કોઇએ તેમને કશો જવાબ આપ્યો નહિ અને ઘોડેસવારો ત્યાંથી ચાલ્યા ગયા.

બીજે દિવસે સાંજે પેલા ઘોડેસવારો પાછા આવ્યા અને ફરીથી તેમને એજ વાત જણાવી. છતાં તેમાંના કોઈએ કાંઇ જવાબ આપ્યો નહિ. આ વખતે તેમાંના એક જણે કહ્યું: "ભાઇ! અમને શું કામ હેરાન કરો છો? અમે પ્રભુસ્મરણ કરી રહ્યા છીએ અને જ્યારે પ્રભુ અમને મળશે ત્યારેજ અમે અહીંથી જવાના છીએ; તેમ કરતાં કદાપિ આ દેહ પડી જાય તોપણ પરવા નથી. પરંતુ અમે પ્રભુદર્શન કર્યા સિવાય પાછા જવાના નથી."

આ સાંભળી તે ઘોડેસવારોએ કહ્યું કે, "આવી રીતે તે કાંઇ પ્રભુ મળતા હશે? જાઓ, અહીંથી ચાલ્યા જાઓ!"

ઘોડેસવારો કોઇ પણ પ્રકારે સમજ્યા નહિ, એટલે ચારે જણા ઊઠીને ત્યાંથી કરનાળી ક્ષેત્રમાં આવ્યા. પછી તેમાંના બે જણ અમદાવાદ ભૂધર ભક્તને ઘેર આવ્યા અને બાકીના બે બારોબાર જતા રહ્યા. અમદાવાદ આવ્યા ત્યારે એ બે જણા બિલકુલ બોલતા નહોતા. ભક્તે તેમને ઘણા ઘણા સમજાવ્યા અને અતિ આગ્રહપૂર્વક ભોજન કરવા બેસાડ્યા. આમ છતાં તેઓ મોઢેથી એક પણ શબ્દ બોલતા નહોતા. પછી ભક્તે તેમને બોલાવવાની યુક્તિ રચી. તેમણે પીવાનું પાણી માગ્યું એટલે ભક્તે તે આપવાની ના પાડી. આખરે તેઓ અકળાયા અને પછી મોઢેથી બોલીને તેમણે પાણી માગ્યું.

× × × ×

લવજી મૂળજી નામના એક મિસ્ત્રી હતા. તેમને ભૂધર ભક્ત સાથે સારો પરિચય હતો. કમનસીબે મિસ્ત્રીના બે છોકરા પંચત્વ પામ્યા. મિસ્ત્રીને તેથી ઘણો શોક થયો; ત્યારે ભક્તે તેમને આશ્વાસન આપતાં જણાવ્યું કે, "આ બધી પ્રભુની માયા છે. તમારા પુત્રો જ્યાંથી આવ્યા હતા, ત્યાં ગયા છે; તેમાં હર્ષશોક શા માટે કરો છો ?" મિસ્ત્રીને તે પછી વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેમણે ભૂધર ભક્તને કહ્યું કે, "મને પ્રભુ મેળવવાનો ઉપાય બતાવો." ત્યારે ભક્તે જવાબ આપ્યો કે, "એ માટે તો તમે કોઇ મહાત્માને શોધી લો."

એ પછી મિસ્ત્રીએ મહાત્માની શોધ કરવા માંડી. તેઓ નિત્ય ભજન–કીર્તનમાં અને કથાવાર્તાઓ સાંભળવા જવા લાગ્યા; પરંતુ તેમને પ્રભુદર્શન કરાવે એવા મહાત્મા મળ્યા નહિ. એક વખત તેમને અનાયક બે મહાત્માઓ મળ્યા; એટલે તેમની પાસે એક મહિના સુધી (યોગવાસિષ્ઠની) કથા સાંભળી. તે પછી મહાત્માઓએ તેમને કહ્યું કે, "તમે શુભ મુહૂર્ત જોઈ તમારા મકાનમાં એક કુંડ રચો અને આઠ દિવસ સુધી આહાર છોડી પૂજનમાં બેસો; એટલે તમને અવશ્ય ભગવાનનાં દર્શન થશે."

મિસ્ત્રીએ તેમના કહેવા મુજબ તમામ તૈયારી કરીને યજ્ઞ શરૂ કર્યો. આઠ દિવસ સુધી સતત યજ્ઞ ચાલુ રહ્યો. છેલ્લે દિવસે રાત્રે બાર વાગે નારાયણની મૂર્તિનાં દર્શન થશે એમ મહાત્માઓએ કહ્યું હતું. એથી તે સમયે ઘણા લોકો ભગવાનનાં દર્શન કરવાને ત્યાં એકત્ર થયા. રાત્રે બાર વાગી ગયા અને તે પછી પણ કેટલોક સમય વીત્યો તોપણ યજ્ઞમાંથી ભગવાન પ્રકટ થયા નહિ. દર્શન માટે આવેલા લોકો નિરાશ થઈ વીખરાવા લાગ્યા. છેક પ્રાતઃકાળ થવા આવ્યો ત્યાંસુધી શ્રીનારાયણનાં દર્શન થયાં નહિ; આથી મિસ્ત્રી ઘણા ક્રોધમાં આવી ગયા અને

મહાત્માને ગાળો દેવા લાગ્યા. મહાત્માઓને પણ ક્રોધ ચડ્યો અને તેમણે કુંડમાં મૂત્ર કર્યું. આથી મિસ્ત્રી ઘણાજ ચિડાઇ ગયા અને તેમણે મહાત્માઓને માર મારી કાઢી મૂક્યા.

× × × ×

વાડજ–કાશ્મીરી મહાદેવનાં દર્શન કરવા ભક્ત દરરોજ જતા હતા. આષાઢી અમાસના દૂધેશ્વરના મેળા વખતે નદીમાં પાણી વધારે હતું. ભક્ત તથા તેમની મંડળીના માણસો નદી-કિનારે જઇ નાવમાં બેઠા ને નાવિકે નાવ ચલાવ્યું. અરધી નદીમાં ગયા હશે, ત્યાં તો કોઇક ડૂબતા માણસોની બૂમ સંભળાઇ કે, "બચાવો, બચાવો." નાવના નાવિકોએ આ સાંભળ્યું અને બે જણા હાથમાં વળીઓ લઇ નદીમાં કૂદી પડયા અને પેલા ડૂબતા માણસોને બચાવીને સહીસલામત કિનારા ઉપર લાવી મૂક્યા.

પરંતુ બીજી તરફ નાવિકો વિનાનું નાવ તો વહેણમાં પડીને તણાવા લાગ્યું. કિનારો નજીકમાંજ દેખાતો હતો. ભક્તે વિચાર કર્યો કે, હું જો કૂદી પડું અને નાવનું દોરડું પકડી રાખું, તો નાવ આગળ જતું અટકે અને કિનારે ખેંચી લેવાય. આથી ભક્તે નાવમાંથી પડતું મૂક્યું; પરંતુ ત્યાં તો પાણી ઊંડું હતું અને કિનારો કંઇક દૂર હતો. એટલે નાવની પાછળ ભક્ત પણ ખેંચાવા લાગ્યા. એવામાં પેલા નાવિકો આવી પહોંચ્યા અને તેમણે ભક્તને નાવ ઉપર ચડાવી લીધા અને નાવને કિનારે પહોંચાડયું.

વાડજ મહાદેવમાં ગયા બાદ શ્રીનારાયણગીરજી મહારાજે જ્યારે આ વાત જાણી ત્યારે કહ્યું કે, "નદીમાં પાણી હોય ત્યારે આવવું નહિ. સામે કિનારેથીજ દર્શન કરીને ચાલ્યા જવું." છતાં ભક્તે તો જીવનપર્યંત પોતાનો નિયમ છોડયો નહોતો.

નદીમાં કૂદી પડયા પછી ભૂધર ભક્તને કંપવા શરૂ થયો

હતો; જે એ મહિને મળ્યો હતો.

## સ્વામી શિવાનંદજી સાથેનો પરિચય

એક વખતે નવમીને દિવસે ભૂધર ભક્તને ત્યાં સરસપુરથી મંડળી ભજન કરવા આવી હતી. ત્યારે સ્વામી શિવાનંદજી ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. મંડળીવાળાએ ભજન ઉપાડયું:—

"જાત્રાએ જાય રે જોવા હરિ જોગને રે,
જુગના પતિ એણી વિધે કરી જોય નયણાં ભરી,
નીરખ્યા રે નેત્ર ટાઢાં થયાં.... "

પછી એ ભજન બોલનાર મોતીરામે સ્વામી શિવાનંદજીને પૂછ્યું કે, "તમે નેત્ર ભરી કેવી રીતે નીરખ્યા તે કહો." ત્યારે સ્વામી શિવાનંદજી બોલ્યા કે, "તમેજ કહો." મોતીરામે કહ્યું કે, "જો ભેખ ઉતારીને સાંભળો તો હું કહું!" એમ કહી એમણે જણાવ્યું કે, "પ્રાણીમાત્રમાં ઈશ્વર જોવા, સર્વેમાં રામ રમી રહ્યા છે અને સર્વ સ્વરૂપો રામનાંજ છે." એ સાંભળી સ્વામી શિવાનંદજીએ કહ્યું કે, "નામ-રૂપ મિથ્યા છે, તેમાં બોલવાવાળા રામ છે, તે સત્ય છે." આ સાભળી બધા ભક્તમંડળમાં ઘણો આનંદ થયો.

## ભૂધર ભક્તનું અંતિમ જીવન

દરરોજ રાત્રે ધાર્મિક ગ્રંથ વાંચવાનો ભૂધરભાઈનો નિયમ હતો. પુસ્તક વાંચતાં વાંચતાં પણ કોઈ કોઈ સમયે તે પ્રભુના ધ્યાનમાં લીન થઇ જતા હતા; પાસે સળગતી સગડીમાં પડીને પુસ્તક બળી જાય તેનું પણ ભક્તને ભાન રહેતું નહોતું.

સંવત ૧૯૫૭ પછી ભક્તે ધંધામાંથી નિવૃત્તિ લીધી અને બધો સમય ઈશ્વરસ્મરણમાં તેમજ ધાર્મિક પુસ્તકોના વાચન-

મનનમાં ગાળવા માંડ્યો. પછી તેમને કોઈ સંસાર-વ્યવહારનું કામકાજ પૂછવા આવતું નહિ. કોઈ ભૂલેચૂકે પૂછવા આવે તો પોતે જવાબ દેતા નહિ; **પરંતુ તેમને ઈશ્વરસ્મરણ કરવાનું કહેતા.** દરરોજ સવારમાં પોતે ગુરુગીતા, રામરક્ષા તથા શિવરક્ષાનો પાઠ કરતા અને તે પછીજ ભોજન લેતા. વચ્ચે વચ્ચે **શ્રીમદ્ ભગવદ્ગીતનો** પાઠ કરતા હતા. બપોરના સમયે **પુરાણ** વાંચતા અને સાંજે આત્મચિંતન માટે વેદાંતવિષયક જ્ઞાનના ગ્રંથો સાંભળતા.

હવે તેમનું શરીર પણ નરમ પડવા લાગ્યું; એ કોઇની દવા કરતા નહોતા. ફક્ત ચંગા મહારાજે બનાવી આપેલું એક વનસ્પતિનું તેલ માલિશ કરાવતા.

એક દિવસ પોતાના શરીરનો અંતિમકાળ નજીક આવ્યો જણાયો, તે દિવસે તે **શ્રીમદ્ ભગવદ્ગીતાનો**, પાઠ કરતા હતા અને **સરયુદાસ મહારાજ, મહાત્મા શિવાનંદ** સુરશ્યાગજી, અનોભારતી તથા આત્મારામ જાડિયા વગેરે વીસેક સંતમહાત્માઓ ત્યાં બેઠેલા હતા. ભૂધર ભક્ત વારંવાર પુસ્તક વાંચતા અને પાછા ભૂલી જતા હોવાથી વળી પાછું પહેલેથી શરૂ કરતા. એમ પાઠ કરતાં સંધ્યાસમય થઈ ગયો. તેમણે ભોજન લીધેલું નહિ હોવાથી તેમનાં માતુશ્રી તેમની પાસે આવ્યાં અને ઠપકો આપી કહેવા લાગ્યાં કે, "આમ ભૂખ્યા ને ભૂખ્યા ક્યાં સુધી પાઠ કરશો? ઊઠો, ભોજન કરી લો."

"લાવોઃ ત્યારે, ભાજી બનાવી લાવો." ભક્તે જણાવ્યું.

એ સાંભળી તરત ભાજી બનાવી આપી. તે જમ્યા પછી એકાદ કલાકે ભક્તે કહ્યું: "માજી! હવે આ શરીરને રજા આપો, ગુરુદેવની ચિઠ્ઠી આવી છે."

"ચિઠ્ઠી આવી હોય તો સુખે પધારો, ના કહ્યે કોઇ રહે

એમ નથી." તેમનાં માજીએ કહ્યું અને એટલું બોલતાં બોલતાં તો તેમનું હૃદય ભરાઈ આવ્યું. એ જોઈ ભક્ત બોલ્યાઃ "આવી રીતે તે રજા આપવાની હોય ? રાજીખુશીથી આનંદપૂર્વક આ શરીરને રજા આપો." એટલે માજીએ તેમને માથે હાથ મૂકી કહ્યું કે, "હું ખુશીથી કહું છું કે, બેટા, સુખે પધારો."આ સમયે ઉપર જણાવેલું સત્સંગમંડળ પણ ત્યાં બેઠેલું હતું. ભક્તે પોતાનાં માતાજીને જણાવ્યું કે, "તમે પણ ભજન કરતાં રહેજો."

રાત્રે સરસપુરથી ભક્તમંડળીવાળા સજ્જનો મળવા આવેલા, તેમને પણ ભક્તે કહ્યું કે, "સવારે છ વાગે આવજો. પછી સૌ પોતપોતાને ઘેર ગયા; માત્ર સ્વામી આત્માનંદજી જાડિયા તથા **રામમહારાજ** વગેરે થોડાક સાધુપુરુષો ત્યાં રહ્યા.

પ્રાતઃકાળમાં પાંચ વાગતાં ભક્ત ઊઠ્યા અને સૌને ઉઠાડી કહ્યું કે, "નાહીધોઈને તૈયાર થઈ જાઓ." ઉત્તમભાઈ એ વખતે પ્રભુસેવા કરીને આરતી ઉતારતા હતા. તેમને બોલાવીને કહ્યું કે, "ભાઈ! દરરોજ ભજન કરજો અને ધાર્મિક પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખજો." તે પછી નારાયણનું નામ લેતાં લેતાં બરાબર છ વાગે તેમણે દેહ છોડી દીધો.

થોડીવારમાં આજુબાજુથી સાધુસંતો આવી પહોંચ્યા. અન્નક્ષેત્રના સંન્યાસીઓ આવ્યા ને સરસપુરથી પચાસેક માણસની ભક્ત મંડળી પણ આવી પહોંચી. સર્વેએ મળીને ભજનની રમઝટ માંડી. તેમના પુત્ર **શ્રી ઉત્તમભાઈએ** પહેલું ભજન ઉપાડ્યું:—

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જો ને.
સુત, વિત્ત, દારા, શીશ સમરપે, તે પામે રસ પીવા જો ને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જો ને.
મરણ આગમે તે ભરે મુઠ્ઠી, દિલની દુગ્ધા વામે જો ને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જો ને.

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો ને;
માહીં પડ્યા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જો ને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જો ને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જો ને.
રામઅમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જો ને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની-દિન નિરખે જો ને."

ભજનો ગાતાં ગાતાં ભક્તના શબને દૂધેશ્વર લઈ જવામાં આવ્યું અને ત્યાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ચિતાની આજુબાજુ પણ સર્વે ઉત્સાહપૂર્વક ભજનો ગાતા હતા. વાડજ–કાશ્મીરી મહાદેવમાં આત્માનંદ સ્વામીને પણ આ સમાચાર મોકલવામાં આવેલા ત્યારે તેમણે જણાવેલું કે, "મારાથી ત્યાં આવી શકાશે નહિ; કારણ કે તેમને જોતાંજ મારું હૃદય કાબૂમાં નહિ રહે; માટે હું એક બીલીપત્ર આપું છું, તે લઈ જાઓ." અન્નક્ષેત્રના મહાત્માઓને સ્વામી આત્માનંદની આ વાત રુચિ નહિ, એટલે આગ્રહપૂર્વક તેમને શ્મશાનમાં બોલાવી લાવ્યા હતા.

પછી સ્નાનાદિથી પરવારીને ત્યાંથી બધા વિદાય થયા. અન્નક્ષેત્રનો વખત થઇ ગયો હતો; એટલે સાધુઓને ખરફી, પેંડા, દહીં, આદુ વગેરે મંગાવી જમાડવામાં આવ્યા.

યોગ્ય સમયે ભૂધર ભક્તની ઉત્તરક્રિયાનો સમારંભ કરવામાં આવ્યો. ચોમાસાના દિવસો હોવાથી જ્ઞાતિના આગેવાનોએ તથા ઉત્તમભાઈના કાકાએ પણ સમસ્ત જ્ઞાતિનું જમણવાર બંધ રાખવા જણાવ્યું. પરંતુ ઉત્તમભાઈનું મન માન્યું નહિ અને તિથિખર્ચ કરવાનું નક્કી કર્યું.

નક્કી કરેલા દિવસે રસોઈ કરવાનો આરંભ કર્યો. એ વખતે આકાશ તો વાદળાથી છવાયલું હતું અને ચોવીસ કલાકથી મુશળધાર વરસાદ ચાલુ હતો. તેથી બસો રૂપિયાના ખર્ચે રેલવે

ઉપરથી તાડપત્રીઓ ભાડે મગાવવામાં આવી. બીજે દિવસે પ્રભાતમાં તો સઘળાં વાદળાં વીખરાઇ જઇ સૂર્યનારાયણ પ્રકાશવા લાગ્યા. પરંતુ ઇશ્વરેચ્છાથી વરસાદ વરસ્યોજ નહિ. આ જોઇને સર્વને ઘણું આશ્ચર્ય થયું. સાંજના ચાર વાગતાં સમસ્ત જ્ઞાતિ જમવા બેઠી ત્યારે લગભગ સાતેક હજાર માણસો હતાં.

ઉત્તમભાઇને લગભગ આઠસો રૂપિયા દેવું તો પહેલાંનુંજ હતું. તેમાં પિતાની ઉત્તરક્રિયા પાછળ પાંચેક હજારનું ખર્ચ થવાથી દેવામાં વધારો થયો. હવે આ દેવું શી રીતે ભરપાઇ કરવું તેની ચિંતા એમને થવા લાગી. પરંતુ એજ સમયે એમને તારકસખના સંચા બનાવવાનો સોદો મળ્યો. એથી તેમનું દેવું વળી ગયું.

લગભગ એક માસ પછી એક રાત્રે ઉત્તમભાઇને સ્વપ્નું આવ્યું. તેમાં જાણે તેમના પિતા આવીને તેમને કહી રહ્યા હતા કે, "ભાઇ, હું ગુરુના ચરણમાં છું માટે ગુરુજીની સાથે મારું પણ શિવલિંગ સ્થાપો તો સારું."

આ હકીકત ઉત્તમભાઇએ પોતાના ગુરુ આત્માનંદ સ્વામીને કહી. ત્યારે સ્વામીજીએ જણાવ્યું કે, "દૂધેશ્વર સાબરમતી નદીને કિનારે વાડજ કાશ્મીરી મહાદેવની જગ્યામાં બહાર શ્રીનારાયણગીરજી મહારાજની સમાધિ સાથે બીજી એક સમાધિ છે, ત્યાં જળાધારી કરી શિવલિંગની સ્થાપના કરો."

સ્વામીજીની એ વાત સાંભળી ઉત્તમભાઇએ એ ઠેકાણે શિવલિંગની સ્થાપના કરી. ભૂધરભક્તે પૂનમિયા ભક્તોની જે મંડળી બાંધેલી, તે દરેક શુકલ પક્ષની નવમીએ તથા દર પૂનમે વાડજ કાશ્મીરી મહાદેવમાં જાય છે અને સત્સંગ કરે છે.



# શ્રીજાનકીદાસ મહારાજનું ટૂંક ચરિત્ર

સ્વામીશ્રી જાનકીદાસજી પવિત્ર કીર્તિવાળા, શાંતમૂર્તિ હતા. તેમના જન્મસ્થાન વિષે (તેમની સેવામા રહેનાર સંત શ્રીહીરાપુરીજી જણાવે છે કે, સિંધપ્રાંતના નગરપારકર પાસેના પાટણ ગામમાં તેમનો જન્મ થયો હતો.) તેમજ પૂર્વાશ્રમના નામ સંબંધી કંઈ ચોક્કસ માહિતી મળી શકી નથી.

સ્વામીજીએ નાની ઉમરમાજ સંસાર ત્યાગ કરેલો હતો. એક વખત એક બ્રાહ્મણ કથા કરતા હતા, તેમા સંસારની અનિત્યતાનો પ્રસંગ ચાલી રહ્યો હતો. પૂર્વજન્મનાં નિષ્કામકર્મોના ફળરૂપે સત્ત્વશુદ્ધિ થયેલી હોવાથી, એ કથાપ્રસંગ સાભળતાજ સ્વામીજીને સંસારમા અનાસ્થા ઉત્પન્ન થઇ સંસારના પદાર્થો, ક્ષણભંગુર પ્રતીત થવા લાગ્યા, મૃત્યુનો ભય વાઘની સમાન દુઃખ દેવા માડ્યો અને માતાપિતા ઉપરનો મોહ શિથિલ થઈ ગયો આવી ચિત્તની વ્યગ્ર અવસ્થામાં ઘરબાર, પૈસોટકો છોડીને તેઓ ચાલી નીકળ્યા.

પોતાના ગામથી નીકળીને તેઓ હાલાર (કાઠિયાવાડ)માં આવ્યા અને ત્યા ખંભાલિયા ગામમા વૈષ્ણવસંત **મોરારદાસજીના શિષ્ય ચરણદાસજી** રહેતા હતા, તેમની પાસે સ્વામીજીએ વૈષ્ણવધર્મની દીક્ષા લીધી. સ્વામીજીને સંસ્કૃત વિદ્યા ભણવામાં અધિક પ્રેમ હતો

મહંતશ્રી ચરણદાસજી સંસ્કૃત ભાષાના પ્રસિદ્ધ પંડિત હતા; પરંતુ એમના મંદિરમાં સંપત્તિ ઘણી હતી તેથી ગાડી, ઘોડા, બળદ, ગાયો વગેરેની વ્યવસ્થામાં વધુ વખત જતો હતો. એવી પ્રવૃત્તિમાં સ્વામીજીની ઉપરામતા મહંતશ્રી બરાબર સમજી ગયા હતા, એટલે તેમણે કહ્યું કે, "અહીં આપનો મનોરથ સિદ્ધ થશે નહિ. હું ખુશી થઇને આજ્ઞા આપું છું કે, આપ વિદ્યા માટે કાશી પધારો અને ત્યાં કાશીવિશ્વનાથ તમારી અભિલાષા પૂર્ણ કરશે. જો તમને પ્રવૃત્તિ વહાલી હોય તો આ સ્થાનમાં ધન પુષ્કળ છે અને જ્યાં ધન છે ત્યાં સર્વ કામનાઓ પૂર્ણ થાય છે; પ્રવૃત્તિની ઇચ્છા હોય તો ખુશીથી અહીં રહો; પરંતુ જો નિવૃત્તિ પ્રિય હોય તો કનક-કાન્તાનો અંતઃકરણપૂર્વક ત્યાગ કરજો અને ધર્મ તથા મોક્ષને આપવાવાળી સદ્વિદ્યાનો અભ્યાસ કરજો. હાલમાં જો તમારે કાશી જવું ન હોય તો અહીં નજદીકમાં ભાવનગરમાં એક પ્રસિદ્ધ મહાત્મા ચિદ્ઘનાનંદજી રહે છે, તેઓશ્રીના ઉપર પત્ર લખી આપું. તેઓશ્રીની સાથે મારે સારો પરિચય છે અને તેઓ આપને પ્રેમથી વિદ્યા ભણાવશે." આવું સાંભળીને સ્વામીજીનું ચિત્ત પ્રસન્ન થયું અને મહંતશ્રીની પત્રિકા લઇ ભાવનગરમાં આવ્યા.

મહાત્મા ચિદ્ઘનાનંદજીનું શરીર પંજાબ તરફનું હતું. તેઓને ભાવનગરના રાજાએ પ્રેમપૂર્વક રાખ્યા હતા. સ્વામી જાનકીદાસજીએ ભાવનગર આવીને ગુરુચરણદાસવાળો પત્ર પંડિતજીને દંડવત્ પ્રણામ કરીને આપ્યો અને સાથે ફળફળાદિ લાવ્યા હતા તે ચરણે ધર્યાં. પંડિતજીની આજ્ઞા લઇને સ્વામીજી એક તરફ બેઠા. પંડિતજીએ પૂછ્યું: "આપ અહીં કયા મનોરથથી પધાર્યા છો?" સ્વામીજી નમ્ર વાણીથી બોલ્યા કે, "ભગવન્! આપ વિદ્વાન છો. આપ જાણો છો કે, તૃષાતુર માણસ જળના સ્થાન આગળ

જળપાન માટેજ આવે છે. હું આપના શરણે આવ્યો છું અને વિશેષ તો પત્રમાં લખ્યું છે" એ સાંભળી પંડિતજીએ પત્રિકા વાંચી અને બોલ્યા કે, "આપની વિદ્યાધ્યયન કરવાની ઇચ્છા છે,તો ઘણી ખુશીથી અત્રે રહો; કેમકે આપ સુશીલ હોવાથી વિદ્યાને પાત્ર જણાઓ છો. મહંતજીએ પત્રમાં આપને વિદ્યા ભણાવવા માટે ઘણી ભલામણ લખી છે; પરંતુ ભલામણ તો અયોગ્ય બાળકને માટે સંભવે અને આપને તો જોતાંજ એવી ભલામણ કરવાની જરૂર રહેતી નથી." પછી પંડિતજીએ પૂછયું કે, આપનો અભ્યાસ ક્યાં સુધીનો છે? સ્વામીજી બોલ્યા: "હું મહિમ્ન તથા વિચારસાગર, વિષ્ણુસહસ્રનામ, શ્રીમદ્ ભગવદ્ગીતા અને સારસ્વતનો પાઠ કરી શકું છું." પંડિતજીએ કહ્યું: "ત્યારે તો તમે અર્થ સહિત સારસ્વત વ્યાકરણ ભણો." એમ કહી બીજા શિષ્ય પાસે પુસ્તક મંગાવી પાઠ આપવો શરૂ કર્યો.

આ વખતે પંડિતજી પાસે **સ્વામી જગતપુરીજી** નામના એક સંત વિદ્યાધ્યયન કરતા હતા. તેઓ ઘણા વિરક્ત અને ઊંચી કોટિના સંત હતા; અને **સ્વામીશ્રી જાનકીદાસજી** સાથેજ છેવટ સુધી રહ્યા હતા.

કેટલાક વખત પછી પંડિત **ચિદ્ઘનાનંદજી**ના ગુરુ વિદેહ-મુક્ત થવાથી તેમને કાશી જવું પડ્યું. તેમની સાથે **સ્વામી જગતપુરીજી** તથા જાનકીદાસજી પણ ગયા હતા. **સ્વામીશ્રી જાનકીદાસજીએ** જો કે પ્રથમ ગુરુ કરેલા હતા; તથાપિ તેમને વિદ્યાગુરુ ઉપર શ્રદ્ધા અધિક હોવાથી ચિદ્ઘનાનંદજી પાસે સંન્યસ્તદીક્ષા લીધી હતી. પંડિતજીએ તેમનું નામ બ્રહ્માનંદ રાખ્યું હતું; પરંતુ પહેલાંના ગુરુસ્થાનમાં તથા શિષ્યસેવકોમાં પહેલી વખતનું નામ જાનકીદાસ પ્રસિદ્ધ થઈ ગયેલું હોવાથી તેજ નામ કાયમ રહ્યું હતું. સ્વામીજીને પોતાને તો બીજા નામથી

પ્રસિદ્ધિમાં આવવાનો આગ્રહ પણ નહોતો.

કાશીમાં યોગ્યતા મુજબ વિદ્યાધ્યયન કરી રહ્યા પછી તેમની તીર્થાટન કરવાની રુચિ જોઈ પંડિતજીએ અનુમતિ આપી. સ્વામીજીની સંતનાં દર્શનમાં તેમજ તીર્થોનાં દર્શનમાં જેવી શ્રદ્ધા હતી, એવી બીજા સાધુઓની થાય એટલું જ કહેવું બસ છે. પોતે ચારે ધામ તથા માર્ગમાં આવતાં તમામ તીર્થોની જાત્રા કરી હતી. તીર્થાટન દરમિયાન જ્યાં જ્યાં સંતમંડળ દેખતા, ત્યાં ત્યા નમસ્કાર કરી નમ્રભાવથી બેસતા અને પોતાને જરૂરી ઉપદેશ ગ્રહણ કરતા.

તે પછી પ્રયાગરાજ ઝુસીમાં થોડો વખત રહ્યા હતા; તે દરમિયાન સ્વામીજીનું શરીર ઘણું અસ્વસ્થ થઈ ગયું હતું. પછી સ્વસ્થ થતાં સ્વામીજી કાશીમાં પધાર્યા અને અસિઘાટ ઉપર સિંધી-સ્વામી સચ્ચિદાનંદજીના મકાનમાં રહ્યા એક દિવસે ગરીબદાસ પંથના પંડિત બાલાનંદજીના દર્શનાર્થે સ્વામીજી ગયા હતા. પરસ્પર વાર્તાલાપમાં પંડિતજીએ કહ્યું કે, "આજ એક અંગ્રેજ સંસ્કૃત પડિત સાથે વાર્તાલાપ થવાનો છે. કાલે તેઓ અત્રે આવ્યા હતા; પરંતુ જગાના સંકોચને લીધે જમનાદાસના બગીચામાં મળવાનો ઠરાવ કર્યો છે. સારું થયું કે આપ આવી પહોંચ્યા. આપ પણ અંગ્રેજ પંડિત સંસ્કૃતમાં કેવી રીતે બોલી શકે છે તે જોશો તથા તેમની સાથે વાર્તાલાપ કરશો." આ સાંભળી સ્વામીજીને પણ ઇચ્છા થઈ અને કહ્યું કે, "ચાલો, હું પણ જોવા આવીશ." બીજે દિવસે બગીચામાં શેતરંજી બિછાવી રાખી હતી ત્યાં બધા સંતો બેઠા અને પરસ્પર વાર્તાવિનોદ કરતા હતા. એટલામાં અંગ્રેજ પંડિત આવ્યા અને બધા સંતોને ટોપી ઉતારી પ્રણામ કરીને બેઠા. એક બ્રાહ્મણ વિદ્યાર્થીએ સંસ્કૃત ભાષામાં એ અંગ્રેજ પંડિતનું સ્વાગત કર્યું. તેનો ઉત્તર અંગ્રેજ પંડિતે યોગ્ય સંસ્કૃત વાણીમાં વાળ્યો હતો. પછી તે અંગ્રેજ પંડિતે બહુ લાંબા વખત સુધી પંડિતજી સાથે

વેદાંતની ચર્ચા કરી હતી.

અંતે અંગ્રેજ પંડિતે પૂછેલું કે, " અમે પણ વિદ્યા ભણ્યા છીએ તો પણ આપના જેવી નિષ્ઠા અમારામાં કેમ નથી આવતી? " સ્વામીજી બોલ્યા કે, " ભાઇ ! શ્રદ્ધાથી વિધિયુક્ત સંતપુરુષોનો સમાગમ કર્યા કરો અને તેમનાં વચનોમાં શ્રદ્ધા રાખી તેમના કહેવા મુજબ આચરણ કરો તો જરૂર આપ પણ અમારા જેવી નિષ્ઠાને પ્રાપ્ત કરશો. યત્ન કરવાથી દુનિયામાં કોઈ વસ્તુ દુર્લભ નથી. વાર્તાવિનોદમાં સંધ્યા થઈ ગઈ. સ્વામીજી પંડિત બાલાનંદજીની આજ્ઞા લઈ અસિઘાટ ઉપર ચાલ્યા ગયા અને બીજા સંતો પણ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

નડિયાદમાં શ્રીસંતરામ મહારાજના સુપ્રસિદ્ધ સ્થાનમાં બિરાજેલા શ્રીમણિરામજી તથા જુગતરામજી કેટલોક વખત સ્વામીજી સાથે વિદ્યાધ્યયનમાં તેમજ તીર્થાટનમાં રહ્યા હતા. તે બન્નેને સ્વામીજીનામાં અનન્ય શ્રદ્ધા ઊપજી હતી. એટલે સ્વામીજીને નડિયાદમાં રાખવાની અને તે દ્વારા નડિયાદવાસીઓને તેમજ મંદિરના સાધુઓને વિદ્યા તથા સત્સંગાદિનો લાભ અપાવવા તેઓ ઇચ્છતા હતા. સ્વામીજી તીર્થાટન પૂરું કરીને હાલમાં હરદ્વારમાં બિરાજે છે, એવા સમાચાર એક સંત મારફત તેમને મળ્યા. તેમણે એ વાત સંતરામ મહારાજની ગાદીના મહંત યોગીરાજ મુકુટરામજીને કહી. યોગીરાજની પ્રેરણાથી તથા અન્ય ભક્તજનોની વિનંતિથી તેઓ બન્ને હરદ્વાર પહોંચ્યા. સ્વામીજી હરદ્વારમાં ગંગાજીના કિનારા પર બિરાજી ગંગાજીનું સ્તવન કરી રહ્યા હતા. એવામાં સ્વામીજી ! ॐ नमो नारायण । એવો શબ્દ સાંભળી ઊંચું જોયું તો આ બન્ને સંતોને જોયા અને સ્વામીજી બોલ્યા, "આવો, આવો, ક્યારે આવ્યા છો ? " સ્વામીજીના ચરણનો સ્પર્શ કરી બંને સંતો બોલ્યાઃ " આપના દર્શનાર્થે ગઇ કાલે આવેલા છીએ.

નડિયાદના જિજ્ઞાસુઓ આપનાં દર્શનની અભિલાષા રાખે છે. તે ભક્તોની વિનંતિથી તથા મહંતશ્રીની પ્રેરણાથી અમે આપને નડિયાદ પધારવાની વિનંતિ કરવા આવ્યા છીએ. આપને અવશ્ય પધારવું પડશેજ." સ્વામીજી બોલ્યાઃ "ઠીક, આપનો સંકલ્પ કોણ હઠાવી શકે તેમ છે?" એમ કહી બીજે દિવસે સર્વે નડિયાદ આવવા નીકળ્યા. નડિયાદમાં આવી ભક્તજનોને સત્સંગનો લાભ આપ્યા કરતા હતા.

થોડા સમય પછી શેરખીના મહંત રાઘકાદાસજી પોતાના સ્થાનમાં પધારવા સ્વામીજીને વિનંતિ કરવા આવ્યા તે ઉપરાંત, અન્ય ગામોનાં હરિજનમંડળો તરફથી આમંત્રણો ઉપર આમંત્રણો આવ્યાં હતાં. પ્રથમ સ્વામીજીએ રાઘકાદાસજીનું આમંત્રણ સ્વીકારી શેરખી જવાનો સંકલ્પ કર્યો. આ રીતે નડિયાદથી પ્રથમ બહારગામ ફરવા જવાનું મંગળાચરણ શેરખી ગામથીજ થયું. સ્વામીજી તથા વૃદ્ધ સ્વામી જગતપુરીજી બન્નેએ રેલગાડી કે બીજી કોઇ જાતના વાહન દ્વારા મુસાફરી કરવાનો નડિયાદ આવ્યા પછી પોતા માટે પ્રતિબંધ કર્યો હતો; તે પ્રમાણે જિંદગી સુધી તેમણે પગપાળાજ મુસાફરી કરી હતી.

સ્વામીશ્રી શેરખીથી પાદરા ગયા હતા અને ત્યાંથી ભાદરણ પધાર્યા હતા. ત્યાં સ્વામીજીના શરીરમાં કફનો ઉપદ્રવ થયો હતો, જે એટલે સુધી વધી ગયો કે શરીર રહેવાની બધાએ આશા છોડી દીધી હતી. શરીર તદ્દન અશક્ત થઇ જવાથી ઊઠી, બેસી કે હરી-ફરી શકાતું નહિ. ભક્તમંડળમાંથી કોઈ વૈદ્યને બોલાવી લાવવાનું પૂછતું, ત્યારે પોતે આ પદ બોલતા કેઃ—

औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः ॥

એક દિવસ શ્વાસ વધુ ચાલવા લાગ્યો અને કંઠમાં કફ બોલવો શરૂ થઈ ગયો અને બીજાં અંગોમાં પણ પ્રાણવાયુની

ક્રિયા બંધ થઈ ગઈ. એટલે બધા ભક્તોને સમજાયું કે, હવે સ્વામીજીનું શરીર પંચતત્ત્વરૂપ થઈ જશે અને તેથી તેમણે અંતક્રિયાને માટે તૈયારી કરવા માંડી. સમાધિ લેવડાવવા સારુ ખાડો ખોદાવ્યો અને બીજી સામગ્રી તૈયાર કરાવી. તેમણે અંતિમ દર્શનનો લાભ લેવા શ્રદ્ધાળુઓનાં ટોળાં ભેગાં થઈ ગયાં. આ જોઈ સ્વામીજીએ હાથના સંકેતથી કહ્યું કે, "તમે બધા બહાર જાઓ અને થોડો વખત ઓરડી બંધ રાખો. એમ કર્યા બાદ કોણ જાણે સ્વામીજીએ કયું આસન કરીને શું ક્રિયા કરી કે થોડીવારમાં ૐકારનો ઉચ્ચાર કરતા સ્વામીજી બહાર આવતા દેખાયા. આ આશ્ચર્યઘટના જોઈ બધાં મનુષ્યો દિઙ્મૂઢ બની ગયાં અને તેમને દંડવત્ પ્રણામ કરવા લાગ્યાં.

ત્યાંથી શેઠ નારણભાઈ આગ્રહપૂર્વક સ્વામીજીને પેટલાદ લાવ્યા અને એક સુંદર સ્થાનમાં આસન આપી સર્વ વસ્તુઓનો પ્રબંધ કરી દીધો. તેમના સમાગમનો લાભ હંમેશ સત્સંગીઓ લેતા હતા. એક દિવસ શેઠ નારણભાઈની મુખમુદ્રા ઉદાસીન જોઈ સ્વામીજીએ પૂછ્યું કે, "તમારા મુખ ઉપરથી જણાય છે કે, તમારે કોઈ વસ્તુની ચિંતા રહે છે." શેઠે જવાબ આપ્યો: "પ્રભુ! અમે ગૃહસ્થાશ્રમી છીએ, તેમાં સર્વથા નિશ્ચિંત રહેવું કઠણ છે. મારે સૂતર રંગવાની મિલ છે, તેવી મિલ એક નવા વેપારીએ કાઢી છે. તે હરીફાઈમાં ખોટથી કામ કરે છે અને તેને અંગે અમારે પણ ખોટમાં કામ કરવું પડે છે. તો નફો ન મળે તેની ફિકર નહિ; પણ ખોટમાં કામ કેમ થાય અને તે પણ ક્યાં સુધી થાય? જેથી ફિકર રહ્યા કરે છે." સ્વામીજીએ કહ્યું: "આનો ઉપાય તો સરળ છે. તમે બન્ને વેપારીઓ સમજીને અમુક નક્કી ભાવ રાખીને કામ કરો અને નફામાંથી દશાંશ ધર્માદા કરો તો તમારી ઉન્નતિ જરૂર થશે." એમની સલાહ પ્રમાણે કરવાથી તેઓ લાખો રૂપિયા

કમાયા અને દાન-ધર્મ પણ લાખો રૂપિયાનાં કરી શક્યાં.

અહીં જિજ્ઞાસુઓને જ્ઞાનોપદેશનું અમૃત પાઇ સ્વામીજી સોજીત્રામાં પધાર્યા હતા. ત્યાં ચાતુર્માસ રોકાઈને પરોલ, દેથલી, વાસણા, રાસ, અમદાવાદ વગેરે સ્થળે રહીને ભક્તોની જિજ્ઞાસાવૃત્તિને પોતાના ઉપદેશથી તૃપ્ત કરી હતી. આ પ્રમાણે ગુજરાતમાં જુદાં જુદાં ગામોમાં વિચરીને લોકનાં હ્રદયમાં સુસંસ્કારોનાં બીજ તેમણે વાવ્યાં છે. ઉપરનાં ગામોમાં તેમજ અન્ય ગામોમાં સ્વામીજી એકેક વખત નહિ પરંતુ બેચાર કે તેથી વધુ વખત પણ ગયા હતા.

સ્વામીજી લોકોને ધર્મરસ્તે ચાલવાનું તથા વિદેશી વસ્ત્રો અને વિદેશી ખાંડ વાપરવી એ હિંદુ-મુસલમાનોના ધર્મ વિરુદ્ધ હોવાનું સમજાવી લોકોને તે છોડવાનું ઉપદેશતા હતા. દુર્વ્યસનાદિકની કુટેવો છોડવાનો અને જીવનનો માર્ગ કંટકરહિત બનાવવાનો ઉપદેશ સરળ અને સચોટ ભાષામાં આપતા.

હવે સ્વામીજી એકાંત નિર્જસ્થાને જવા ઇચ્છતા હતા. એ વાત સ્વામી જગતપુરીજી સમજી ગયા અને પૂછવા લાગ્યા કે, " આપની મનોવૃત્તિ ઉપરામ જણાય છે તેનું કારણ શું છે?" સ્વામીજી બોલ્યા કે, "આ શરીરને કોઈની જાણપિછાન ન હોય ત્યાં જવાની ઇચ્છા છે." વૃદ્ધ સ્વામીજી બોલ્યા, "તો આ સાધુ હીરાપુરીજી આપની સેવામાં રહેશે. આપની ઇચ્છા થાય ત્યારે જજો અને હું પણ આપની સાથે આવીશ." પછી તેમણે હીરાપુરીજીને સમજાવી દીધું કે, તમને જે વખતે સ્વામીજી કહે તે વખતે ચૂપચાપ તેમની સાથે જવું, કોઈને કશી ખબર આપવી નહિ. આ સંકેત મુજબ રાત્રિના ત્રીજા પહોરે સ્વામીજી ચૂપચાપ ચાલી નીકળ્યા. ખેડા પાસે વેત્રવતી નદીના તટે લોટેશ્વર મહાદેવનું મંદિર છે; ત્યાં એકાન્ત જોઈને ઘાસની ઝૂંપડી બનાવી સ્વામીજીએ રહેવાનો નિશ્ચય કર્યો. સ્વામી

જગતપુરીજી પણ ત્યાં એક શિષ્યને સાથે લઈને આવી પહોંચ્યા. આ પ્રમાણે ચારે સંતો પરસ્પર વિચારમાં અને શાસ્ત્રાભ્યાસમાં કાળ નિર્ગમન કરતા હતા. સાધુ હીરાપુરીજી નજીકનાં ગામડાંમાંથી અનાજ માગી લાવી રસોઇ બનાવતા અને રબારીનાં ઘરોમાંથી સ્વામીજી માટે દૂધ લાવતા હતા.

આ પ્રમાણે સ્વામીજી એકાંતમાં આનંદમાં દિવસો નિર્ગમન કરતા હતા. આ બાજુ સત્સંગીઓમાં સ્વામીજી ક્યાં છે એની તપાસ ચાલી રહી હતી. પેટલાદ, નડિયાદ, ભાદરણ વગેરેના સત્સંગીઓ અરસપરસ પૂછપરછ કરતા કે, સ્વામીજી ક્યાં છે? દરમિયાન દૈવયોગથી એવી ઘટના બની કે, મહુધાના એક ભક્ત બ્રાહ્મણ જેમણે સ્વામીજીના સમાગમનો લાભ પહેલાંમાં લીધો હતો, તેઓ કોઇ કાર્યને માટે નજીકના વાસણા ગામમાં ગયા. ત્યાં જઈને એ સત્સંગના વ્યસની બ્રાહ્મણે ત્યાંના માણસને પૂછ્યું કે, "આટલામાં કોઇ મહાત્મા રહે છે? કેમકે મારો એવો નિયમ છે કે, હું કોઈપણ મહાત્માનાં દર્શન કર્યા સિવાય ભોજન લેતો નથી." આવું સાંભળી એક જણે કહ્યું કે, "અહીંથી થોડે દૂર લોટેશ્વર મહાદેવનું મંદિર છે, ત્યાં છ–સાત માસથી ચાર મહાત્માઓ રહે છે." આ સાંભળીને બ્રાહ્મણને નિશ્ચય થયો કે, જરૂર તે સ્વામી શ્રીજાનકીદાસજી હશે. તરતજ તે બ્રાહ્મણે ત્યાં જઇને જોયું તો ખરેખર, તેની ધારણા સાચી ઠરી!

તે બ્રાહ્મણ સ્વામીજીના ચરણોમાં પડી પ્રેમાશ્રુથી રૂદન કરવા લાગ્યો. સ્વામીજીએ બધા સત્સંગીઓની ખબર પૂછી. પછી બ્રાહ્મણે કહ્યું કે, "પ્રભુ! હવે બધાને જરૂર દર્શન આપવાં જોઇએ." બ્રાહ્મણે ત્યાંથી ઘેર જઇ બીજા સત્સંગીઓને ખબર આપી. આથી જેમ જેમ સત્સંગીઓને ખબર મળતી ગઇ તેમ તેમ સ્વામીજીના દર્શને આવતા ગયા. આમ રોજ સત્સંગીઓની અવરજવર

થવાથી સ્વામીજીએ વિચાર્યું કે, હવે આ સ્થાનનું પરિવર્તન કરવું જોઇએ. એક દિવસ છાનામાના ખેડામાં આવ્યા; ત્યાં કેટલોક કાળ રહી મહેમદાવાદ પધાર્યા. અહીં પણ સત્સંગીઓની ભીડ થતી હોવાથી એક ગાઢા જંગલમાં ઉત્કંઠેશ્વર નામના મહાદેવ મંદિરમાં જઇને રહ્યા. ત્યાં પણ એક પવિત્ર નદી વહે છે. ત્યાં જંગલ ગાઢું હતું અને હિંસક પશુઓ રહેતાં હતાં; આથી માણસોની અવરજવર ઓછી રહેતી. એટલે સ્વામીજીએ એ જગ્યા પસંદ કરીને ત્યાં નિવાસ કર્યો. ગાઢ જંગલને લીધે પશુપક્ષીઓ વિશેષ રહેતાં; તેથી શિકારી લોક બહુ આવતા હતા. નિર્દોષ પશુઓના સંહારથી સ્વામીજીનું હૃદય દ્રવી ઊઠતું પરંતુ બીજો ઉપાય નહિ હોવાથી સહન કરી લેતા. એક દિવસ એવી ઘટના બની કે કોઇ રાજ્યાધિકારી કોઇ કાર્યને માટે ત્યાં આવવાનો હતો. તેથી તેણે સિપાઇને જગ્યા સાફ કરવા અગાઉથી મોકલ્યો. સ્વામીજીને ત્યાં રહેતા જોઇને સિપાઇએ અધિકારીને જઇને કહ્યું કે, "ત્યાં તો સાધુલોક રહે છે અને ધર્મશાળા ખાલી નથી." અધિકારીએ કહ્યું કે, "એમને બહાર કાઢી મૂકો." સિપાઇએ આવીને સ્વામીજીને કહ્યું કે, "અહીં એક અધિકારી આવતી કાલે આવનાર છે અને તેથી અમને આ જગ્યા સાફ કરવા મોકલ્યા છે; આપને પણ બહાર નીકળવું પડશે." સ્વામીજીએ કહ્યું કે, "ભલે આવે, અમારે શું ઉઠાવવાનું છે? અધિકારી આવશે એટલે અમે વૃક્ષની નીચે બેસીશું." સિપાઇએ આ સાંભળી સ્થાનને સાફ કર્યું અને પછી ચાલ્યો ગયો.

બીજે દીવસે અધિકારી આવ્યો અને સ્વામીજીનાં દર્શન કરી ખુશ થઇ ગયો. પછી પશ્ચાત્તાપ કરી બોલવા લાગ્યો કે, "મહાત્માજી! મને માફ કરશો; કેમકે આપ આવી ઉચ્ચ કોટીના મહાત્મા હશો એવી મને ખબર નહોતી. કોઇ સાધારણ સાધુ-

ઓ હશે એમ સમજી મેં મકાનની બહાર કાઢવાનું કહ્યું હતું." સ્વામીજી બોલ્યા, "અમે પ્રથમથીજ વૃક્ષો નીચે રહેવાવાળા છીએ. આથી અમને કંઇ ખેદ થયો નથી." આ સાંભળી અધિકારી સ્વામીજીના ચરણોમાં પડયો અને કહેવા લાગ્યો કે, "ભલે આપ આ ધર્મશાળામાં આસન કરો, અમે વૃક્ષ નીચે રહીશું." પછી તેણે સિપાઇઓને આજ્ઞા કરી કે, "ઝાડ નીચે તંબૂ લગાવી દો." બધી વ્યવસ્થા કર્યા પછી તે અધિકારી સ્વામીજી પાસે આવીને બેઠા અને કહેવા લાગ્યા કે, "અમારા જેવી કોઇ સેવા બતાવો કે, જેથી અમે કૃતાર્થ થઈએ."

સ્વામીજીએ કહ્યું: "બધી સેવા તમારીજ છે; આ સાધુ ગામમાંથી માગી લાવે છે, જેથી અમારે બીજી કોઇ વસ્તુની અપેક્ષા નથી. પરંતુ જો આપ કરી શકો તો એક કામ છે અને તે એ કે, અહીં પારધિઓ આવે છે અને બંદૂકોથી જાનવરોને મારી નાખે છે; તેથી અમને બહુ ખેદ થાય છે. જો આપનાથી બની શકે તો આ મહાદેવની નજીકની ભૂમિમાં જીવહિંસા બંધ થાય એવી વ્યવસ્થા કરો." અધિકારીએ કહ્યું કે, "એ કામ તો સહેલું છે. હમણાંજ થઇ જશે." એમ કહી સિપાઈને મોકલીને પાસેના ગામના માણસોને બોલાવ્યા અને હુકમ આપ્યો કે, "ઉત્કંઠેશ્વર મહાદેવની ઝાડીમાં બંદૂકથી અથવા બીજા કોઇપણ શસ્રથી અથવા કૂતરાઓથી કોઇપણ જીવની હિંસા કરનાર ગુનાને પાત્ર ગણાશે." આ પ્રકારે સ્વામીજીની કૃપાથી આ વનમાં રહેતાં પ્રાણીઓની રક્ષા થઈ. તે અધિકારીએ સ્વામીજીને માટે એક બ્રાહ્મણ રસોઇઓ પોતાના તરફથી રાખી સ્વામીજી ત્યાં રહે ત્યાં સુધી ખાનપાનનો બંદોબસ્ત કર્યો હતો. આ જંગલમાં થોડોક વખત રહ્યા બાદ સ્વામીજી સત્સંગીઓની વિનંતિથી કપડવંજમાં ચાતુર્માસ રહ્યા હતા; ત્યારબાદ નડિયાદમાં પધાર્યા હતા.

એક વખત મહામારીનો ઉપદ્રવ ચાલતો હતો. ત્યારે સ્વામીજીની પ્રેરણાથી ગામ તરફથી એક વિષ્ણુયાગ નડિયાદમાં કરવામાં આવ્યો હતો. તેમજ સ્વામીજીની પ્રેરણાથી પેટલાદ મુકામે શેઠ નારાણદાસ અને ભક્ત છોટાલાલ તરફથી તેમ વાસણા મુકામે શેઠ કાકુભાઇ તરફથી મહાહોતાત્મક યજ્ઞો થયા હતા.

નડિયાદના ભક્તજનોને મહાત્માઓના ઉપદેશનો તથા તેમની સેવાનો લાભ મળ્યા કરતો; તેથી તેઓ ગૌરવયુક્ત બની મહાત્માઓની સેવામાં સદા તત્પર રહેતા. સ્વામીજી પેટલાદમાં એકાએક માંદા પડી ગયા. ત્યાંથી તેમને નડિયાદ લાવવામાં આવ્યા હતા. ભક્તજનોએ સારી રીતે પ્રેમથી સેવાશુશ્રૂષા કરી અને કંઇક આરામ જણાયો. પરંતુ ઈશ્વરે જુદુંજ ધાર્યું હતું. એટલે સંવત ૧૯૭૭ના કારતક વદ ૪ની રાત્રે એકાએક ઊલટી થઇ ફરી જ્વર ચઢી આવ્યો અને કફ વધી ગયો. સત્સંગીઓ સમજી ગયા કે, હવે સ્વામીજી આ શરીરનો ત્યાગ કરી સંસારયાત્રા પૂરી કરવા ચાહે છે. કફ ઘણો વધી જવાથી શ્વાસક્રિયા જોસમાં ચાલવા માંડી અને કંઠમાં શબ્દ થવા લાગ્યો. આવી દશામાં પણ સ્વામીજીએ સ્વસ્થચિત્તે ભક્ત ગોકલભાઇ પાસે આત્મપંચક, વિજ્ઞાનનૌકા આદિ સ્તોત્રો બોલાવ્યાં હતાં. વચ્ચે વચ્ચે વિહ્‌વળ બની જઇ ગોકલભાઇ અટકી જતા, તો સ્વામીજી પાદપૂર્તિ કરી કહેતા કે, "ભાઇ! ગભરાવાનું કારણ નથી; આ તો સોऽહંનો જપ ચાલી રહ્યો છે." બધા સત્સંગીઓની વિહ્‌વળદશા જોઇને સ્વામીજી બોલ્યા કે, "ભાઇ! તમે મનને આટલું પોચું કેમ કરી નાખો છો? મને શું થયું છે? શું હું દેહ છું કે મારું મૃત્યુ થશે? મારું સ્વરૂપ તો એવું છે કે, જે કાળનો પણ કાળ છે. તમારે સત્સમાગમનું બળ ધારણ કરવું જોઇએ. આવા વખતે વૃત્તિઓ દૃઢ રાખવા સારુજ મહાત્માઓનો સંગ, જપ, તપ,

વગેરેનો અભ્યાસ કરવામાં આવે છે.". ભક્તોએ કહ્યું: "મહારાજ! આપના કંઠમાં કફનો શબ્દ થાય છે તે અન્તનું ચિહ્ન છે અને તેથીજ અમને ધીરજ રહેતી નથી." સ્વામીજી બોલ્યા: "એ વાતની તો તમને ખબર નથી કે એ તો ૐનો ધ્વનિ થઈ રહ્યો છે. કફ તો જે લોકો આત્મસ્વરૂપને નથી ઓળખતા તેમના કંઠમાં બોલે છે." એમ કહી પોતે આત્મપંચક બોલવા લાગ્યા અને ૐકારનું ઉચ્ચારણ કરતાં કરતાં કારતક વદ ૬ ના સવારના અગિયાર વાગે શરીરને તજી દીધું. એક સંતે કહ્યું છે કેઃ-

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
तीर्थं फलति कालेन सद्यः साधुसमागमः ॥

સાધુ તો એક જંગમ તીર્થરૂપ હોઇ ઘણી જગ્યાએ વિચરણ કરી પોતાના રહેણીકરણીના દૃષ્ટાંતથી તેમજ ઉપદેશથી ઘણા જીવોનું કલ્યાણ કરે છે. આવા સંતમહાત્માઓનો સમાગમ પૂર્વનાં પુણ્યયોગે કરીને પ્રાપ્ત થાય છે.

સ્વામીજી આ ફાની દુનિયામાંથી સદ્ગત થયેલા છે; તોપણ એમનું જીવન અને ઉપદેશ તેમના સમાગમમાં આવનાર દરેકની દૃષ્ટિમાં હજી પણ જેવો ને તેવોજ તરવરી રહ્યો છે. એટલે આપણે એવા મહાત્માનાં જેટલાં ગુણગાન કરીએ તેટલાં ઓછાં છે. સર્વશક્તિમાન પરમાત્મા એમના આચારવિચાર અને ઉપદેશની છાપ આપણાં હૃદય પર હંમેશને માટે અંકિત કરે એજ પ્રાર્થના છે.

सर्वेऽत्रसुखिनः संतु सर्वे संतु निरामयाः ।
सर्वे भद्राणि पश्यंतु मा कश्चिद् दुःखमाग् भवेत् ॥

## સ્વામીજીની કેટલીક વિશિષ્ટતાઓ

સ્વામીજીશ્રીએ કોઈ શિષ્ય બનાવ્યો નથી; તેમજ સંજોગ હોવા છતાં મકાન-મઠના અધિપતિ થયા નથી. પોતાને કનકકાન્તાનો

સ્પર્શ સુધ્ધાં થવા દીધો નથી; તીવ્ર વૈરાગ્યથી વિરક્ત દશામાં રહી પોતાની જીવનમુસાફરી સમાપ્ત કરેલી છે.

પોતાના સમાગમમાં આવનારમાંથી તેમજ અન્ય પદાર્થોમાંથી પણ સ્વામીશ્રી ગુણોજ ગ્રહણ કરતા. પોતે તંબાકુ, પરદેશી વસ્તુઓ (ખાંડ, વસ્ત્ર વગેરે) ચા, અફીણ, ગાંજો, વગેરે માદક વસ્તુઓ નહિ વાપરવા લોકોને આગ્રહપૂર્વક ઉપદેશ આપતા હતા.

કેટલાક તામસ પ્રકૃતિના સાધુઓ સ્વામીજીની ખૂબ નિંદા કરીને અપશબ્દો બોલતા; છતાં પોતે એકરસ સાત્ત્વિક વૃત્તિમાં રહી તેમને હાથ જોડી કહેતા કે, "પ્રભુ, આપ કહો છો તેમજ છે." વળી કથાને અંતે લોકોને ઉપદેશ દેતા કે, "તકરાર થાય તો આપણે ગાળો બોલવી નહિ: પણ કહેવું કે, પ્રભુ એનું ભલું કરો, એને સદ્બુદ્ધિ આપો, ભક્તિ આપો, મારા પ્રત્યેની એની દ્વેષબુદ્ધિ નાશ કરો, એના ચિત્તના રાગદ્વેષાદિ નાશ થાઓ, વગેરે."

સ્વામીશ્રી પોતે સદાચાર પાળી બીજાઓને આચાર પાળવા બોધ આપતા અને પોતે પણ તે ચુસ્તપણે પાળતા રહી લોકોને જીવંત દૃષ્ટાંત પૂરું પાડતા. વળી પોતે સ્વાશ્રયી (પોતાના શરીરસંબંધીની કોઈ ક્રિયા બીજા પાસે કરાવવી નહિ, એવો આગ્રહ રાખતા) હતા.

વર્ણાશ્રમના ધર્મો બરોબર પાળવા લોકોને બોધ આપતા અને બ્રાહ્મણો તેમજ વિદ્વાનોને ઘણું માન આપતા.

---

# કેટલાંક ભજનો ઇત્યાદિ

પદ–રાગ ગોડી

(રાગ–નાથ કૈસે ગજ. કો બંધ છુડાયો.)

કોન કુટિલ ખલ કામી, મોસમ–(૨) ટેક૦

તુમ સેં કાહ છિપી કરુનાનિધિ,
તુમ ઉર અંતરજામી—મોસમ૦

ભરી ભરી ઉદર વિષયરસ પાવત,
જૈસે સૂકર ગ્રામી—મોસમ૦

જો તન દિયો તાહી બિસરાયો,
ऐसो નિમકહરામી—મોસમ૦

જહાં સતસંગ તહાં અતિ આલસ,
બિષયન સંગ બિસરામી—મોસમ૦

શ્રીહરિચરણ છાંડી ઓરન શી.
નિશદિન કરત ગુલામી—મોસમ૦

પાપી પતિત અધમ પરનિંદક,
સબ પતિતન મેં નામી—મોસમ૦

સૂરપતિતકો વેગિ તારિયે
સુનિયોં શ્રીપતિ સ્વામી—મોસમ૦

રાગ પૂર્વી-તાલ, તીન તાલ

મૈં નિત ભગતન હાથ બિકાઉં.
આઠો જામ હ્દય મેં રાખું, પલક નહિ બિસરાઉં-ટેક૦
ફલ ન પરત બૈકુંઠ બસત મોહિ,જોગિન મન ન સમાઉં;
જહાં મમ ભગત પ્રેમ જુત,ગાવહિં તહાં બસત સુખપાઉં.
ભગતન કી જૈસી રુચિ દેખૂં, તૈસો વેષ બનાઉં;
ટારું અપને બચન ભગત લગિ, તિનકે બચન નિભાઉં.
ઊંચ-નીચ સબ કાજ ભગત કે,નિજકર સકલ બનાઉં;
પગ ધોઉં રથ હાંકૂ માંજૂ, બાસન છાની છાઉં.-૪
માગૂં નાહીં દામ કછૂ તિનતેં,નહીં કછૂ તિનહી સતાઉં;
પ્રેમ સહિત જલ, પત્ર, પુષ્પ ફલ, જો દેવે સો ખાઉં.
નિજ સરબસ ભગતન કો સોંપું,અપનો સ્વત્વ ભુલાઉં;
ભગત કહેં સોઈ કરું નિરંતર, બેચૈં તો બિક જાઉં.-૬

રાગ-કાફી તાલ, દીપચંદ

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે?
અવર ના દેખું રે, કોઈ નાવે મારા પ્રભુ પખે.-ટેક૦

ચકરવરતીને ભીખ મંગાવે, રંકને કરે રાય;
જળને ઠેકાણે વાલો થળ ચલાવે, થળ થાનક જળમાંય;
તરણાનો તો મેરુ રે, મેરુનો વ્હાલો તરણ કરે.–જેને૦
નેભાડામાંથી બળતાં ઉગાર્યાં, મંજારીનાં બાળ;
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, રાય થયા છો રખવાળ;
અંતરજામી આવ્યા રે, ધાયા પ્રભુ તેની પ્રખે.–જેને૦
શીર ઉપર સીંચાણો ભમીયો, પારધી કરે તકાવ;
પારધીને પાયે વશિયર વળગ્યો, શીંચાણા શીર ઘાવ;
બાજ પડ્યો હેઠે રે, પંખીડાં તો ઊડ્યાં હખે.–જેને૦
ગજ કાતરણી લઇને બેઠો, દીનોનાથ દયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ મારો હિંડે હકે.–જેને૦

પદ–ધૂન–ચાલ કેરવાની

હું રોઇ રોઇ અખિયાં રાતી કરું,
રાતી કરું ને ગાતી ફરું–ટેક૦
અન્ય કોઇ મારી નજરે ન આવે.
વર તો ગિરિધારીને વરું–હું રોઇ૦
સેવા ને સમરણ એનુંજ નિશદિન.
હૃદયકમળમેં ધ્યાન ધરું–હું રોઇ૦
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
ગંગાજમના નહાતી ફરું–હું રોઇ૦

જ્ઞાન-ધ્યાન કી ગઠરી બાંધ કર,
હૃદયકમલ મેં રાખુંગી—મૈં તો હરિગુણ૦

બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
સદા પ્રેમરસ ચાખુંગી—મૈં તો હરિગુણ૦

---

રાગ-કાફી

ફાગુન કે દિન ચાર, હોરી ખેલ મના રે;—ટેક૦
બિન તાલ પખાવજ બાજે, અનહદ કી ઝંકાર;
બિન સુર રાગ છતીસોં ગાવે, રોમ રોમ રણકાર-ફા૦

શીલ સંતોષ કી કેસર ઘોલી, પ્રેમ પ્રીતિ પિચકાર;
ઉડત ગુલાલ લાલ ભયે બાદલ, બરસત રંગ અપાર-ફા૦

ઘટ કે સબ પટ ખોલ દિયે હૈં, એક લાજ સબ ડાર;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમલ બલિહાર-ફા૦

---

રાગ-ભજનનો ઢાળ

દીઠો મ્હેં એક કુંભાર અનેરો.
ઘડે ઘડે ને ફોડે રે;
આવું તે કૌતુક કદી ના દીઠું.
જોડે તેટલાં તોડે રે-ટેક૦

ઉત્તમ માટી આણે ક્યાંથી,
કોઈ કદી નવ જાણે રે;

નંદન વનના વહેળામાંથી,
લેતો હશે પરાણે રે–દીઠો૦

રેતી રાખ ને લાદ ઠેકાણે,
ગુણ અવગુણમાંહી ભેળે રે;
આત્મન જળ સીંચીને એમાં,
મૃત સ્વરૂપ ઉકેલે રે–દીઠો૦

દીવ્ય ખીલા પર ચાક ચડાવે,
પૂતળાં કરોડ બનાવે રે;
થા એવું કહેતાંની સાથે,
અણનમ ઘાટ ઉપજાવે રે–દીઠો૦

એ પૂતળાંને વળી આધિવ્યાધિરૂપે,
મોગરી વડે મોઠેરે રે;
ટપટપ ટપટપ ટીપવા સાથે,
આશિષ નિજની વેરે રે–દીઠો૦

માત ઉદર નામે એક ભઠ્ઠી,
નવ માસ એને બાળે રે;
એ ભઠ્ઠીમાં પકવ બને સૌ,
માત હૂંફને વ્હાલે રે–દીઠો૦

ત્યાર પછી એ માનવ પૂતળાં,
માંડે પૃથ્વી પગલાં રે;

રાગ—રામગ્રી—તાલ, લાવણી

વહારે ધા વિઠલા વહેલો, ગોઝારો રાય છે ઘેલો રે;
વ્હાણે વંચાવશે મેલો*, વહારે ધા વિઠલા વહેલો—ટેક૦

પ્રણુત પાળ એ પદ છે તારું, પાળ ત્રિભોવનનાથ;
મોટાઈ મૂકીને મૂક મા મોહન. હેતે ઝાલેલો હાથ,
હરિ શીદ આપ હડસેલો—ગોઝારો૦

તાત તારા તને તેડીને ત્રીકમ, ચોરી લાવ્યા ગોકુળ;
તાતનાં લક્ષણ તુજમાં આવ્યાં, ચોર્યાં નારીપટકૂળ.
ખેલાવે કાં ખોટના ખેલો—ગોઝારો૦

કોડીનું શ્રીમતી સૂતર કાચું, ફૂલડાં કેરી માળ;
તેમાં લોભાઈને જાત તેં તારી, દેખાડી દીધી ગોવાળ,
પરાણે તું આપતો પહેલો—ગોઝારો૦

(આ ભજન ઘણે ભાગે નરસિંહ મહેતાનું છે.)

---

પદ—ધૂન—ચાલ ઠેરવાની

રઘુનંદન આગે મૈં નાચુંગી,
નાચુંગી રંગ રાચુંગી—ટેક૦

કરી શૃંગાર હાર તુલસી કો,
ભાલ તિલક શિર રાખોંગી—રઘુનંદન૦

પ્રેમ પ્રીત કે બાંધી ઘુઘરવા,
સૂરત કી કછની મૈં કાછોંગી—રઘુનંદન૦

---

* દુઃખદાયક સમાચાર

નાચી નાચી રઘુનાથ રિઝાઉં,
ભક્તિ રસીલી મૈં જાચૌંગી—રઘુનંદન૦

રઘુવર લક્ષ્મણ ભરત શત્રુહન,
શ્યામલી સૂરતી મન રાખૌંગી-રઘુનંદન૦

ચુની ચુની કલિયાં મેં હાર બનાઉં,
રઘુવર ઉર પહિરાઉંગી—રઘુનંદન૦

ધૂપ દીપ નૈવેદ્ય આરતી,
ચેહીબિધિ લાડ લડાઉંગી—રઘુનંદન૦

લોક લાજ કુલ કી મરજાદા,
ઇન મેં એક ન રાખૌંગી—રઘુનંદન૦

સરજ્યુ કે તીર અયોધ્યા નગરી,
બૈઠી ઝરોખે મૈં ઝાંકૌંગી—રઘુનંદન૦

સોનાદાસ બિલાસ સાંવરો,
હરિ કે ચરણ ચિત્ત રાખૌંગી—રઘુનંદન૦

---

પદ—ધૂન—ચાલ ફેરવાની

મૈં તો હરિગુણ ગાવત નાચુંગી—(૨)
નાચુંગી મૈં તો નાચુંગી,
મૈં તો હરિગુણ ગાવત નાચુંગી—ટેક૦

અપને મહેલ મેં બેઠ કર,
ગીતા ભાગવત વાંચુંગી—મૈં તો હરિગુણ૦

પ્રજાપતિની કૃતિ અલૌકિક,
ધન્ય ધન્ય કહે સઘળા રે—દીઠો૦

સાત દસ દસકા પુરણ થતાં તો,
થાયે એ મનુષ્ય ઘટસ્ફોટ રે;
લાખ ઘડે ને લાખ ફૂટે પણ,
તેને ત્યાં શી ખોટય રે—દીઠો૦

ખર્વ નિખર્વ વર્ષો વહી ગયાં,
એ બાળીશ ક્રીડા રમતાં રે;
થાકે નહિ એ કુંભાર બનાવતાં,
પૂતળાં નિજ મન ગમતાં રે—દીઠો૦

કુંભારવાડો તો સ્વર્ગ માનજો,
ઓઝા બ્રહ્મા નામે રે;
જ્ઞાન પુણ્ય ગાંસડીઓ બાંધે,
તે ફરી જન્મ ના પામે રે—દીઠો૦

(આ ભજનના લેખકની પણ માહિતી નથી.)

---

ગઝલ

હર આન હસી, હર વખત ખુશી.
હરવખત અમીરી હે બાબા;
જબ આશક મસ્ત ફકીરી હૈ.
ફિર કયા દિલગીરી હૈ બાબા!—ટેક૦

હૈ આશક ઔર માશુક જહાં,
વહાં શાહ વજીરી હય બાબા;
ના રોના હૈ, ના ધોના હૈ,
ના દર્દ અશીરી હૈ બાબા! —ફિર૦

દિનરાત બહારે એશ લીએ,
ઔર ઇશક જગીરી હૈ બાબા;
જો આશક હોવે સો જાને,
યહ ભેદ ફકીરી હૈ બાબા ! —ફિર૦

હૈ ચાહ ફક્ત એક દિલબર કી,
ફિર ઔર કિસ કી ચાહ નહીં;
એક રાહ ઉસી મેં રખતે હૈ.
ફિર ઔર કિસી કી ચાહ નહીં.—ફિર૦

યહાં જીતના રંજોત્તર દુર હૈ,
હમ એક સે ભી આગાહ નહીં;
કુછ મરને કા અફસોસ નહીં,
કુછ જીને કી પરવાહ નહીં.—ફિર૦

કુછ જુલ્મ નહીં કુછ જોર નહીં,
કુછ પાપ નહીં ફરિયાદ નહીં;
કુછ કેદ નહીં કુછ બંદ નહીં.
કુછ સબર નહીં આજાદ નહીં.—ફિર૦

શાગીર્દ નહીં ઉસ્તાદ નહીં,
વીરાન નહીં આબાદ નહીં;

હય જીતની બાનેં દુનિયાં કી,
સબ ભૂલ ગયે કછુ યાદિ નહીં.-ફિર૦

જીસ સીમત નજરભર દેખે હૈં,
ઉસ દિલબર કી ફુલવારી હૈ;
કહીં સબઝે કી હરિયાલી હૈ,
કહીં ફૂલોં કી ગુલકારી હૈ.-ફિર૦

દિનરાત મગન ખુશ બૈઠે હૈં.
ઔ આશ ઉસીકી ભારી હૈ;
બસ આપ હીં વો દાતારી હૈં.
ઔ આપ હીં વો ભંડારી હૈં.-ફિર૦

નિત અશરત હે નિત ફરહત હે.
નિત રાહત હે નિત શાદી હૈ;
નિત મહેરો કરમ હૈ દિલબર કા,
નિત દિલ ભી ખુશ મુરાદી હૈ.-ફિર૦

જબ ઉમડા દરિયા ઉલફત કા.
હર ચાર તરફ આબાદી હૈ;
હર રાત નઇ એક શાદી હૈ.
હરરોજ મુબારક બાદી હૈ.-ફિર૦

હયે તન તો ગુરુ કા રંગ બના.
ઔ મુંહ પર હરદમ લાલી હૈ;
ન્તુજ ઐસો તરબ કુછ ઓર નહીં.
જીસ દિન સે સુરત સંભાલી હૈ.-ફિર૦

હોટાં મેં રાગ તમાશે કા,
ઔર ગત પર બજતી તાલી હૈ;
હરરોજ બસંત ઓર હોલી હૈ,
ઔર હરયેક રાત દિવાલી હૈ.–ફિર૦
હમ ચાકર જીસકે હુશ્ન કે હૈ,
વોહ દિલબર સબ સેં આલા હૈ;
ઉસને હી હમકો જીબ ખશા,
ઉસને હી હમકો પાલા હૈ.–ફિર૦
દિલ અપના ભોલા ભાલા હૈ,
ઔ ઇશ્ક બડા મતવાલા હૈ;
કયા કહિયેં ઔર નઝીર આગેં,
અબ કોન સમજનેવાલા હૈ.–ફિર૦

— પદ–રાગ ઓખાહરણની ચોપાઈ

ભક્તિ એવી રે ભાઈ એવી, જેમ તરસ્યાં ને પાણી જેવી;
એક ગૌધન ચરવાને જાય, એની સુરતા વાછરડાં માંય;
ચરણે ફરવું ને ચોદિશ ચરવું,
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦
એક યુવતી જળ ભરવાને જાય,
સામી સખીઓથી વાતો થાય;
માથે બેડું ને લિયે તાળી, મુખે હસે છે વારી વારી;
બેડું ચિત્તથી નથી રે વીસરવું,
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦

એક ભ્રમર કમળમાં રહે છે, તેને વાસના કેવી ગમે છે;
સાંજ પડીને કમળ બિડાયું.
અકળાયો ને ક્યાંય ના જવાયું;
એને કમળની પ્રીતે રે મરવું,
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦

એક મૂઢમતિ નર જેહ, પરનારીની સાથે સ્નેહ;
જાય છે અધમ અધમ ડગ ભરતો, પરનારીની પૂંઠે ફરતો;
એને શૂળીની પેરે રે ડરવું.
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦

એક માછલી જળમાં વસે છે. તેને પાણીનો પ્રવાહ ગમે છે;
કોઈ પાપીએ બારણે કાઢી, તલતલ જીવ થયો રે ઉદાસી;
એને જળ વિનાનું રે મરવું,
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦

એક ગુણિકા નૃત્ય કરે છે, મનગમતા શણગાર સજે છે;
એણે આંખ આંજી અણિયાળી. નખચખ નીરખે છે નારી,
પારકું ચિત્ત પોતાનું કરવું.
એવું હરિચિરણે ચિત્ત ધરવું—ભક્ત૦

એક ચોર તે ચોરી કરે છે. પરમંદિર કેરા ફરે છે;
વળી માઝમ રાત અંધારી, મૂરખ ડરનો નથી રે લગારી;
પારકું ધન પોતાને રે હરવું.
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦

બપૈયાને વર્ષાદ વહાલો, એવી પ્રેમભક્તિ તમે ઝાલો;

ચકોર ચિત્ત ચંદ્રમાં ઘાલે, અણપેખતાં દૃષ્ટિને બાળે;
કહે કલ્યાણ એથી ન ઊતરવું,
એવું હરિચરણે ચિત્ત ધરવું—ભક્તિ૦

---

ભજન

માનસરોવર જઇએ કૂડી રે કાયા, માનસરોવર જઇએ
હંસલાની સાથે વીરા સંગતું કરીએ,
ભેળા બેસીને મોતી ચણીએ—કૂડી રે કાયા૦
સાધુને સંગતે વીરા, સાધુ કહેવાયે
નિત્ય નિત્ય ગંગાજીમાં નાહીએ—કૂડી રે કાયા૦
માંહેલા મનડાં કેમ ભૂલ્યો વીરા.
દરશન ગુરુજીનાં કરીએ—કૂડી રે કાયા૦
બાઈ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ
ભવસાગરથી તરીએ—કૂડી રે કાયા૦

---

ભજન

ગોવિંદ લીનો મોલ માઈ, મેં તો ગોવિંદ લીનો મોલ—ટેક.
કોઈ કહે હલકા, ત્રાજવે તોલ,—માઈ મેં૦
કોઈ કહે મોંઘા, કોઇ કહે હે અણમોલ;—માઈ મેં૦
બિન્દ્રાબન કી કુંજગલન મેં, મેંને લીયો બજાકે ઢોલ—મા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
એ તો પૂર્વજન્મ કે બોલ—માઈ મેં તો૦

ભજન

ભજન કર ભવસિંધુ તરવા (૨–)ટેક.
ખોવા જગત જંજાળ જૂઠામાં, ભટકે શું કરવા–ભજન૦
ભક્તિનાવ ગ્રહી લે પ્રાણી, સદ્ઢ ચડાવી થા સુકાની.
પાર ઊતરવા–ભજન૦
વૃથા ન જાય હરિનામ લીધું, ભક્તિને વશ છે દયાસિંધુ
સહાય જો કરવા–ભજન૦
બાઈ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ
ચરણ ચિત્ત ધરવા–ભજન૦

ભજન

વારે વારે કહું મારા દિલડાની વાત.
જાડેજા કરી લે ભલાયું થોડા વજણા દે જેસલજી. ટેક.
હેડ ખેડતો મેં તો હાલીને માર્યો,
પાદર લૂંટી પાણિયારી કાઠીરાણી પાપ પ્રકાશો–વારે૦
ચોવીસ વરસ સુધી મેં ચોરિયું કીધી.
અમારા અવગુણનો નહિ પાર;
કાઠીરાણી પાપ પ્રકાશો ધણી આગળે–વારે૦
આવી આવી અતિથિની જમાત જાડેજા.
તેમાં તે સાયબો આવિયો;
અવર રોજાને લાંબી સીંગ જાડેજા–વારે૦
સાયબાને કસ્તૂરી કેવડો રે,
જેસલજી બોલિયા તોરલ કાઠીરાણી જાડેજા.
બોલ્યા તે પીર હુંદા પાખંડી રે. વારે૦

ભજન

ધ્યાન ધણી કેરું ધરવું રે, બીજું મારે શું કરવું;
શું કરવું રે સુંદરશ્યામ, બીજાને મારે શું કરવું.
નિત્ય ઊઠીને અમે નાઈએ ધોઈએ;
ધ્યાન કેનું ધરીએ રે—બીજું૦
સંસારસાગર મહાજળ ભરિયોને વહાલા,
તારા ભરૂસે અમે તરિયે રે.—બીજું૦
સાધુજનને જમાડીને રે વહાલા,
જૂઠું વધે તે આપણ જમિયે રે.—બીજું૦
વૃન્દાવનમાં રાસ રચ્યો રે વહાલા,
રાસમંડળ તો અમે રમિયેરે.—બીજું૦
હીર ને ચીર મને કામ ન આવે વહાલા,
ભગવાં પહેરીને અમે ભમિયે રે.—બીજું૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર
ચરણકમળ ચિત્ત ધરિયે રે.—બીજું૦

## અખા ભગતના છપ્પા

તિલક કરતાં ત્રેપન વહ્યાં,
જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકા ચર્ણ,
તો ય ન પહોંચ્યા હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટ્યા કાન,
અખા તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

*

એક મૂરખને એવી ટેવ,
પથ્થર એટલા પૂજે દેવ;
પાણી દેખી કરે સ્નાન,
તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત,
ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત?

*

આંધળો સસરો ને સણગટ વહુ,
એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યાં કશું,
આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઊંડો કૂવો ને ફાટી બોખ,
શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

*

ગુરુ થઈ બેઠો હેનો સાધ.
સ્વામીપણાની વળગી વ્યાધ;
ને પીડાથી દુખિયો થયો,
રોગ કરાર અનુભવથી ગયો;
વાચકજાળમાં ગૂંચવી મરે,
અખા અજ્ઞાનીનું કહ્યું કેમ કરે?

*

દેહાભિમાન હતું પાશેર,
વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો,
ગુરુ થયો ત્યાં મણમાં ગયો;

અખા એમ હલકાથી ભારે હોય,
આત્મજ્ઞાન મૂળગું તે ખોય.

*

જ્યાં જોઈએ ત્યાં કૂડે કૂડ,
સામેસામાં બેઠાં ધૂડ;
કોઈ આવી વાત સૂરજની કરે,
તે આગળ લઈ ચાંચ જ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં,
તમે આવાં ડાહ્યાં ક્યાંથી થયાં;
અખા મોટાની તો એવી જાણ,
મૂકી હીરો ઉપાડ્યો પાણ.

*

મૂડી વણ કંઈ મહીપતિ વહ્યા,
મૂડી વણ કંઈ લોક જ રહ્યા;
મૂડી વણ કંઈ કહાવે મહંત.
મૂડી વણ કંઈ ભેખ અનંત.
મૂડી વણ કંઈ ધનવંત ઘણા.
હીરા માણેકની નહીં કંઈ મણા;
અખા રહેણી આંક લખ્યો નહિ એક,
એમ એકડા વહોણાં મીંડાં અનેક.

*

વાજું હું તમો વજાવણહાર,
તે વાજું શાને ધરે અહંકાર;
તે જોતાં સર્વ તમારાં કામ,
આ અછતાનું અછતું નામ;

ધન ધન વાળું ધણી કર થવે,
અખા આસુરી કર તવ અવળું લેવે.

*

નથી વાંક વિશ્વંભર તણો.
જે કહીએ તે વાંક આપણો;
જેમ કોઈ ભોજન જમાડવા કરે,
ત્યાં રીસાણો તે રીસે ફરે;
પૂર્ણાનંદ પિરસનારો રહે.
અખા અભાગિયાને કોણ કહે?

---

# राम ही राम

(લેખકઃ-શ્રી. સુન્દરદાસજી)

બૈઠત રામ હિ ઊઠત રામ હિ.
બોલત રામ હિ રામ રહ્યો હૈ.
જીમત રામ હિ પીવત રામ હિ,
ધીમત રામ હિ રામ ગહ્યો હૈ;
જાગત રામ હિ સોવત રામ હિ.
જોવત રામ હિ રામ લહ્યો હૈ.
દેતહુ રામ હિ લેત હુ રામ હિ.
સુન્દર રામ હિ રામ કહ્યો હૈ.
શ્રોત્રહુ રામ હિ નેત્ર હુ રામ હિ,
બક્ત્ર હુ રામ હિ રામ હિ ગાજે;

સીસહુ રામ હિ હાથ હુ રામ હિ.
પાવ હુ રામ હિ રામ હિ સાજૈ,
પેટહુ રામ હિ પીઠહુ રામ હિ,
રોમહુ રામ હિ રામ હિ બાજૈ.
અન્તર રામ નિરન્તર રામ હિ,
સુન્દર રામ હિ રામ બિરાજૈ.

("કલ્યાણ" માસિકના એક અંકમાંથી)

---

ગઝલ

(૧)

ક્યા ઇલ્મ ઉન્હોંને સીખ લિયે,
જો બિન લીખેં કો બાંચે હૈં;
ઔર બાત નહીં મુહસેં નિકલે,
બિન હોંઠ હિલાયે જાંચે હૈં.

દિલ ઉનકે તાર સિતારોં કે,
તન ઉનકે તબલ તમાંચે હૈં;
મુંહ ચંગ જબાં દિલ સારંગી,
પા ઘૂઘરૂ હાથ કમાંચે હૈં.

હૈ રાગ ઉન્હી કે રંગ ભરે,
ઔ ભાવ ઉન્હી કે સાંચે હૈં;

જો બે-ગત બે-સુરતાલ હુએ,
બિન તાલ પખાવજ નાચે હૈં.

(૨)

જબ હાથ કો ધોયા હાથોં સે,
જબ હાથ લગે થિર કાને કો;
ઔર પાંવ કો ખીંચા પાવોં સે,
ઔર પાંવ લગે ગત પાને કો.
જબ આંખ ઉઠાઈ હસ્તી સે,
જબ નયન લગે મટકાને કો;
સબ કાજ કછે સબ નાચ નચે,
ઉસ રસિયા છૈલ રિઝાને કો.
હૈ રાગ ઉન્હી કે રંગ ભરે,
ઔ ભાવ ઉન્હીં કે સાંચે હૈં;
જો બે ગત બે-સુરતાલ હુએ,
બિન તાલ પખાવજ નાચે હૈં.

(૩)

થા જિસકી ખાતિર નાચ કીયા,
જબ મૂરત ઉસકી આય ગઈ;
કહીં આપ કહા કહીં નાચ કહા.
ઔર તાન કહીં લહરાય ગઈ.
જબ છૈલ-છબીલે સુંદર કી,
છબિ નૈનોં ભિતર છાઈ ગઈ;
એક મૂરછા ગતિ સી આય ગઈ,
ઔર જ્યોત મેં જ્યોત સમાય ગઈ.

હૈ રાગ ઉન્હી કે રંગ ભરે,
ઓ ભાવ ઉન્હી કે સાંચે હૈં;
જો બે-ગત બે-સુરતાલ હુએ,
બિન તાલ પખાવજ નાચે હૈં.

(૪)

સબ હોશ બદન કા દૂર હુઆ,
જબ ગત પર આ મિરદંગ બજી;
તન ભંગ હુઆ દિલ દંગ હુઆ,
સબ આન ગઇ બે આન સજી.
યહ નાચા કૌન નજર અબ યોં,
ઔર કીસને દેખા નાચ અજી;
જબ બૂંદ મિલી જા દરિયા મેં,
ઇસ તાન કા આખિર નિકલાજી.
હૈં રાગ ઉન્હી કે રંગ ભરે,
ઓ ભાવ ઉન્હી કે સાંચે હૈં;
જો બે-ગત બે-સુરતાલ હુએ,
બિન તાલ પખાવજ નાચે હૈં.

---

ગઝલ

હમન હૈ ઇશ્ક કે માતે, હમન કો દૌલતેં ક્યા હૈં;
નહીં કુછ માલ કી પરવાહ, કીસી કી ચિનતેં ક્યા હૈં.
જો કોઈ શબ્દ સ્યાને હૈં, તીના કું ખલક માને હૈં;
હમન આશક દિવાને હૈં, હમન કો ઇજ્જતેં ક્યા હૈં.

કમર રોલે વજીરાં કે, ખડક બખ્તર શરીરાં કે;
હમન એસે ફકીરાં કો, છબીલી નામ તે' કયા હૈ.
હમન દિન-રેન જલતે' હેં, કદા બિન તેલ તલતે હેં;
આબ બિન લોન ગલતે હેં, હમન કો અસર તે કયા હૈ.
ખાને કો રૂખી રોટી બસ, પીને કો એક લોટી બસ;
બિલસ ભરકી લંગોટી બસ, હમન કો લીજત કયા હૈ.

---

ગઝલ

હમ ન આશક દિવાને હૈં, હમન કો હોશિયારી ક્યા;
રહે આઝાદ હો જગ મેં, હમન દુનિયાં સે યારી ક્યા.
જગત સબ નામ અપને કો, બહુત સા સીર પટકાતા હૈ;
હમન ગુમ નામ આલમ હૈં, હમન કો હોશિયારી ક્યા.
જો બિછે કહું પિયારે સેં, વો દર દર ભટકતે ફિરતે હૈં;
હમારા યાર હમસન હૈં, હમન કો બેકરારી ક્યા.
ન પલ બીછેડ પિયા હમ સેં, ન બીછડે હમ પિયારે સેં;
જહાં યોં પ્રીત લાગી હૈં, તહાં ફિર ચિંતદારી ક્યા.
હુએ આઝાદ ઔર ફારગ, ગરૂરી દાર સબ દિલ સેં;
જો ચલના રાહ નાજુક હૈં, હમન કો બોજ ભારી ક્યા.

---

ગઝલ

હમન કો મત મિલો લોકો, હમ ન ખફ્તી દિવાને હૈં;
ખુશી ફા રાહ છોડા હૈ. કફિન મેં જા સમાને હૈં.

હમન દિનરાત રોતે હૈં, કિ ગમ સે જાન ખોતે હૈં;
સુલોં કી સેજ સોતે હૈં, બિરહ સે હમ અકાને હૈં.
તજી ખીજમત અમીરી કી, પાઈ લીજત ફકી રીકી;
ચઢે કીસ્તી સબૂરી કી, ફકર કે યે મકાનેં હૈં.
હમન એક યાર હૈ જાની, પિયા હરિ નામ કા પાની;
કભી નહિ હોએંગે ફાની, વલી રામે સમાને હૈં.

## સંત તુલસીદાસની સાખીઓ

સબ ધરતી કાગજ કરું, લેખન સબ બનરાય;
સમુદ્ર સબ સ્યાહી કરું, હરિગુન લીખ્યા ન જાય.

એક ઘડી આધી ઘડી, આધી મેં પુનિ આધ;
તુલસી સંગત સાધુ કી, કટે કોટિ અપરાધ.

દયા ધર્મ કો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડિયે, જબ લગ ઘટ મેં પ્રાન.

પ્રારબ્ધ પહિલે બની, પીછે બના શરીર;
તુલસી યહ આશ્ચર્ય હે, મન નહિ માને ધીર.

જીવ જીવ કે આસરે, જીવ કરત હૈ રાજ;
તુલસી રઘુવર આસરે, કયું બીગરેગો કાજ.

ગોધન ગજધન બાજીધન, ઔર રતનધન ખાન
જો આવે શ્રીરામ ધન, સબ ધન ધૂલ સમાન

તુલસી રસના તો ભલી, જો સુમરે હરિનામ;
નહિંતર કાઢ નિકાસીયે, મુખ મેં ભલો ન ચામ.

ચતુરાઇ ચૂલે પડી, ધીક પડયો આચાર;
તુલસી હરિભક્તિ બિના, ચારોં વર્ણ ચમાર.

દુષ્ટ બચન શરતેં બૂરે, ભલે શત્રુ કે–બાન;
તુલસી જો નર સહત હૈ, તા સમ સાધુ ન આન.

સંસારી કા ટુકડા ગજ, ગજ લંબે દંત;
ભજન કિયે તેં પચત હૈ, નહિંતર કરજ બઢંત

તુલસી પિછલે પાપ સેં, હરિચરચા ન સોહાય;
જૈસે જ્વર કે જોરસેં, ભોજન કી રુચિ જાય.

તીન ટુક કૌપિન હૈ, અરુ ભાજી બિન લૌન;
તુલસી રઘુવર ઉર બસે, ઇન્દ્ર બાપુરો કૌન.

તુલસી જગ મેં આય કે, કર લીજે દો કામ;
દેને કો ટુકડા ભલા, લેને કો હર નામ.

સત્ય બચન અરુ દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇનકું એકું ના મિલે, તુલસીદાસ જમાન.

રામ ઝરૂખે બૈઠ કે, સબ કા મુજરા લેત;
જૈસી જીનકી ચાકરી, વૈસા ઉનકો દેત.

મોતી કણ મોંઘા કિયા. સોંઘા કિયા અનાજ;
તુલસી તબ મેં જાનીયો, બડો ગરીબનિવાજ.

કામ પિયારી નારી જ્યું, લોભી પિયારો દામ;
એસે કબહીં લાગ હો, તુલસી કે મન રામ.

અરબ ખરબ લોંધન મિલે, ઉદય અસ્ત લો રાજ
તુલસી હરિભક્તિ બિના, ચારો વર્ણ ચમાર.

કાહું કો ધનધામ હૈ, કાહું કો પરિવાર;
તુલસી મો સમ દીન કું, સીતારામ આધાર.

સીતાપતિ રઘુનાથજી. તુમ લગ મેરી દૌર;
ઐસે કૌઆ ઝાઝ કા, ચલ ન સકત કછુ ઔર.

નહીં વિદ્યા નહીં બાહુબલ,નહીં ખરચન કો દામ;
તુલસી મો સમ પતિત કી, તુમ પતિ રાખો રામ.

એક ભરોસો એક બલ. એક આશ વિશ્વાસ;
સ્વાતિબુંદ રઘુનાથ હૈ, ચાતક તુલસીદાસ.

## સંત કબીરની સાખીઓ

કહે કબીર કમાલ કું દો, બાતાં લિખ લે;
કર સાહેબ કી બંદગી, ભૂખે કુ કુછ દે.

ચક્કી ચલતી દેખ કે, દિયા કબીરા રોય;
દો પડ ભીંતર આય કે, સાબિત રહા ન કોય.

કબીર કોઠી કાંઠ કી, દહુ દિસ લાગી આગ;
પંડિત પંડિત સબ મુએ, મૂરખ ઉગરે ભાગ.

ચલતી ચક્કી દેખ કે, દિયા કબીરા રોઇ;
દોઉ પટ ભીંતર આય કે, સાબુત રહા ન કોઇ.

ધન દીયે ધન ના ઘટે, નદી ઘટે નહિ નીર;
અપની આંખે દેખ લો, યું કથ કહે કબીર.

કબીર તાસું પ્રીત કર, જો કો ઠાકુર રામ;
પંડિત રાજે ભૂપતિ આવહીં કૌને કામ.

કબીર કુકર રામ કો. મોતિયા મેરો નાઉં;
ચલે હમારે જેવરી, જહાં ખીંચે તહાં જાઉં.

ના હમ કિયા ન કરહીંગે. ના કરી શકે શરીર;
જો કછુ કિયા સો હરિ કિયા, ભયા કબીર કબીર.

રામ પદારથ પાઇ કે, કબીરા ગાંઠ ન ખોલ;
નહીં પટ્ટન નહીં પારખું, નહીં ગાહન નહીં મોલ.

જુન બુઝ જડ હો રહે, બલ તજી નિરબલ હોય:
કહે કબીર તા દાસ કું, ગાંજી સકે નહિ કોય.

કબીર સબ નેં હમ બૂરે. હમ તજી ભલો સબ કોઇ;
જીન એસા કર બુઝિયા, મીત હમારા સોઇ.

કબીર મન નિરમલ ભયો, જૈસો ગંગાનીર;
પાછે લાગે હરિ ફિરે. કહે કબીર કબીર.

તીરથ નાહે એક ફલ, સંત મિલે ફલ ચાર;
સતગુરુ મિલે અનેક ફલ, કહે કબીર બિચાર.

કબીર સોઇ મુખ ધન્ય હૈ, જા મુખ કહિયે રામ;
દેહ કીસકી બાપુરી, પવિત્ર હોવે નામ.

કબીર તાસું પ્રીત કર, જા કો ઠાકુર રામ;
પંડિત રાજે ભૂપતિ, આવહીં કૌને કામ.

હિંદુ ભલે રામ કહિ, મુસલમાન ખુદાય;
કબીર સાઈ જન નિર્મલા, દોઉ નિકટ ન જાય.

હિંદુ ધ્યાવે દેહરા, મુસલમાન મસીત;
કબીર ધ્યાવે તાસુ કો, જહાં દોનુ કી પરતીત.

રાખે વ્રત એકાદશી, કરે અન્ન કો ત્યાગ;
ભાંગ તમાકુ ના તજે, કહે કબીર અભાગ.

હરિજન કો સોહે નહીં, હુક્કા હાથ કે માંહીં;
કહે કબીરા રામજન, હુક્કા પીવે નાહીં.

## ગુરુ નાનકની સાખીઓ

પતિત ઉદ્ધારન ભય હરન, હરિ અનાથ કે નાથ;
કહુ નાનક તિહિં જાતિ લે, સદા વસત તુમ સાથ.

તન, ધન, અરુ પબ સુખ દિયો, અરુ જીહની કે ધામ;
કહુ નાનક સુન રે મના, સુમરત કાહીં ન રામ,

નાનક જહાં જહાં મૈં ફિર્યો, તહાં તહાં સચ્ચા સોઇ;
જહાં દેખા તહાં એક હૈ, ગુરુ મુખ પરગટ હોઇ.

યતન બહુત મેં કરી દીયો, મીટ્યો ન મન કો માન;
દુરમતિ સ્યોં નાનક ફસ્યો, રાખી લેહુ ભગવાન.

બલ છૂટક્યો બંધન પર્યો, કછુ ન હોત ઉપાઇ;
કહુ નાનક અબ ઓટ હરી, ગજ જ્યોં હોહુ ચહાઇ.

ગુણ ગોવિંદ ગાયો નહીં, જન્મ અકારત કીન;
કહુ નાનક હરિ ભજ મના, જીહિં બિધિ જલ કો મીન

સબ સુખદાતા રામ હૈ, દૂસર નાહીં કોઇ,
કહુ નાનક સુન રે મના, તિહિં સિમસ્ત ગતિ હોઇ.

સુખ દુઃખ જીહ પર સે નહીં, લોભ મોહ અભિમાન,
કહુ નાનક સુન રે મના, સો મૂરતિ ભગવાન.

સ્તુતિ નિંદા નહીં જીહીં, કંચન લોહ પમાન;
કહુ નાનક સુન રે મના, મુક્તિ તાહીં તે જાન.

હરખ શોક જા કે નહીં. વૈરી મિત્ર સમાન;
કહુ નાનક સુન રે મના, મુક્તિ તાહીં તે જાન.

સ્વામી કો ગૃહ જ્યોં સદા, સ્વાન તજત નહીં નીત;
નાનક યહ વિધ હરિ ભજો. એક મંન એક ચિત્ત.

# અન્ય સંતોની સાખીઓ

વિનવત હું કર જોરી કે, સુનિયો કૃપાનિધાન;
સંતસંગત સુખ દિજિયો. દયા ગરીબી દાન.
સુરત કરો મુજ સાંઇયાં, હમ હૈ ભજવલ માંહીં;
આપેહીં વહી જાએંગે, જો નહીં પકરો બાંહી.
અવગુણ મેરે હે પ્રભુ, બખશો ગરીબનિવાજ;
હો તો પૂત કપૂત હો, તુમ પિતા કો લાજ.
અવગુન કિયે તો બહુ કિયે, કરત ન કિયા બિચાર;
ભાવે બંદા બખશીયે, ભાવે ગરદન માર.
સાંઇ તેરે બહુત ગુણ, અવગુણ કોઇ નાહીં;
જો દિલ ખોજું આપના, સબ અવગુણ મોહિ માંહીં.
અંતરજામી એક તું, આતમ કે આધાર;
જો તુમ છોડી સાથ કો, કૌન ઉતારે પાર?
સાહેબ તુમહીં દયાલ હો, તુમ લગ મેરી દૌર;
જૈસેં કાગ જહાજ કો, સૂજે ઔર નઠોર.
જિનકો સાંઈ રંગ દે, કબહું ન હોઇ કુરંગ;
દીન દીન વાણી આગરી, ચઢે સવાયા રંગ.
સાંઇ તુજસેં બાહેરા, કૌડી મોલ બિકાય;
જાકે શિરપર તું ધની, લાખો મોકલનાર.
રામનામ રટતે રહો, જબ લગ ઘટ મેં પ્રાન;
કબહુક દીન દયાલ કોં, શબ્દ પડેગો કાન.

રામનામ જપતે રહો, ધરે રહો મન ધીર;
કબહુક કાજ સુધારહીં, કૃપાસિંધુ રઘુબીર.

પ્રેમ છિપાયા ના છિપે, જા ઘટ પરગટ હોય;
મુખ સેં બોલે નહિ તબે, નયન દેત હૈ રોય.

પડે રહે દરબાર મેં, ધકા ઘણી કા ખાય;
કહુંક લહેર દરિયાવ કી, દુઃખ દારિદ્ર જાય.

મો મેં ગુણ કછુ હૈ નહીં, તુમ હો ગુણ કે જહાજ;
ગુણ અવગુણ ન વિચારિયે, બાંહ ગ્રહે કી લાજ.

મૈં અપરાધી જનમ કા, નખશિખ ભરા વિકાર;
તુમ દાતા દુઃખ ભંજના, મેરી કરો સંભાર.

ક્યા મુખ લે બિનતી કરું, આવત લજ્જા મોઇ;
તુજ દેખત ઔગુન કરું, કૈસે ભાઉં તોઇ.

તું તું કરતા તું ભયા, મુજ મેં રહી ન હું;
વારી તેરે નામ પર, જીત દેખું તીત તું.

હમસે તુમ કો બહુત હૈ, તુમ સેં હમ કો એક;
કમલન કો રવિ એક હૈ, રવિ કો કમલ અનેક.

બલ હોવે બંધન છૂટે, સબ કછુ હોત ઉપાય;
સબ કછુ તુમરે હાથ મેં, તુમહીં હોહુ સહાય.

કરની બાપુરી ક્યા કરે, જો રામ ન હોઇ સહાઇ;
જીહ-જીહ કારી પગ ધરે, સાઈનમી નમી જાઇ.

વારું હરિ કે નામ પર, કીયા હરિ કા લોન;
જીસે ચલાવે પંથ તું, તીસે ચલાવે કોન.

જો કછુ કિયા સો તુમ કિયા, મૈં કછુ કિયા નહીં;
કહું કહીં જો મૈં કિયા, તુમ હીં થે મુજ માંહીં.

મેરા મુજ મેં કુછ નહીં, જો કુછ હૈ સો તેરા;
તેરા તુજ કો સોંપતે, કયા લાગત હૈ મેરા.

જો તુમ સમરથ સાંઇયા, દૃઢ કરી પકડો બાંહ;
ઘુરકી લેઇ પોચાવ હું, મત છાંડો મધ માંહ.

ઇત કૂવા ઉત વાવડી, ઇત ઉત થાહ અથાહ;
દોઉ દિશા હૈ દોહલી, સમરથ પાર લગાહ.

તેરે સેં સબ હોત હૈ, મેરે સેં કુછ નાહીં;
રાઇ સેં પરબત કરે, રાઇ પરબત માંહીં.

કાલ કરંતા આજ કર, આજ કરે સાંઇ હાલ;
પાછે કછુ ન હોઇગા, જો સીર આયા કાલ.

અષ્ટ સિધ નવ નિધ કી. ઉર મેં લેશ ન આશ;
મુક્ત કહે નાહી સંત કું, પ્રગટ મિલે અવિનાશ.

ગર્ભવાસ મેં જીન રખ્યો, દે દે અમૃત આહાર;
મુક્ત કહે તાકું ભજો, વિશ્વંભર કિરતાર.

પહેચાના તબ જાનિયે, હરિ સેં લાગે મન;
રાત દિન નહીં બીસરે, જ્યોં કરપીન કો ધન.

મથરાં ભાવૈ દ્વારકાં ભાવૈ, જાઓ જગન્નાથ;
સંતસંગત હરિભજન બિના, કછુ ન આવૈ હાથ.

જહાં જ્ઞાન તહાં ધર્મ હૈ, જહાં લોભ તહાં પાપ;
જહાં જૂઠ તહાં કાલ હૈ, જહાં ક્ષમા તહાં આપ.

સાચ્ય બરોબર તપ નહીં, જૂઠ બરોબર પાપ;
જા કે હૃદય સાચ હૈ, તા કે હૃદયે આપ.

જો તું સાચા વાણિયા, સાચે હાટ લગાય;
અંદર ઝાડુ ફેરિ કે, કુડા દેઈ બહાય.

કેહેણી મિસરી ખાંડ હૈ, રેહેણી તાતા લોહ;
કેહેણી કેહે રેહેણી રખે, ઐસા વિરલા કોક.

સતિયા સત નવ છાંડિયે, સત છાંડે પત જાય.
સત કી બાંધી લક્ષ્મી, ફિર મિલેગી આઇ.

બિન માંગે ભી સંતજન, પૂરે પર કી આશ;
કૌન કહત હૈ સૂર્ય કો, ઘર ઘર કરત પ્રકાશ.

જ્ઞાન ભક્તિ વૈરાગ યુત, સંત સરલ ચિત હોય;
મુક્ત કહે ભવતરન કો, ઉત્તમ નૌકા સોય.

પારસ મેં અરુ સંત મેં બડો અંતરો જાન;
વહ લોહા કંચન કરે, વહ કરે આપ સમાન.

મર જાઉં માગું નહીં. અપને તનકે કાજ;
પરમારથ કે કારણે, મોહે ન આવે લાજ.

આબ ગઇ આદર ગયા, નયનન ગયા સનેહ;
યે તીનોં તબહી ગયે, જબી કહા કછુ દેહ.

ચિંતા મત કર અચિંત હો, દેનહાર સમરથ;
પશુ પંખેરુ જીવજંત, તાકી ગાંઠ ન ગરથ.

અજગર કરે ન ચાકરી, પંછી કરે ન કામ;
દાસ મલુકા યોં કહે, સબ કા દાતા રામ.

કંચન તજના સહેલ હૈ, સહેલ પ્રિયા કા નેહ;
માન, બડાઇ, ઇરષા, દુર્લભ તજની એહ.

ચાહ મટી ચિંતા ગઇ, મનવા બેપરવાહ;
જિનકો કછુ ન ચાહિયે, સોહિ શાહન શાહ.

સાધ કહાવત કઠિન હૈ, ચઢના લંબી ખજૂર;
ચઢે તો ચાખે પ્રેમરસ, ગિરે તો ચકના ચૂર.

સિંહન કે ઝુંડે નહીં, હંસન કી નહીં પાંત;
લાલોંકી નહીં બોરિયાં, સંત ન ચલે જમાત.

એક કનક ઔર કામિની, ઇનસે રહિયે દૂર;
જપ, તપ, સંયમ લેત હૈ, દે અંખિન મેં ધૂર.

રૂપા સુખા પાય કર, ઠંડા પાણી પીવ;
દેખ પરાઇ ચોપરી, કયોં તરસાવે જીવ.

બંજને દે બાજીંત્ર તું, કલકું કહીં મત છોડ;
તુઝે પરાઇ કયા પરી, અપની આપ નીવેડ.

પાની પ્યાવત ક્યા ફિરે, ઘર ઘર સાયર-વારિ;
તૃષાવંત જો હોયગા, પીવેગા ઝખ મારી.

પઢના ગણના ચાતુરી, એ તો બાત સહેલ;
ગગન ચઢન મન બસ, કરન કામ દહન મુશ્કેલ.

માન બરાઇ કુકરી, સંતન કે દરબાર;
હસ્તી ચઢકર ડોલિયે, કુકર ભસે હજાર.

રાજદવારે રામજન, તીન બસ્તુ કો જાઇ;
કે તીહા કે માન કો, કે માયા કી ચાહ.

કે મુખ પટ દીને રહે, કે યથાર્થ ભાખંત;
ભજન કિયે તેં પચત હૈ, નહિંતર કરજ બઢંત.

રામનામ કે કારણે, સબ ધન ડાર્યો ખોય;
મૂરખ જાને ગિર પર્યો, દિન દિન દૂણો હોય.

ક્યા કરીયે ક્યા જોરીયે, થોરે જીવન કાજ;
છાંડી છાંડી સબ જાત હૈ, દેહ ગેહ ધનરાજ.

ખેલ ખૂબ સંસાર મેં, બાંધ સકે નહીં કોય;
ઘાટ જકાતી ક્યા કરે, સીર પર બોજ ન હોય.

રામ ભરોસો રાખ લે, અપને મન કે માંહી;
કારજ સરવ સમારહીં, બિગરેગો કછુ નાહીં.

નારાયણ તું ભજન કર, કહા કરેંગે કૂર;
સ્તુતિ નિંદા જગત કી, દોનોં કે સીર ધુર.

હરિજન તોહારા ભલા, જીતન દે સંસાર;
હાથી કું તો હર મિલે, જીતે કું જમદ્વાર.

જગ મેં બૈરી કોઇ નહીં, જો મન શીતલ હોઇ;
યહ આશા તું ડાર દે, દયા કરે સબ કોઇ.

તુજે બિડાની ક્યા પડી, અપની આપ નિવેડ;
તેરી જહાજ દરિયાવ મેં, ડૂબે નહિ ત્યું ખેડ.

ભરત અપની જનની તજી, પિતા તજ્યો પ્રહ્લાદ;
બિભિક્ષણ બંધુ તજ્યો, શ્રી રામ કે કાજ.

ભોજન છાજન કી નહીં, સોચ કરે હરિદાસ;
વિશ્વભરન પ્રભુ કરત હૈ, સો કયું રખે નિરાશ.

રૂખા સુખા પાય કે, ઠંડા પાની પીવ;
દેખ પરાઇ ચોપરી, ક્યું તરસાવે જીવ.

સાધુ ભૂખે ભાવ કે, ધન કે ભૂખે નાહીં;
જો સાધુ ધન કે ભૂખે, સોઇ સાધુ નાહીં.

કરમ કુંડે બહુ કરી કરી. જોડે લાખ કરોર;
ચલતી બેરન કછુ મિલ્યો, લઇ લંગોટી તોર.

દાવે દાઝ ન હોત હૈ, નિરદાવે રહે નિશંક;
જો જન નિરદાવે રહે, સો ગિને ઇન્દ્ર કો રંક.

પ્રેમ ન બાડી ઊપજે, પ્રેમ ન હાય બિકાય;
રાજા રાના જો રુચે, સીસે દઇ લઇ જાય.

પંડિત ઔર મશાલચી, દોનુ સૂઝે નાહીં;
ઔરન કો પરકાશ દે, આપ અંધેરે માંહીં.

માલા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખ માંહિ;
મનવા તો ચો દિસ ફિરે, યે તો સુમિરન નાહીં.

એરણ કી ચોરી કરે, કરે સુઇ કા દાન;
ભરમે ભૂલ્યા માનવી, કહાં આવે વૈમાન.

માખી ચંદન પરહરી, મલિન જાગ પર જાય;
યોં પામર કું હરિ કથા, ઊંઘે યા ઊઠી જાય.

અગન પલિતા રાજદંડ, ચોર મૂશ લે જાય;
ઇતના દંડ દુનિયા સહે, ધર્મદંડ સહ્યો ન જાય.

જો જલ બાઢે નાવ મેં, ઘર મેં બાઢે દામ;
દોઉ હાથ ઉલચીયેં, યહી સજ્જન કો કામ.

રોડા હોઈ રહુ વાટકા, તજી મન કા અભિમાન;
હરિજન ઐસા હો વહીં, તાહિં મિલે ભગવાન.

બહુ પડી બંધન હુઆ, માન બડાઈ બહોર;
જો પઢવે બંધન મિટે, સો પઢના કછુ ઓર.

કૈસા કહાં બગાડિયા, જો મૂંડે સો વાર;
મનકો કયોં નહિ, મૂંડિયે જા મેં વિપયવિકાર.

આધી સાખી શિર કટે, સારી કહાં સમાય;
રતિ એક ઘટ મેં ઊતરે, અજર અમર હો જાય.

જહાં દયા તહાં ધર્મ હૈ, જહાં લોભ તહાં પાપ.
જહાં ક્રોધ તહાં કાલ હૈ, જહાં ક્ષમા તહાં આપ.

જો ઘર નૌબત બાજતી, હોતે છત્તીસ નાદ;
વા મંદિર ખાલી પડે, બેઠન લાગે કાગ.

સબ ઘટ મેરા સાંઇયાં, સુની સેજ ન કોય;
બલિહારી વા ઘટ કી, જા ઘટ પરગટ હોય.

તુ તુ કરતા તુ ભયા, મુજ મેં રહી ન હું;
અબ આપા પર કા મિટ ગયા, જીત દેખું તીત તું

બાંહી છુડાયે જાત હો, નિર્બલ જાન કે માંહીં;
હિરદે તેં જાઓ જબે, તબ મેં જાનું તોહીં

જનુની જણ તો ભક્તજન, કાં દાતા કાં સૂર;
નહીં તો રહેજે વાંઝણી, મત ગમાવે નૂર.

પુત્રવતી યુવતિ જગ સોઈ,
રઘુવર ભક્ત જાસુસુત હોઈ.

મમ ગુણ ગાવત પુલક શરીરા,
ગદ ગદ ગિરા નયન વહ નીરા.

જહાં સુમતિ તહાં સંપત્તિ નાના
જહાં કુમતિ તહાં વિપત્તિ નાના

રામ ભજે હિત હોઈ તુમારા.
બિનુ હરિકૃપા મિલત નહિ સંતા

જેહિ કે જહિ પર સત્ય સનેહુ
સો તેહિ મિલત ન કછુ સંદેહુ
કાન કાહુ દુઃખ સુખકર દાતા,
નિજકૃત કર્મ ભોગ સબ ભ્રાતા.
પરહિત બસ જિન્હકે મનમાહીં.
તિન કહેં જગ દુર્લભ કછુ નાહીં.
સિયારામમય સબ જગ જાની
કરઉં પ્રણામ જોરી જુગપાની
ધન્ય ઘરી સોઈ જબ સતસંગા,
ધન્ય જન્મ હરિભક્ત અભંગા।

## કેટલીક ધૂનો

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે;
શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે.
હે નાથ નારાયણ વાસુદેવ.
હરિ હરિ બોલ, બોલ હરિ બોલ;
મુકુંદ માધવ ગોવિંદ બોલ.
શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રભુ નિત્યાનંદ.
હરે કૃષ્ણ હરે રામ રાધે ગોવિંદ.
અચ્યુતમ્ કેશવમ્ રામનારાયણમ્.
કૃષ્ણ દામોદરમ્ વાસુદેવમ્ હરિમ્

હરિ નારાયણ ગોવિંદા, રામાકૃષ્ણા ગોવિંદા!

હર હર શંભુ સાંબ સદા શિવ હર હર શંભુ!
હર હર મહાદેવ શંભુ, કાશીવિશ્વનાથ ગંગે!

નારાયણ, નારાયણ, નારાયણ!
સત્યનારાયણ, સત્યનારાયણ, સત્યનારાયણ!

રામનામ સાંભળેગો પ્રેમપદારથ પાવેગો;
રામનામ વિસારેગો જીતી બાજી હારેગો.

રઘુપતિ રાઘવ રાજારામ,
પતિત પાવન સીતારામ.

રામલક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી!

કાજ પડયું કેશવા! કરગરું વિઠ્ઠલા!

વિઠ્ઠલ રુકમાઈ, વિઠુબા રુકમાઈ!

હરિ વિઠ્ઠલા! હરિ વિઠ્ઠલા!

વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલા!

રાજાધિરાજ કી બલિહારી,
શ્રીરણછોડરાય કી બલિહારી!

જય રણછોડ મહારાજ, જય રણછોડ મહારાજ!

શ્રીરણછોડ, શ્રીરણછોડ, શ્રીરણછોડ, શ્રીરણછોડ!

વેગે વેગે દર્શન આપો અમે તમારાં દાસડિયાં

स्वल्पमप्स्य धर्मस्य त्रायते महतो भयात् ।

यद्यदाचरति श्रेष्ठस्तत्तः देवेतरो जनः ।

स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः ।

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।

આ જ ભારત કે રખવાલે,
આ જ ગૌવેં ચરાને વાલે!
આ જ ગીતા–જ્ઞાન સુનાને વાલે.
આ જ દુઃખ મિટાને વાલે.

## સંતોના ચાબખા

અખે કર્યો ટખો, બૂટે કર્યો ફેરો;
ગોપાળે રાંધી ઘેંસ. શિરાવવું હોય તો બેસ. (નરહર)

સતસંગની શેરી ભુલ્યો. ને પરમ પદની ના પડી
ફરે તમાગી મા ફૂટાયો, કહે બૂરો કાપડી. (અખે ગીતા)

ગાય તેટલા ગવૈયા અને જોડે એટલા જોડા
વગર સમજે ગાય તે પરજાપતના ઘોડા!